# નિવેદન



આપણી દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ **શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા,** સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ. ડી., એઓશ્રીની આજ્ઞાનુસાર કૈ. **શ્રીમન્ત માતુશ્રી મહારાણી જમનાબાઈ સાહેબની** પુણ્યસ્મૃતિ તરીકે એક ગ્રન્થમાળા પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે.

તદનુસાર, આ **"ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન"** એ નામનું પુસ્તક **શ્રીમતી સરોજિની મહેતા** પાસે તૈયાર કરાવવામાં આવેલું. તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી **"શ્રી માતુશ્રી જમનાબાઈ સ્મારક ગ્રન્થમાળા"**માં ૩૭મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.



| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા,<br>**પ્રાચ્ય વિદ્યામન્દિર,**<br>**વડોદરા.**<br>તા. ૨૪-૧૨-૧૯૫૭ | **ચો. જ. ત્રિપાઠી**<br>ભાષાન્તર મદદનીશ | **હંસા મહેતા**<br>ઉપકુલપતિ |

# પ્રાસ્તાવિક

આપણા સમાજમાં સ્ત્રીનું સ્થાન એ મારા આજીવન સર્વ લેખનનો પ્રિય વિષય છે. સ્ત્રીને એનું યોગ્ય સ્થાન આપણે ત્યાં કદી પણ – પ્રાચીન કે અર્વાચીન સમયમાં – મળ્યું નથી એવી મારી સદા-કાળ ફરિયાદ છે. એ ન મળવાનાં કારણોમાં પુરુષરચિત ધર્મગ્રંથો, કાયદા અને રૂઢિદત્ત બંધનો એ સર્વ મુખ્ય છે. પણ સ્ત્રીની પોતાની ઉદાસીનતા અને ભીરુતા પણ એની સ્થિતિ માટે જવાબદાર છે જ એમ મને લાગ્યા કરે છે. આ સર્વ પ્રકારના વિચારો મેં છૂટક લેખોમાં ઘણી વાર જણાવ્યા છે, પણ એક પુસ્તક રૂપે એ વિચારોને સંગઠિત કરીને પ્રસિદ્ધ કરવાનો આ પહેલો જ પ્રસંગ છે. આપણા ગૃહજીવનમાં સ્ત્રીની જે સ્થિતિ છે તેના ઉપર ફૂલની ચાદર બિછાવવાનું કામ મારાથી કદી થઈ શક્યું નથી, અને આ પુસ્તકમાં પણ મેં એ કર્યું નથી. સ્થિતિનું વાસ્તવિક આલેખન કરવાથી જ પ્રગતિનું પ્રથમ પગથિયું ચઢી શકાય છે એમ હું માનું છું. સ્થિતિ બહુ સારી છે એમ કહેવાથી જનસમૂહ રાજી થાય છે; પણ સ્થિતિ સુધરતી નથી – ઉલટી બગડે છે, કારણ અજ્ઞાન કરતાં પણ સ્થિતિનો આવો ખોટો સંતોષ એ વધારે હાનિકારક છે એમ મને લાગે છે. અજ્ઞાન નિવારવાનો રસ્તો છે, પણ ખોટા સંતોષનાં મનમનામણાં દુરાગ્રહનું સ્વરૂપ લઈ લે છે અને પછી એ ચિત્તમાંથી નીકળતાં જ નથી. પ્રગતિનો પંથ એથી બંધ જ થઈ જાય છે. જડ નિષ્ક્રિયતાને સ્થિતપ્રજ્ઞતા માની લેવામાં આવે છે.

આ પુસ્તકમાં મેં સ્ત્રીની સ્થિતિનું વર્ણન કરવા ઉપરાંત એ સ્થિતિનાં કારણો અને સુધારણા માટેનાં સૂચનો આપવા યથાશક્તિ યત્ન કર્યો છે. જનતા સમક્ષ આ સર્વ મૂકવાનો મને અવસર આપવા માટે

# અનુક્રમણિકા


| અનુક્રમ અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ગૃહિણી અને ઘર ... ... ... | ૧ |
| ૨ | પ્રાચીન સમય – વેદોનો અને મહાકાવ્યોનો યુગ ... | ૧૨ |
| ૩ | સૂત્રો, સ્મૃતિઓ અને પુરાણોનો સમય ... ... | ૨૨ |
| ૪ | બૌદ્ધયુગ અને મધ્યયુગ ... ... ... | ૩૯ |
| ૫ | સુધારાની શરૂઆત ... ... ... | ૬૬ |
| ૬ | કન્યા ... ... ... | ૮૮ |
| ૭ | શિક્ષણ ... ... ... | ૧૦૦ |
| ૮ | લગ્ન ... ... ... | ૧૧૬ |
| ૯ | કુલવધૂ અને વડીલો ... ... ... | ૧૪૨ |
| ૧૦ | પત્ની ... ... ... | ૧૬૬ |
| ૧૧ | માતા ... ... ... | ૨૦૧ |
| ૧૨ | વિધવા ... ... ... | ૨૩૧ |
| ૧૩ | આદર્શ અને વ્યવહાર ... ... ... | ૨૬૬ |

મહારાજા સયાજીરાવ વડોદરા યુનિવર્સિટીના પ્રાચ્ય વિદ્યામંદિરના સંચાલકોનો આભાર માનું છું.

લેખનસામગ્રી માટે ઉદારતાથી સહાયતા કરનાર મુંબાઈની ફાર્બસ ગુજરાતી સભાના મંત્રી શ્રી. શંકરપ્રસાદ છ. રાવળનો જાહેર રીતે આભાર ન માનું તો કૃતઘ્રી જ કહેવાઉં. તે ઉપરાંત મુ. શ્રી. દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનાં કુટુંબી શ્રી. ભદ્રિકાબહેન ગાંધીએ પણ એ માટે ઘણો સમય ગાળી જે મદદ આપી છે અને મારી મહેનત બચાવી છે તે માટે તેમનું પણ ઋણ સ્વીકારું છું.

તા. ૧૪મી એપ્રિલ, ૧૯૫૬.
મુંબાઇ.

સરોજિની મહેતા.

# અનુક્રમણિકા


| અનુક્રમ અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ગૃહિણી અને ઘર ... ... ... | ૧ |
| ૨ | પ્રાચીન સમય – વેદોનો અને મહાકાવ્યોનો યુગ ... | ૧૨ |
| ૩ | સૂત્રો, સ્મૃતિઓ અને પુરાણોનો સમય ... ... | ૨૨ |
| ૪ | બૌદ્ધયુગ અને મધ્યયુગ ... ... ... | ૩૯ |
| ૫ | સુધારાની શરૂઆત ... ... ... | ૬૬ |
| ૬ | કન્યા ... ... ... | ૮૮ |
| ૭ | શિક્ષણ ... ... ... | ૧૦૦ |
| ૮ | લગ્ન ... ... ... | ૧૧૬ |
| ૯ | કુલવધૂ અને વડીલો ... ... ... | ૧૪૨ |
| ૧૦ | પત્ની ... ... ... | ૧૬૬ |
| ૧૧ | માતા ... ... ... | ૨૦૧ |
| ૧૨ | વિધવા ... ... ... | ૨૩૧ |
| ૧૩ | આદર્શ અને વ્યવહાર ... ... ... | ૨૬૬ |

# ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન

## ૧

## ગૃહિણી અને ઘર

न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।

'એકલું ઘર તે ઘર બની શકતું નથી જ્યાં ગૃહિણી હોય તે જ સાચું ઘર છે' એ પ્રાચીન સુભાષિત આજે પણ સાચું જ છે. ગૃહિણી વિનાનું ઘર એ પૈડાં વિનાના રથ જેવું ઘણી વાર બની જાય છે. એમાં ગતિ, સ્ફુર્તિ રહેતી નથી. સવારથી સાંજ જેમ તેમ પડે તેથી ઘર ચાલ્યું ન કહેવાય. ગૃહવ્યવસ્થા સરળ રીતે ચાલે, તે ઉપરાંત એ વ્યવસ્થા ઘરનાં સૌને આનંદદાયક, સુખકારક બને ત્યારે જ એ વ્યવસ્થાનો ઉપયોગ છે. આ કરવાનું પુરુષના કરતાં સ્ત્રીના હાથમાં વધારે છે.

ગૃહજીવનના રક્ષણની જરૂર સ્ત્રીને જ છે એટલે એને વ્યવસ્થિત રીતે રાખવા એ બંધાયલી છે, એવી સામાન્ય માન્યતા છે. પણ આ સર્વાંશે સાચું નથી. ગૃહજીવનથી સ્ત્રી સુરક્ષિત છે અને બાળકો પણ છે જ. પણ એથી પુરુષ પણ કેટલે બધે અંશે સુરક્ષિત છે ? એના જીવનની બધી જ જરૂરિયાતો કાંઈ એની કમાણીનું સાધન કે એ કમાણીની આવક પણ પૂરી પાડી શકતાં નથી. એ કમાનાર છે તો સાથે સાથે પતિ છે, પિતા છે, ગૃહપતિ છે; અને માત્ર ગૃહનો રક્ષક નથી. અનેક બાબતમાં રક્ષિત પણ છે.

જગતની જે જૂનામાં જૂની સંસ્કૃતિઓ વિષે માહિતી મળી શકે છે તે સર્વમાં કોઈને કોઈ પ્રકારના ગૃહજીવનનો ઉલ્લેખ નજરે પડે છે. વેદની

# ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન

## ૧

## ગૃહિણી અને ઘર

न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।

'એકલું ઘર તે ઘર બની શકતું નથી જ્યાં ગૃહિણી હોય તે જ સાચું ઘર છે' એ પ્રાચીન સુભાષિત આજે પણ સાચું જ છે. ગૃહિણી વિનાનું ઘર એ પૈડાં વિનાના રથ જેવું ઘણી વાર બની જાય છે. એમાં ગતિ, સ્ફુર્તિ રહેતી નથી. સવારથી સાંજ જેમ તેમ પડે તેથી ઘર ચાલ્યું ન કહેવાય. ગૃહવ્યવસ્થા સરળ રીતે ચાલે, તે ઉપરાંત એ વ્યવસ્થા ઘરનાં સૌને આનંદદાયક, સુખકારક બને ત્યારે જ એ વ્યવસ્થાનો ઉપયોગ છે. આ કરવાનું પુરુષના કરતાં સ્ત્રીના હાથમાં વધારે છે.

ગૃહજીવનના રક્ષણની જરૂર સ્ત્રીને જ છે એટલે એને વ્યવસ્થિત રીતે રાખવા એ બંધાયેલી છે, એવી સામાન્ય માન્યતા છે. પણ આ સર્વાંશે સાચું નથી. ગૃહજીવનથી સ્ત્રી સુરક્ષિત છે અને બાળકો પણ છે જ. પણ એથી પુરુષ પણ કેટલે બધે અંશે સુરક્ષિત છે ! એના જીવનની બધી જ જરૂરિયાતો કાંઈ એની કમાણીનું સાધન કે એ કમાણીની આવક પણ પૂરી પાડી શકતાં નથી. એ કમાનાર છે તો સાથે સાથે પતિ છે, પિતા છે, ગૃહપતિ છે; અને માત્ર ગૃહનો રક્ષક નથી. અનેક બાબતમાં રક્ષિત પણ છે.

જગતની જે જૂનામાં જૂની સંસ્કૃતિઓ વિષે માહિતી મળી શકે છે તે સર્વમાં કોઈને કોઈ પ્રકારના ગૃહજીવનનો ઉલ્લેખ નજરે પડે છે. વેદની

સંસ્કૃતિથી પણ વિશેષ પ્રાચીન એવી મીસરની સંસ્કૃતિના અવશેષો ઉપરથી જણાય છે કે તે સમયમાં પણ સમાજવ્યવસ્થા સ્થાપિત થયેલી હતી. સામાન્ય જનના જેના વડે જ સમાજ બને છે તેનાં નહિ પણ તેના ઉપર માત્ર જન્મના અકસ્માતને લઇને રાજ્ય કરનાર વ્યક્તિઓનાં સ્મૃતિચિહ્નો સાચવી રાખવાની પ્રથા બધા જ દેશોમાં હતી. ઇતિહાસ પણ એમના જ લખાય છે. એટલે આપણને જનતાને વિષે બહુ થોડી માહિતી મળે છે – શાસનકર્તાઓ વિષે ઘણી મળે છે. પણ એ શાસનકર્તાઓના માત્ર રાજનૈતિક જીવન નહોતાં, ગૃહજીવન પણ હતાં જ. એ સંબંધી કંઇક હકીકતો પણ મળે છે. એટલે જે ગૃહજીવન રાજકુટુંબોમાં સ્થાપિત થયેલું હતું તે લોકજીવનમાં પણ હોવું જ જોઈએ.

આપણા દેશમાં એ ગૃહજીવન કેવા પ્રકારનું હતું તે વિષે થોડી ઘણી માહિતી મળી શકે છે. પ્રાચીન પુસ્તકોમાં ગૃહજીવનના વર્ણનો હોતાં નથી. પણ વ્યવહારની બાબતો વિષેનાં લખાણો ઉપરથી આપણે તારવણી કરી શકીએ છીએ. એક વડીલ પુરુષના છત્ર નીચે રહેનારાં કુટુંબો એ જમાનામાં પણ હતાં.

વેદના મંત્રોમાંથી સામાજિક રૂઢિઓ, નીતિના પ્રશ્નો, વગેરે વિષે હકીકતો મળી શકે છે. આપણે ત્યાં સામાજિક રૂઢિઓ ઉપર ધર્મની અસર ઘણી થઈ છે, બલ્કે ઘણા દાખલામાં તો રૂઢિ જ ધર્મ મનાય છે. એટલે સામાજિક રિવાજોને લગતાં સૂત્રોમાં ધર્મ તથા દંતકથાનાં પાસાં દેખાય છે.

સામાન્ય રીતે એમ કહેવામાં આવે છે કે કોઈ પણ સમાજની ઊંચી કે નીચી કક્ષાનું માપ કાઢવું હોય તો એના સ્ત્રીવર્ગની સ્થિતિ જોવી જોઈએ અને એ ઘણે અંશે સાચુ પણ છે. સમાજનું મધ્યબિંદુ કૌટુંબિક જીવન છે અને તેમાં સ્ત્રીની પદવી જોઇને એનું ધોરણ આંકી શકાય.

કૌટુંબિક જીવનમાં સ્ત્રીને એક જ ધર્મ બજાવવાનો નથી હોતો. એની

અંદર શરૂઆતમાં તો એ એક વધૂ છે, અને પત્ની છે. પણ પછી ધીમે ધીમે માતા, ગૃહિણી બને છે. ગૃહિણીધર્મમાં પાડોશીધર્મ અને કેટલેક અંશે નાગરિકધર્મ પણ સમાઈ જાય છે. આ બધાં જ ક્ષેત્રો એકબીજા સાથે સંકળાયેલાં છે અને તેમને છૂટાં પાડી શકાતાં નથી. સ્વ. કવિ ન્હાનાલાલે કહ્યું છે તેમ "કુટુંબ તો લગ્નતિથિથી જ મંડાયું તે ઘડીથી જ સ્ત્રીને ગૃહિણીધર્મ પ્રાપ્ત થાય છે. × × ગૃહની વ્યવસ્થા—ઘરસંસાર ચલાવવો એ પત્નીધર્મથી નિરાળી વાત છે. છતાં બન્નેની અખંડ બેલડી છે. લગ્નવ્રતમાંથી એ બન્ને જોડકી બહેનો જન્મે છે."

પણ ગૃહજીવનની અંદર ગૃહિણી એ મુખ્ય સ્ત્રી છે છતાં બીજી સ્ત્રીઓને વિસારી ન મૂકાય. આપણે ત્યાં હજી મોટે ભાગે ગૃહિણી પદ સાસુ અથવા કુટુંબની કોઈ વડીલ સ્ત્રી ભોગવતી હોય છે અને જુવાન સ્ત્રી ઘણા લાંબા વખત સુધી વહુને પદે રહે છે. એને માથે કામ ઘણાં હોય છે, પણ કુટુંબની આર્થિક કે સામાજિક જવાબદારી નથી હોતી. એટલે ગૃહિણીધર્મનો વિચાર કરતાં પ્રૌઢ વયની સ્ત્રી જ નજર આગળ આવે.

આપણે એકમ હજી સંયુક્ત કુટુંબ હોવા છતાં પણ મોટાં શહેરોમાં નાનાં નાનાં કુટુંબો અનેક જોવા મળે છે. આ કુટુંબો પોતાના સંયુક્ત કુટુંબથી કંઈ તદ્દન છૂટાં પડી ગયાં નથી હોતાં. પણ મોટે ભાગે જગાની તંગીને લઈ ને અથવા શહેરમાં ઝાઝાં માણસોનો નિભાવ કરવાનું પરવડે નહિ એ કારણથી પતિપત્ની અને બાળકોનું જ બનેલું એવાં કુટુંબો સંખ્યાબંધ નજરે પડે છે. સ્ત્રી ગમે તે વયની હોય તો પણ ત્યાં એ ગૃહિણી બને છે.

આપણાં કુટુંબોમાં બીજી એક સ્ત્રીનું ખાસ સ્થાન છે, તે વિધવાનું. વિધવા એની વય અને કુટુંબમાંની સગાઈ અનુસાર વડીલ પદે, વહુને પદે કે પુત્રીને પદે હોય છે. દરેક પદમાં એનું સ્થાન સરખું નથી હોતું અને હોઈ ન શકે.

આ બધે સ્થાને પહોંચતા પહેલાં સ્ત્રી કન્યા હોય છે. કન્યાનો જન્મ અને ઉછેર કુટુંબમાં ગૃહની અંદર જ થાય છે. એટલે એના આ સ્થાન વિષે પણ વિચાર કરવો પડશે.

આ ઉપરાત સામાજિક અને આર્થિક સ્થિતિને લઈ એકની એક પદવીમાં પણ સ્ત્રીનું સ્થાન નિરાળું રહે છે. શ્રીમંતાઈ ગરીબાઈ, સુખ દુઃખ, નીતિ અનીતિ, જ્ઞાન અજ્ઞાન એ સર્વ અવસ્થાઓ સ્ત્રીનું સ્થાન નક્કી કરવામાં ભાગ ભજવે છે.

પહેલાની માન્યતા એવી હતી કે જે મા બાપ જન્મ આપે તેમની, તેમના કુળની અને નાતની આબરૂ વધે એવું સ્ત્રી કરે તો તેનું જીવતર લેખે ગણાય. આ આબરૂ વધારવા માટે યોગ્ય કાર્ય કયાં તે વિષેની માન્યતાઓ પણ આપણા આધુનિક ખ્યાલોથી તદ્દન જુદી જ હતી. મરણ પરણ પ્રસંગે વટ વ્યવહાર સાચવવો એ સૌથી મોટું કર્તવ્ય ગણાતું. એમાં કાબેલ સ્ત્રીઓ ભારે પ્રશંસાને પાત્ર થતી. પછી એ કાબેલિયત ભર બજારમાં ખુલ્લી છાતી રાખી કુટવાની પણ હોય! પણ હવે આપણે સમજીએ છીએ કે જે દેશમાં આપણો જન્મ થયો હોય તેની પ્રતિષ્ઠા વધારવાનો પણ આપણો ધર્મ છે. અને એ ધર્મ બજાવવામા આવા જંગલી આચાર ચાલી શકે નહિ.

સ્ત્રી પુરુષ વનમાં નહી પણ સંસારની વચ્ચે ઘર વસાવે છે. એટલે એમણે માત્ર પોતાનો નહિ પણ આખા સંસારનો વિચાર કરવાનો છે. જે સંસાર એમની સમક્ષ ભૂતકાળના અનુભવો ખુલ્લા મૂકે છે અને જેથી એમને માર્ગદર્શન મળે છે તેમ જ જે સંસારવાસીઓ દરેક પ્રકારની સહાયતા કરે છે તેનો વિચાર જેટલો પુરુષોએ તેટલો જ સ્ત્રીઓએ કરવાનો છે. ગૃહસ્થ કે ગૃહિણીધર્મમાં એનો સમાવેશ થાય છે.

સ્ત્રી એ મુખ્યત્વે ગૃહિણી છે એ વાત સાચી છે. પણ એ વસ્તુને સ્ત્રીના શોષણનું સાધન બનાવી દેવામાં આવી છે. ગૃહિણીધર્મ બજાવવામાં એનો વ્યક્તિગત વિકાસ થાય એવી શક્યતા રહેતી નથી.

રખે એ બહારની કોઈ ચીજમાં ધ્યાન આપે અને એને લઈ કુટુંબનાં સુખસગવડમાં જરા જેટલી પણ ખામી આવે એ બીકે એને એમ સમજાવવામાં આવ્યું છે કે ઘરની બહાર નજર કરવી એ ગૃહિણીધર્મ ચૂકવા બરાબર છે – એમાં કર્તવ્યવિમુખતા છે. આને લઈ સ્ત્રીનો વિકાસ અટકી ગયો છે, એની નજર ટૂંકી થઈ ગઈ છે, અને મન સંકુચિત થઈ ગયું છે.

મૃદુતા એ સ્ત્રીનો ખાસ ગુણ ગણાય છે. પણ એ મૃદુતા ક્યારે નિર્બળતામાં સરી પડી તેનું આપણને ભાન નથી રહ્યું. મૃદુતાની રક્ષાને બહાને નિર્બળતાને ઉત્તેજન મળી રહે છે. યુરોપમાં મધ્યકાલીન યુગમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીસન્માન (Chivalry)ની દંભી ભાવના આ જ પાયા ઉપર રચાઈ હતી, એને પાળી પોષીને એવી વિકસિત કરવામાં આવી હતી કે સ્ત્રીની બધી શક્તિ એણે હરી લીધી અને એ એક શોભાની પુતળી બની રહી. અલબત્ત ત્યાં હવે એ સ્થિતિ રહી નથી. સ્ત્રીઓ સમજ્યું ગઈ છે કે પુરુષના અવલંબન વગર પગલું પણ ભરાય નહિ, એ સ્થિતિમાં ગૌરવ લેવા જેવું નહિ પણ શરમાવા જેવું છે, અને સ્ત્રીની અસહાયતાનો લાભ પુરુષને મળે છે – એને પોતાને નહિ.

માત્ર અસહાયતા જ સ્ત્રીની પદવી નીચી રાખે છે એવું નથી. આપણે ત્યાં જન્મથી જ દીકરીની માટી હલકી ગણાય છે. આનો દોષ કેવળ સ્ત્રી વર્ગને જ માથે છે. ઘરમાં છોકરો જન્મે ત્યારે ખુશાલીની થાળી વગાડી સૌ આડોશીપાડોશીને ખબર પડવા દેવી અને છોકરી જન્મે ત્યારે હાંડલીમા પૈસાં ખખડાવી કોઈ સાંભળે જાણે નહિ એવો અવાજ કરવો એવા રિવાજ કાંઇ પુરુષો પાડતા નથી, કે એ પાળવાનો આગ્રહ પણ રાખતા નથી. એ તો ડોશીશાસ્ત્રના નિયમો છે અને સ્ત્રીઓ જ તેને ચીવટાઈથી વળગી રહે છે. પુત્રી જન્મી હોય ત્યારે એ પુત્રીની કે એની માતાની પણ પૂરી માવજત ન કરવી અથવા ઘરમાં દીકરાદીકરીમાં

ભાણા ભેદ કરવો એ પણ સ્ત્રી વર્ગે જ પાડેલા રિવાજ છે. આમાં પોતાની જાતિનું કેવું ભયંકર અપમાન થઈ રહ્યું છે એનું તેમને ભાન હોતું નથી.

જેમના તરફથી આપણે કાંઈક માર્ગદર્શનની આશા રાખીએ એવી પણ કેટલીક વ્યક્તિઓ એમ કહે છે કે આપણા સમાજમાં સ્ત્રીઓને હક નથી તેથી તેમની સ્થિતિ ખરાબ છે એમ માની લેવાય નહિ, કારણ આપણી આર્ય સંસ્કૃતિ માત્ર ફરજ–કર્તવ્યમાં જ સમજે છે, હકમાં નહિ. હક એ તો પાશ્ચાત્ય સંસ્કૃતિના અનુકરણથી ઉત્પન્ન થયેલો ખ્યાલ છે! તેઓ કહે છે કે 'હક' ને માટે સંસ્કૃત શબ્દ જ નથી એટલે એ વસ્તુનો આર્યધર્મમાં વિચાર જ નહોતો તેથી સ્ત્રી પુરુષની અસમાનતાની વાત જ નહોતી; બન્ને પોતપોતાના ધર્મ સારી રીતે પાળતાં એટલે સંસાર સારી રીતે ચાલતો.

આવા વિચારોની સામે શી દલીલો કરવી? સીતા, દમયંતી, દ્રૌપદી જેવી સ્ત્રીઓની પોતાના કાંઈ પણ દોષ વગર કેવી સ્થિતિ કરવામાં આવી હતી તે આપણે સૌ જાણીએ છીએ. જેમને આપણે સ્ત્રીવર્ગમાં રત્નરૂપ માનીએ તેમની આવી સ્થિતિ થઈ હતી તો સામાન્ય સ્ત્રીવર્ગની ઊગી હશે એમ કેવી રીતે માનવું? સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા વિદ્વાનને પણ લખવું પડ્યું હતું કેઃ—

"નજાત સુખી હશે અહીં કદિ મહાલની સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ."

ભલે, એમણે કહેલી સ્થિતિ સર્વત્ર વ્યાપક ન હોય પણ એમણે ઘણે ઠેકાણે સ્ત્રીની કરુણ દશા જોઈ જ હશે ત્યારે સ્ત્રીજાતિનું આવું ચિત્ર આલેખ્યું હશે, એમાં શક નથી.

આપણે ત્યાં હક માટે સંસ્કૃત શબ્દ — "અધિકાર" — છે જ અને ગુજરાતી ભાષામાં પણ તે ખૂબ જ પ્રચલિત છે. આપણા સમાજમાં શું સાસુ વહુના ઉપર અધિકાર નથી ભોગવતી? પતિને પત્ની ઉપર કાયદાએ,

ધર્મે અને રૂઢિએ અધિકાર નથી આપ્યા? વડીલો આખા કુટુંબ ઉપર અધિકાર નથી ભોગવતા? આ સર્વના હકમાં—અધિકારમાં સેવાની ગંધ સરખી નથી, અબાધિત હકનું જ જોર છે.

આપણાં પ્રાચીન પુસ્તકોમાં પત્નીને સહધર્મચારિણી કહી છે, અને દરેક ધર્મકાર્યમાં સ્ત્રીની જરૂર હોઈ એની પદવી બહુ ઉન્નત ગણી શકાય એવી પણ માન્યતા પ્રવર્તે છે. એના ટેકામાં જે મોટો દાખલો ટાંકવામાં આવે છે તે એ કે સીતાના ત્યાગ પછી અશ્વમેધયજ્ઞ વખતે રામે એની સોનાની મૂર્તિ કરી પોતાની જોડે બેસાડી હતી. પણ આ દાખલો તો એ ટાંકનારની વિરુદ્ધમાં જ જાય છે. આ દાખલો તો એટલું જ બતાવે છે કે ધર્મકાર્યમાં સ્ત્રીની જરૂર એક નિર્જીવ પ્રતિમા જેટલી જ હતી—એનો સક્રિય ભાગ કશો નહોતો. આજે પણ એવું કયાં નથી બનતું કે વડીલોની જ ઇચ્છાનુસાર પોતાની દીકરીને પરણાવવા માટે સ્ત્રીને કન્યાદાન દેવા બેસવું જ પડે છે—પછી ભલે એને પોતાને મનથી એ ઠેકાણું દીકરી માટે તદ્દન અયોગ્ય હોય અને આંખમાં આંસુ અને હૃદયમાં ઊંડા નિસાસા સાથે એ કન્યાદાન દેતી હોય. આમાં સહધર્મચાર કયાં આવ્યો?

કેટલાક તરફથી એમ પણ કહેવામાં આવે છે કે આપણા દેશમાં માત્ર એક જ પ્રકારની વ્યવસ્થા તરફ લક્ષ રાખ્યું હતું—પુરુષ પ્રયત્ન કરી કમાઈ લાવે અને સ્ત્રી તેનો સદુપયોગ કરી ઘરને દીપાવે. આવી જાતની વ્યવસ્થા ગૃહની સમતુલા જાળવવા માટે ખાસ જરૂરી હોઈ હિંદુઓએ તે સાચવી રાખી પણ તેથી સ્ત્રીને હલકી ગણી એમ માનવું અયોગ્ય છે એમ તેઓ માને છે. પણ દુનિયામાં સર્વત્ર આવી જ વ્યવસ્થા જણાય છે. પશ્ચિમના દેશોમાં કે પૂર્વના હિંદ સિવાયના બીજા દેશોમાં પણ એવી જ વ્યવસ્થા છે. અને માનવ સંસ્કૃતિનો ઉદય થયો ત્યારથી સમસ્ત જગતમાં એ જ વ્યવસ્થા ચાલી આવે છે. પશ્ચિમમાં તેમ જ આપણે ત્યાં કામદાર અને ખેડૂત વર્ગમાં જ્યાં સ્ત્રીઓ કમાવા જાય છે ત્યાં બધે જ એમને માથે બેવડો બોજો હોય છે—કમાવાનો અને ગૃહવ્યવસ્થાનો. ગમે તે

સંજોગોમા ગૃહવ્યવસ્થા સ્ત્રી પાસેથી છટી શકતી જ નથી. પણ તેથી એની પદવી ઊંચી છે એમ કહેવા માટે કશું પ્રમાણ મળતું નથી.

આપણે ત્યા તો સ્ત્રી ઘરની રાણી છે, ગૃહસ્થાશ્રમને જે પવિત્રતા હિંદુઓએ આપી છે તે બીજી કોઈ પ્રજાએ આપી નથી એમ પણ આપણને કહેવામા આવે છે. દરેક ઘરમાં પુરુષોને સ્ત્રીની ઇચ્છાને જ તાબે થવુ પડે છે એમ આવી માન્યતા ધરાવનારા કહે છે, અને કદાચ કોઈ બાબતોમા સ્ત્રીના મતની અવગણના થતી હોય તો તેથી કાંઈ અસમાનતા સિદ્ધ થઈ જતી નથી — જેમ સમ્રાટની ઇચ્છાને અવગણીને પ્રધાનમંડળ ચાલે તો તેથી સમ્રાટની પદવી હલકી થતી નથી તેમ. આવી દલીલબાજીઓમાં ફસાઈ જઈ ખરી વસ્તુસ્થિતિ ભૂલી શકાએ નહિ. અને આ દલીલ ખુદ જ એ કરનારની વિરુદ્ધ જાય છે. સમ્રાટની ઇચ્છાને અવગણીને પ્રધાનમંડળ રાજનીતિ નક્કી કરે તો એ સમ્રાટ એક શોભાનું પૂતળું જ છે — સાચા અર્થમાં સમ્રાટ ન કહેવાય.

જ્યારે આમ એક તરફથી સ્ત્રીની પદવી બહુ જ ઊંચી છે એમ સાબિત કરવા પ્રયત્નો થાય છે, ત્યારે બીજી બાજુ તદ્દન નિરાશાજનક ચિતાર પણ નજરે પડે છે. કન્યાના જન્મથી આનંદ માને એવાં કુટુંબો આપણા સમાજમાં એક ટકો ભાગ્યે નીકળે. તેમાં પણ જેમને એક કે વધારે પુત્રીઓ હોય તે તો એના જન્મની કદિ ઇચ્છા ન રાખે.

અને પત્ની અથવા કહોકે સંયુક્ત કુટુંબમાં વહુ તરીકેના જીવન વિષે તો એથીએ વધારે નિરાશાજનક ચિત્રો નજરે પડે છે. જાણીતાં લેખિકા શ્રી રંભાબહેન ગાંધી પોતાના એક લેખમાં * કહે છે કે—" તેમને (પતિને) ન્હાનપણમાથી જ સ્ત્રીઓ વિષે, તેમની લાયકાત વિષે, તેમને કેમ કબૂમાં રાખવી તે વિષેનું જ્ઞાન તેમની મા તથા બહેન પાસેથી વ્યવસ્થિત રીતે ને

* મુંબઈની જૈન મહિલા સમાજનું મુખપત્ર 'વિકાસ' (તા ૫-૭-૫૫) 'પતિના રાજ્યમાં' એ નામનો પત્રરૂપે લખેલો લેખ.

પાકે પાયે મળી ગયું હતું. તેમનો સિદ્ધાંત છે કે 'ઘોડે જાર બાજરી ને ઘોડે નાર પાંશરી.' કેરી એટલે શું? પગનું ખાસડું, એક જાય ને બીજું આવે. સ્ત્રીને તો કાબૂમાં જ રાખવી × × સહેજ પણ માથું ઊંચું કરવાની તક નહિ આપવાની. આ છે એમના વિચારો. ને તે જ પ્રમાણે છે આચારો. સહેજ પણ જો આચરણમાં મૂકવાની ઉણપ આવે તો તેમને બહેન-માતેની પૂરી યાદ દેવડાવે છે અને એ પાછા સાવધાન થઈ જાય છે. × × નોકરથી ખરાબ હાલતમાં પડી રહું છું અને રોટલો ખાઈને વૈતરાં કરું છું. નોકરની દશા તો સારી કે ન ફાવે તો છોડી શકે પરંતુ હું ક્યાં જાઉં? પણ હું સાવ જ દુઃખને જ શા માટે રહું છું? ચારે તરફ આગની જ્વાળા પ્રગટી છે × × આસપાસ નજર ફેંકું છું, ત્યાં પણ એ જ જોઉં છું. એકનો પતિ કમાતો નથી ને છોકરા ઉપર છોકરાં થયે જ જાય છે. × બીજીનો પતિ કમાય છે પણ સાસુનો ત્રાસ છે. ત્રીજીનો પતિ રખડાઉ છે, તેથી નથી એના જીવનમાં આનંદ કે ઉલ્લાસ. ચોથીને વગર અપરાધે તજી દીધી છે. પાંચમી પરણી છે તો ધનવાનને પણ પતિ છે રાતનો રાજા - ભ્રમર જેમ ફુલે ફુલે ભમે છે ને ઘરના મહેકતા ફુલને કરમાવે છે. કોઈ ઘરડા વરથી કંટાળી છે, કોઈ હલકટ વરથી, કોઈ માવડીયાથી, કોઈ વહેમીથી, કોઈ ઉડાઉથી, કોઈ ભુડથલથી, તો કોઈ સાસુથી, તો કોઈ સાવકાં છોકરાથી, તો કોઈ ભટકતા ભ્રમરથી. આવી છે હાલત સ્ત્રીઓની × × કંઈ કંઈ બાળાઓ સહન ન થવાથી મૃત્યુને ભેટે છે, કુવા પૂરે છે, નદીનાળાં પૂરે છે, આગને ભેટે છે, ઝેરના કટોરા ગટગટાવી જાય છે, ને ઘરચોળાની સોડ તાણીને સુઈ જાય છે, છતાંએ ઉઘડે છે કોઈની આંખો? થાય છે કોઈના દિલમાં અરેરાટી!"

આપણને વિચાર આવે કે ત્યારે આ બેમાંથી કયું ચિત્ર સાચું? સ્ત્રીની પદવી આપણા સમાજમાં ખૂબ ઊંચી છે અને એમાં સુધારાને અવકાશ નથી એ કે ઉપર કરેલા વર્ણન જેવું કે જ્યાં સ્ત્રીવર્ગની ખૂબ જ અધમ દશા આલેખવામાં આવી છે એ?

સંજોગોમાં ગૃહવ્યવસ્થા સ્ત્રી પાસેથી છૂટી શકતી જ નથી. પણ તેથી એની પદવી ઊંચી છે એમ કહેવા માટે કશું પ્રમાણ મળતું નથી.

આપણે ત્યાં તો સ્ત્રી ઘરની રાણી છે, ગૃહસ્થાશ્રમને જે પવિત્રતા હિંદુઓએ આપી છે તે બીજી કોઈ પ્રજાએ આપી નથી એમ પણ આપણને કહેવામાં આવે છે. દરેક ઘરમાં પુરુષોને સ્ત્રીની ઇચ્છાને જ તાબે થવું પડે છે એમ આવી માન્યતા ધરાવનારા કહે છે, અને કદાચ કોઈ બાબતોમાં સ્ત્રીના મનની અવગણના થતી હોય તો તેથી કાંઈ અસમાનતા સિદ્ધ થઈ જતી નથી — જેમ સમ્રાટની ઇચ્છાને અવગણીને પ્રધાનમંડળ ચાલે તો તેથી સમ્રાટની પદવી હલકી થતી નથી તેમ. આવી દલીલબાજીઓમાં ફસાઈ જઈ ખરી વસ્તુસ્થિતિ ભૂલી જઈએ નહિ. અને આ દલીલ ખુદ જ એ કરનારની વિરુદ્ધ જાય છે. સમ્રાટની ઇચ્છાને અવગણીને પ્રધાનમંડળ રાજનીતિ નક્કી કરે તો એ સમ્રાટ એક શોભાનું પૂતળું જ છે — સાચા અર્થમાં સમ્રાટ ન કહેવાય.

જ્યારે આમ એક તરફથી સ્ત્રીની પદવી બહુ જ ઊંચી છે એમ સાબિત કરવા પ્રયત્નો થાય છે, ત્યારે બીજી બાજુ તદ્દન નિરાશાજનક ચિતાર પણ નજરે પડે છે. કન્યાના જન્મથી આનંદ માને એવાં કુટુંબો આપણા સમાજમાં એક કે બે ભાગ્યે નીકળે. તેમાં પણ જેમને એક કે વધારે પુત્રીઓ હોય તે તો એના જન્મની કદિ ઇચ્છા ન રાખે.

અને પત્ની અથવા કહો કે સંયુક્ત કુટુંબમાં વહુ તરીકેના જીવન વિષે તો એથીએ વધારે નિરાશાજનક ચિત્રો નજરે પડે છે. જાણીતાં લેખિકા શ્રી રંભાબહેન ગાંધી પોતાના એક લેખમાં * કહે છે કે—" તેમને (પતિને) ન્હાનપણમાંથી જ સ્ત્રીઓ વિષે, તેમની લાયકાત વિષે, તેમને કેમ કબૂમાં રાખવી તે વિષેનું જ્ઞાન તેમની મા તથા બહેન પાસેથી વ્યવસ્થિત રીતે ને

* મુંબઈની જૈન મહિલા સમાજનું મુખપત્ર 'વિકાસ' (તા ૫-૭-૫૫) 'પતિના રાજ્યમાં' એ નામનો પત્રરૂપે લખેલો લેખ.

પાકે પાયે મળી ગયું હતું. તેમનો સિદ્ધાંત છે કે 'ઘોડે જાર બાજરી ને ઘોડે નાર પાંશરી.' બૈરી એટલે શું? પગનું ખાસડું, એક જાય ને બીજું આવે. સ્ત્રીને તો કાબૂમાં જ રાખવી × × સહેજ પણ માથું ઊંચું કરવાની તક નહિ આપવાની. આ છે એમના વિચારો ને તે જ પ્રમાણે છે આચારો. સહેજ પણ જો આચરણમાં મૂકવાની ઉથપ આવે તો તેમને બહેન-મા-તેની પૂરી યાદ દેવડાવે છે અને એ પાછા સાવધાન થઈ જાય છે. × × નોકરથી ખરાબ હાલતમાં પડી રહું છું અને રોટલો ખાઈને વૈતરાં કરું છું. નોકરની દશા તો સારી કે ન ફાવે તો છોડી શકે પરંતુ હું ક્યાં જાઉં? પણ હું મારા જ દુઃખને જ શા માટે રડું છું? ચારે તરફ આગની જ્વાળા પ્રગટી છે × × આસપાસ નજર ફેરવું છું, ત્યાં પણ એ જ જોઉં છું. એકનો પતિ કમાતો નથી ને છોકરાં ઉપર છોકરાં થયે જ જાય છે. × બીજીનો પતિ કમાય છે પણ સાસુનો ત્રાસ છે. ત્રીજીને પતિ રખડાઉ છે, તેથી નથી એના જીવનમાં આનંદ કે ઉલ્લાસ. ચોથીને વગર અપરાધે તજી દીધી છે. પાંચમી પરણી છે તો ધનવાનને પણ પતિ છે રાતનો રાજા - ભ્રમર જેમ ફુલે ફુલે ભમે છે ને ઘરના મહેકતા ફુલને કરમાવે છે. કોઈ ધરડા વરથી કંટાળી છે, કોઈ હલકટ વરથી, કોઈ માતડીયાથી, કોઈ વહેમીથી, કોઈ ઉડાઉથી, કોઈ બુડથલથી, તો કોઈ સાસુથી, તો કોઈ સાવકાં છોકરાંથી, તો કોઈ ભટકતા ભ્રમરથી. આવી છે હાલત સ્ત્રીઓની × × કંઈ કંઈ બાળાઓ સહન ન થવાથી મૃત્યુને ભેટે છે, કુવા પૂરે છે, નદીનાળાં પૂરે છે, આગને ભેટે છે, ઝેરના કટોરા ગટગટાવી જાય છે, ને ઘરચોળાની સોડ તાણીને સુઈ જાય છે, છતાંએ ઉઘડે છે કોઈની આંખો? થાય છે કોઈના દિલમાં અરેરાટી!"

આપણને વિચાર આવે કે ત્યારે આ બેમાંથી કયું ચિત્ર સાચું? સ્ત્રીની પદવી આપણા સમાજમાં ખૂબ ઊંચી છે અને એમાં સુધારાને અવકાશ નથી એ કે ઉપર કરેલા વર્ણન જેવું કે જ્યાં સ્ત્રીવર્ગની ખૂબ જ અધમ દશા આલેખવામાં આવી છે એ?

સ્ત્રી વર્ગની દશા બહુ ઉન્નત છે અને એમાં સુધારાની જરૂર નથી એ માન્યતા તો તદ્દન ખોટી છે એમાં કશો જ શક નથી. કોઈ દેશમાં, કોઈ કાળમાં એક પણ વ્યક્તિ કે સમૂહ એવું તો ન જ હોઈ શકે કે જે પરિપૂર્ણતાએ પહોંચ્યું હોય અને જેમને માટે કશું પ્રાપ્ત કરવાનું જ ન રહ્યું હોય. એટલે એ ખ્યાલ તો છોડી જ દેવો પડશે કે આપણી સ્ત્રી જાતિ સંપૂર્ણ સુખી અને છેક ઉન્નત સ્થિતિએ પહોંચેલી છે.

બીજી તરફ થી રંભાબહેનનું આલેખન કાંઈ ખોટી માન્યતા ઉપર રચાયલું નથી. તેમ જ એમણે જીવનની માત્ર કાળી બાજુ જ જોઈ છે એમ પણ ન કહી શકાય. પણ એમણે સ્ત્રીની અધમ સ્થિતિનું જે વર્ણન કર્યું છે તે અતિશયોક્તિ ભરેલું ન હોવાં છતાં સમસ્ત સ્ત્રીસમાજનું વર્ણન નથી. કદાચ મોટો ભાગ આવી સ્થિતિમાં હોય પણ સુખી કુટુંબોમાં વસતી સ્ત્રીઓ પણ છે જ. પણ મોટા કે નાના કોઈ પણ ભાગની પણ આવી અધમ દશા હોય તો એ આપણા સમાજ ઉપર મોટું કલંક છે. જ્યાં સ્ત્રીવર્ગનો બહુ જ મોટો સમૂહ અજ્ઞાન છે, જ્યાં એમને પોતાના હકોનું ભાન નથી, પરિણીત જીવન એટલે ઘરકામનું વૈતરું કરવું અને છોકરાંને જન્મ આપવો એવી જ જ્યાં સમજણ હોય ત્યાં સ્ત્રીઓની આવી દશા હોય તેમાં કશું આશ્ચર્ય નથી. આશ્ચર્ય એ જ છે કે ભણેલાં-ગણેલાં સ્ત્રી પુરુષો પણ આપણા આ કાળા કલંક ઉપર મોહક શબ્દોની સફેદ-ચાદર ઢાંકે છે. એમ કરવાથી તેઓ એટલો આત્મસંતોષ જરૂર અનુભવે છે કે આપણો સમાજ, આપણો દેશ સર્વશ્રેષ્ઠ છે એટલું અમે સાબિત કરી શક્યાં છીએ. એ આત્મસંતોષ એક જાતની આત્મવંચના જ છે. એવી છેતરપિંડીથી તેઓ દેશસેવાનું નહિ પણ દેશદ્રોહનું કામ કરે છે. પોતાની ત્રુટિઓ જોવાનું કોઈને ગમે નહિ. પણ જીવનમાં ઘણા કડવા ઘૂંટડા ગળવા પડે છે. એટલે આપણી ત્રુટિઓ વ્યક્તિગત કે સામાજિક — વિષે વિચાર કર્યા વગર છૂટકો જ નથી રહેતો. વળી ત્રુટિઓનું ભાન થાય એ તો પ્રગતિની પહેલી જ નિશાની છે.

'સંતોષી તે સદા સુખી' એ કહેવતને બદલે 'અસંતોષી તે સદા પ્રગતિમાન' એવી નવી કહેવત આપણે શીખવી પડશે. પ્રાચીન સંસ્કારોના જે શુભ અવશેષો રહ્યા હોય તેને માત્ર જાળવી રાખવા એટલું જ નહિ પણ તેને વિકસાવવા એ આપણું એક કર્તવ્ય છે. બીજું એટલું જ – બલ્કે વિશેષ – જરૂરી કર્તવ્ય એ છે કે જ્યાં સંસ્કારોને નામે માત્ર પરંપરાગત જડ રૂઢિઓ જ રહી હોય અને તે બંધિયાર પાણીની–માફક માત્ર સડો વધારવાનું, રોગચાળો ફેલાવવાનું જ કામ કરતી હોય, ત્યાં તેમને તળિયેથી ઉખાડી નાખી ફેંકી દેવી જોઈએ. એમ કરવાનું સહેલું નથી જ – ઘણું મુશ્કેલ છે. પણ મુશ્કેલીનો સામનો કરવામાં જ માણસની સાચી કસોટી છે. બીકણ થઈને ફક્ત સલામત હોય એવો જ રસ્તો પકડવો એ તો સૌ કોઈ કરી શકે છે. જો કે એ રસ્તે અમુક બાબતોમાં સરળતા પડે પણ માનસિક અને ઘણી વખત આર્થિક વિટંબનાઓ વેઠવી પડે છે. છતાં લોકાપવાદની સામે થવાની હિંમત થતી નથી. આ ડરપોકપણું જ ઘણાંએક દુઃખોને માટે જવાબદાર છે.

---

૨

# પ્રાચીન સમય — વેદોનો અને મહાકાવ્યોનો યુગ

પ્રાચીન સમયમાં આપણા દેશમાં સ્ત્રીનું સ્થાન બહુ જ ઉન્નત હતું અને એ સંપૂર્ણ રીતે સ્વતંત્ર નહિ તો બહુ મોટા અધિકાર ભોગવનારી હતી એમ કહેવાનો આપણે ત્યાં રિવાજ છે, અને જે કોઈ એ સાંભળે છે કે વાંચે છે તે કાંઈ જ વિચાર કર્યા વગર એ માન્યતા સ્વીકારી લે છે. ભૂતકાળ પ્રત્યેનો આપણો અહોભાવ એવો છે કે એ સમયમાં જે હતું તે બધું જ ઉત્તમ સ્થિતિએ પહોંચેલું હતું એમ આપણે દઢતાથી માનીએ છીએ. એ બાબતમાં સારાસાર વિવેક વાપરવાનો હોય જ નહિ એમ આપણે ગણીએ છીએ. એવો વિવેક વાપરવો તે 'અધર્મ' નું લક્ષણ મનાય છે.

પણ આપણે બુદ્ધિવાદના જમાનામાં વસીએ છીએ એટલે દરેક વસ્તુ બુદ્ધિના ગજથી માપીને જ ગ્રહણ કરી શકાય.

પ્રથમ તો પ્રાચીન સમય એટલે શું તેનો જ કોઈને ખ્યાલ નથી હોતો. વેદોના સમયથી માંડીને છેલ્લાં પુરાણોના સમય સુધીનો કાલ જેમાં હજારો વર્ષ (ઓછામાં ઓછાં અઢીથી ત્રણ હજાર વર્ષ)નો ગાળો સમાઈ જાય છે તેને આપણે સામાન્ય રીતે પ્રાચીન માનીએ છીએ. પણ એ સમય દરમ્યાન સમાજ વ્યવસ્થા બદલાતી રહી હતી — બદલાયા વગર રહે જ નહિ. કાળનાં ચક્ર આજે જેમ પાછાં હટયા વગર એક સરખાં ફર્યે જ જાય છે તેમ એ સમય દરમ્યાન પણ ફર્યાં જ હતાં. — કોઈ એ અટકાવી શકે જ નહિ. એ બદલાતી જતી સમાજવ્યવસ્થામાં સ્ત્રીની સ્થિતિ પણ બદલાતી જતી હતી.

વેદોનો સમય કેટલો પ્રાચીન છે તે વિષે તર્ક કે વિવેચન કરવાની અત્રે જરૂર નથી – એ આ પુસ્તકના વિષય બહારની વસ્તુ છે. પણ એ સમય એટલો બધો જૂનો છે કે એની સંપૂર્ણ માહિતી મળી શકે નહિ. સ્વ. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીએ કહ્યું છે તેમ "આપણને પુસ્તકો ઉપરથી મળતી માહિતી સંપૂર્ણ જ છે એમ માનવાનું કશું જ કારણ નથી. પરંતુ પ્રત્યક્ષ માહિતી મેળવવાનું એ જ સાધન છે. એ પછીના સમયના સંયોગો એ પરોક્ષ માહિતી રૂપે છે. એ સંયોગો પૂર્વ સમયમાંથી કાર્યકારણ નિયમાનુસાર ઉત્પન્ન થએલા છે એમ સમજવાનું છે." *

પ્રાચીન સમયનાં લગ્નો વિષે જ્યારે ઉલ્લેખ કરવાનો આવે ત્યારે ઘણા એમ કહે છે કે એ સમયમાં કન્યાઓના સ્વયંવર થતા. આ વિધાન જરા ય સાચું નથી. જે અર્થમાં અત્યારે આપણે 'સ્વયંવર' શબ્દ વાપરીએ છીએ તે અર્થમાં – એટલે જ્યાં કન્યાના પિતાને ત્યાં રાજા-મહારાજાઓ એકઠા થાય અને એમાંથી સ્વયંવરમંડપમાં એકાદને પસંદ કરી કન્યા એના ગળામાં વરમાળા નાંખે એવા કોઈ સ્વયંવર વેદોમાં નજરે પડતા નથી. એ રિવાજ તો બહુ પાછળથી આવ્યો. અને તે પણ માત્ર રાજકર્તા ક્ષત્રિયોમાં જ પ્રચલિત હતો. વળી એમનામાં પણ બહુ પ્રતાપી શ્રીમંત રાજા હોય એ જ એવો સ્વયંવર રચતો. બીજા રાજાઓ અને તે સિવાયના સર્વ ક્ષત્રિયોમાં સામાન્ય લગ્ન જ થતાં. બ્રાહ્મણો, વૈશ્યો કે શુદ્રોમાં આવી જાતના સ્વયંવરનું નામ પણ નહોતું. સીતા અને દ્રૌપદીના સ્વયંવરમાં માત્ર ઉમેદવારની ધનુર્વિદ્યાની કે શારીરિક બળની પરીક્ષા હતી. પસંદ પડે તે વરના ગળામાં વરમાળા આરોપવાની કન્યાને છૂટ એ બન્ને દાખલામાં નહોતી.

* સ્વ. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત Marriage Forms Under Ancient Hindu Law.

વેદોના સમયમાં બાળલગ્ન નહોતાં એમાં કશો શક નથી. પણ બધી જ કન્યાઓને લગ્નના વિષયમાં પસંદગીની પૂરી છૂટ મળતી જ એમ પણ નહોતું. કન્યાવિક્રય વિષે પણ ઉલ્લેખો છે, જો કે એ કામ હલકું તો ગણાતું જ, વળી કન્યામાં કાંઈ ખોડખાપણ હોય તો મોટી પહેરામણી આપીને પણ એને પરણાવવામાં આવતી એટલે વરવિક્રય પણ થતા. પણ એ પણ સારું ગણાતું નહિ. જ્યાં પૈસાની લેવડદેવડનો સવાલ આવે ત્યાં વર કે કન્યાને પસંદગી કરવાનો અવકાશ થોડો જ રહે.

ઋગ્વેદમાં એક સ્થળે લખ્યું છે કે "કન્યાના ઝગઝગના દ્રવ્ય ખાતર જ એને ખુશીથી પરણનાર પુરુષને પ્રસન્ન કરનારી કન્યાઓ કેટલી બધી હોય છે." ગુણ નહિ પણ પૈસા જોનારને કન્યાની ખોટ હોતી નથી એવો આ કથનનો અર્થ છે એટલે પ્રાચીન સમયમાં પણ માત્ર પૈસાને ખાતર પરણનાર નીકળતા હશે જ.

બૃહદ્દેવતામાં આપેલી અત્રિ ઋષિના પૌત્ર શ્યાવાશ્વની કથા ઉપરથી જણાય છે કે કુટુંબની કોઈ પ્રકારની સેવા બજાવવા બદલ પણ કન્યા માગી લેવામાં આવતી. રથવીતિ દાર્ભ્ય નામના રાજાને ત્યાં યજ્ઞ કરવા અત્રિ ઋષિના પુત્ર અર્ચનાસ ઋષિ પોતાના પુત્ર શ્યાવાશ્વને લઈને ગયા હતા અને ત્યાં રાજાની તેજસ્વી કન્યાને જોઈ યજ્ઞની દક્ષિણા બદલ એ કન્યા માગી હતી.

આપણે સતી સુકન્યાની જે વાત જાણીએ છીએ તે કદાચ કોઈ પુરાણમાં આપેલી વાર્તા હશે. જૈમિનીય બ્રાહ્મણમાં આપેલી ચ્યવન ભાર્ગવની કથા આથી જુદી છે. શર્યાત રાજાના કેટલાક અનુચરો વનમાં ફરવા ગયેલા ત્યાં એમણે વૃદ્ધ અને અંધ ચ્યવન ઋષિને જોઈ મશ્કરીમાં પથરા માર્યા. આથી ક્રોધે ભરાઈ ઋષિએ શાપ આપી એ સર્વને મૂર્છિત કરી દીધા. રાજાએ એમના વતી ચ્યવન મુનિની માફી માગી. પણ રાજા પોતાની પુત્રી સુકન્યાને મુનિ જોડે પરણાવે તો જ શાપ પાછો ખેંચવા

એ તૈયાર હતા. એટલે રાજાને ન છૂટકે સુકન્યાને વૃદ્ધ, અંધ ઋષિ જોડે પરણાવવી પડી. બીજાના દોષ ખાતર આમ કન્યાનું લગ્નની વેદી ઉપર બલિદાન થવાના દાખલા પણ બનતા જ હશે.

કેટલીક વખત પુરુષો પોતાનું શૂરાતન બતાવવા કન્યાનું હરણ પણ કરતા. પણ કન્યાવિક્રય, વરવિક્રય કે કન્યાહરણના કોઈ દાખલામાં કન્યા પુખ્ત વયની નહોતી, બાળક હતી એવું કોઈ રીતે સિદ્ધ થતું નથી. સ્મૃતિઓની માફક વેદો કાંઈ આચાર નિયમોની આજ્ઞા કરનારા ગ્રંથો નથી એટલે લગ્ન વખતે વર કે કન્યાની ઉંમર વિષે કશી પ્રત્યક્ષ માહિતી મળતી નથી. પણ સ્નેહલગ્ન, યુવકયુવતીનાં સંવનન વગેરેના ઘણા ઉલ્લેખો છે તે બાળલગ્ન સાથે બંધબેસતા આવે જ નહિ. બાપના ઘરમાં મોટી થયેલી કન્યાઓ પુરુષોને આકર્ષવા શણગાર સજે છે એવાં પણ વર્ણન વેદમાં આવે છે. પ્રેમમાં પડેલો પુરુષ પોતાની પ્રિયાને છૂપી રીતે રાત્રે મળવા જાય ત્યારે એનાં ઘરનાંને ઘારણમાં નાખી દેવાના મંત્રો ઋગ્વેદમાં આપેલા છે અને સ્ત્રીને વશ કરવા માટેના મંત્રો અને ઔષધો અથર્વ-વેદમાં આપેલા છે. જ્યાં બાળલગ્નો સામાન્ય હોય ત્યાં આ સર્વ સંભવી શકે જ નહિ. વૈદિક વિવાહમંત્ર પણ ઉંમરે પહોંચેલી કન્યાનું લગ્ન જ સૂચવે છે.

આંતરજ્ઞાતીય લગ્નો ઉપર કોઈ જાતનો અંકુશ નહોતો એટલે વર અને કન્યા બન્નેને પસંદગીનું ક્ષેત્ર બહુ વિશાળ રહેતું હશે. સ્મૃતિઓમાં જણાવેલાં અનુલોમ લગ્ન (જેમાં કન્યા કરતાં વરની જાતિ ઊંચી હોય તે) અથવા પ્રતિલોમ (એથી ઊલટી જાતનાં) લગ્ન એ સર્વ વિષે વેદોમાં કશું મળતું નથી. એટલે એવાં બંધન નહિ હોય એમ લાગે છે. આવા પ્રકારની છૂટને લીધે એટલે લગ્નમાં જ્ઞાતિ ભેદ ન હોવાને કારણે લગ્નમાં પસંદગીનું ક્ષેત્ર આજના કરતાં જરૂર વિશાળ હતું એમાં કશો શક નથી.

વેદના સમયમાં વિધવા વિવાહની પૂરી છૂટ હતી અને એમાં કોઈ

પ્રકારની નામોશી ગણાતી નહિ. અમુક ઉંમરની વિધવા જ ફરી પરણી શકે એવું પણ બંધન નહોતું. મરણ પામેલા વરના પાસેમાં પાસેના સગાની સાથે પુનર્લગ્ન કરવાનો રિવાજ બહુ પ્રચલિત હતો. યાસ્કના નિરુક્તમા આ રિવાજને ટેકો આપતાં લખ્યુ છે કે 'દેવર (દીયર) શબ્દ કયા શબ્દમાથી ઉત્પન્ન થયો છે? એનું નામ એવું પાડવાનું કારણ એ છે કે એ દ્વિતીય વર—(દ્વિ—વર) છે.' આમ 'દેવર' શબ્દની ઉત્પત્તિથી જ દીયર સાથેના પુનર્લગ્નનો રિવાજ સામાન્ય હશે એમ જણાય છે.

અથર્વવેદમાં બે સૂત્રો આપેલાં છે કે જેનો જપ કરવાથી પરલોકમાં બીજા પતિથી એ વિખૂટી પડે નહિ. આનો અર્થ એ જ કે પુનર્લગ્ન કરનાર સ્ત્રી નરકમાં જાય છે કે પતિ અને પતિના કુળને કલંક લગાડે છે એ વિચાર જ તે વખતે નહોતો.

ઋગ્વેદમાં એક ઠેકાણે એમ પણ લખેલું છે કે સ્ત્રીનો પતિ જતો રહ્યો હોય અને શોધ કરવા છતાં જડે નહિ કે એને વિષે કોઈ પણ જાતનો પત્તો મળે નહિ તો સ્ત્રી ફરી પરણી શકે. હાલના નવા કાયદા પ્રમાણે ત્યાગના મુદ્દા ઉપરથી સ્ત્રીને છૂટાછેડા લેવાની રજા આપેલી છે તેવી જ જાતની છૂટ ઋગ્વેદના સમયમાં હતી એમ જણાય છે. અથર્વવેદમાં એક કડી એવી છે કે "બ્રાહ્મણ સિવાય સ્ત્રીને દસ પતિ થઈ ગયા હોય અને પછી બ્રાહ્મણ એનું પાણિગ્રહણ કરે તો એ એકલો જ એનો પતિ છે." એક જ સ્ત્રીને એક પછી એક દસ પતિ મરણ પામ્યા હોય એવો સંભવ નથી એટલે પતિ જીવતો હોય તો પણ એને છોડીને બીજે પરણી શકાતો હશે.

વેદના સમયમાં બહુ પત્નીનો રિવાજ તો બહુ વ્યાપેલો હતો એમાં શક નથી. ઋગ્વેદમાં અનેક સ્થળે બહુપત્ની ધરાવનાર પુરુષો વિષે ઉલ્લેખ છે. મૈત્રાયણી સંહિતામાં લખેલું છે કે મનુને દસ પત્નીઓ હતી. કોઈ પણ રાજા યજ્ઞ કરવા બેસે ત્યારે એની ચાર રાણીઓ હાજર હોવી

જ જોઈએ એવો નિયમ હતો. ઘણી સ્ત્રીઓ હોય તે પ્રતિષ્ઠાનું ચિહ્ન ગણાતું. શતપથ બ્રાહ્મણમાં લખ્યું છે કે "યજ્ઞના ઘોડાને પત્નીઓ અભિષેક કરે છે કારણ કે ઘણી સ્ત્રીઓ હોય એ એક પ્રકારનો વૈભવ છે." હાલની માફક ક્ષત્રિયોમાં જ એ રિવાજ વધારે પ્રચલિત હતો. જોકે બ્રાહ્મણો શા માટે બે પત્ની ધરાવતા એ તૈતિરીય બ્રાહ્મણમાં સમજાવ્યું છે. વળી એક પુરુષની અનેક પત્નીઓ સંપીને રહેતી એમ માનવાને પણ કંઈ પ્રમાણ નથી. એક સ્થળે લખેલું છે કે "ઇર્ષાખોર સપત્નીઓની માફક બધી તરફથી મારી પાંસળીઓ જોરથી દબાવતી દુઃખ દે છે."

બહુપતિના રિવાજ વિષે કોઈ પણ ઠેકાણે વેદોમાં ઉલ્લેખ જડતો નથી. એક પતિ જીવતો હોય ત્યારે બીજો પરણી શકાતો પણ પહેલાનો સંપૂર્ણ ત્યાગ કર્યા પછી જ. એટલે એને છૂટાછેડા આપીને બીજું લગ્ન થઈ શકતું.

વેદોના અને ઉપનિષદોના સમય પછી કેટલે વખતે મહાકાવ્યો – મહાભારત અને રામાયણનો સમય આવ્યો તે જાણવું ઘણું મુશ્કેલ છે, અને વિદ્વાનોનો પણ એ વિષે એક મત નથી. કદાચ વચ્ચે સેંકડો વરસ વીતી ગયાં હશે, કારણ સમાજવ્યવસ્થામાં ઘણો ફરક દેખાય છે.

મહાભારતમાં એક સ્થળે પાંડુ રાજા કુંતીને કહે છે કે પ્રાચીન સમયમાં સ્ત્રીઓ માટે લગ્ન જરૂરી ગણાતું નહોતું અને મરજીમાં આવે તેની સાથે સંબંધ બાંધી સ્વચ્છંદી જીવન ગાળી શકાતું. આ કથન વેદોના સમયને તો લાગુ ન જ પડી શકે, કારણ કે એ વખતે તો હિંદમાં વસતા આર્યોમાં લગ્ન એક સામાજિક સંસ્થા તરીકે સ્થાપિત થયેલું હતું. કદાચ ઐતિહાસિક સમય પહેલાંના કોઈ કાળને માટે અથવા કોઈ અનાર્ય જાતિઓ માટે આ કહેવામાં આવ્યું હોય.

વેદોમાં બહુ પત્ની વિષે અનેક ઉલ્લેખો જડે છે. પણ આ બે

મહાકાવ્યોના સમયમા તો ક્ષત્રિયોમા એ સામાન્ય રિવાજ થઈ પડ્યો હતો. દશરથ રાજાને સાડા ત્રણસો સ્ત્રીઓ હતી પણ રાણીઓ તો ત્રણ જ હતી એમ રામાયણમા લખ્યું છે. આનો અર્થ સ્પષ્ટ નથી. ત્રણ પટરાણીઓ અને બાકીની સામાન્ય રાણીઓ કે માત્ર ત્રણ જ પરણેલી રાણીઓ અને બાકીની વગર પરણેલી ઉપપત્નીઓ એમ સમજવાનું? રાવણને એક હજાર સ્ત્રીઓ હતી એમ પણ લખ્યું છે. શ્રીકૃષ્ણનો નંબર સૌથી પહેલો છે — એમને સોળ હજાર એકસો આઠ સ્ત્રીઓ હતી એમ કહેવાય છે. આ તો અલબત્ત અતિશયોક્તિ હશે — કદાચ શ્રીકૃષ્ણનું પ્રભુત્વ, મહત્ત્વ બતાવવા એમને આવડી મોટી સ્ત્રીસંખ્યાના સ્વામી બનાવ્યા હશે, કારણ પુરુષને ઘણી સ્ત્રીઓ હોય એ એક પ્રકારનું ભૂષણ મનાતું.

એક સ્ત્રીને ઘણા પતિ હોય એવો દાખલો તો માત્ર દ્રૌપદીનો જ છે — પણ મહાભારતના સૌથી મુખ્ય પાત્રોને લગતો હોઈ બહુ અગત્યનો ગણાય મહાભારતમા એક લીટી છે, જેમાં યુધિષ્ઠિર કહે છે કે "સ્ત્રીને એક સાથે બહુ પતિ હોય એ તો અમારા કુટુંબનો રિવાજ જ છે." જો કે એમના પોતાના સિવાય મહાભારતમાં બીજો એવો દાખલો નથી.

આતરજ્ઞાતીય લગ્નોનાં તો પુષ્કળ દૃષ્ટાતો બન્ને મહાકાવ્યોમા છે. શાન્તનુ રાજા જેના થકી કુરુ કુળની ઉત્પત્તિ થઈ તે માછીની કન્યાને પરણ્યો હતો.

બાળલગ્નોએ હજી પણ દેખા દીધી નથી. સ્વયંવર સમયનું દ્રૌપદીનું વર્ણન અને એણે સભા વચ્ચે કરેલો કર્ણનો તિરસ્કાર એ સર્વ જણાવે છે કે એની ઉમર મોટી જ હતી. અર્જુનનું સુભદ્રા અને નાગકન્યા સાથેનું અને ભીમનુ હિડિંબા સાથેનું લગ્ન એ કોઈ બાળલગ્નનાં સૂચક નથી.

મહાભારતનાં ઉપાખ્યાનોમાં આવતાં સાવિત્રી અને દમયંતી બન્ને સ્વેચ્છાથી વર પસંદ કરીને પરણ્યાં હતાં, એટલે નાની ઉંમરનાં હોઈ જ ન શકે. શુક્રાચાર્યની બ્રાહ્મણકન્યા દેવયાની પોતાને ડૂબતી બચાવનાર યયાતિ રાજા – ક્ષત્રિય – સાથે સ્વેચ્છાથી પરણી હતી. અનુશાસન પર્વમાં સ્પષ્ટ લખેલું છે કે યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી જ કન્યાનું લગ્ન થઈ શકે. "સ્ત્રીપુરુષનો અકાળે સહવાસ એ કળિયુગનું સૌથી ખરાબ પરિણામ છે. પ્રાચીન સમયમાં તો કોઈ પણ પુરુષ પુખ્ત ઉંમર પ્રાપ્ત થયા પહેલાં સ્ત્રીનું નામ પણ જાણતો નહિ," એમ પણ એ પર્વમાં લખેલું છે. પણ હાલના સનાતનીઓની માન્યતાઓને અનુકૂળ થવા રામાયણમાં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા છે.

મહાભારતના સમયની શરૂઆતમાં વિધવાવિવાહ અને નિયોગનો રિવાજ ચાલુ હતો. પતિ જીવતો હોય તો પણ સ્ત્રીથી બીજું લગ્ન થઈ શકતું. નળ રાજાનો પત્તો ન મળ્યો ત્યારે દમયંતીના પિતાએ એનો ફરી સ્વયંવર રચ્યો હતો. યુધિષ્ઠિરે દ્યૂતમાં દ્રૌપદીને હોડમાં મૂકી અને હારી ગયા ત્યારે દુર્યોધને દ્રૌપદીને કૌરવોમાંથી કોઈને 'પતિ' તરીકે પસંદ કરવા કહ્યું હતું. રાવણની સ્ત્રી મંદોદરીએ અને વાલીની વિધવા તારાએ પોતપોતાના દિયર સાથે લગ્ન કર્યાં હતાં તે સામે આદર્શરૂપ આર્ય રાજા ગણાતા રામે વિરોધ કર્યો નહોતો અને એવાં લગ્ન કરનાર વિભીષણ તથા સુગ્રીવ સાથે આજીવન મૈત્રી રાખી એમને પોતાના રાજ્યાભિષેકમાં આમંત્રણ આપ્યું હતું અને સ્વર્ગારોહણ વખતે પણ છેલ્લી મુલાકાત માટે બોલાવ્યા હતા. સુગ્રીવ સાથે પુનર્લગ્ન કર્યાં પછી તારા લક્ષ્મણને કહે છે કે "હે પરંતપ! રામચંદ્રની કૃપાથી જ સુગ્રીવને પવિત્ર કીર્તિ, નિષ્કંટક વાનર રાજ્ય તથા રુમા અને હું પ્રાપ્ત થયાં છીએ." *

* વાલ્મીકિ રામાયણ, કિષ્કિંધાકાંડ, સર્ગ ૩૫, શ્લોક ૫.

કવિ ગિરધરકૃત ગુજરાતી રામાયણ[1] અનુસાર તો રામે જ તારાને સુગ્રીવ સાથે અને મંદોદરીને વિભીષણ સાથે લગ્ન કરવા આજ્ઞા કરી હતી.[2]

> અરે તારા સુગ્રીવને વર, તુજ રહેશે સત્ય પ્રમાણ,
> મુજ આજ્ઞાએ પતિવ્રત તારું નહિ ભાગે નિરવાણ;
> કોઈએ નહિ કરે નિંદા તારી, મારે વચન મુજ પાળ,
> પછી સુગ્રીવને તે તારા સોંપી નંખાવી છે વરમાળ.[3]
>
> × × ×
>
> રામ આજ્ઞાએ મંદોદરી વરી વિભીષણને ત્યારે,
> વરતીયો જય જયકાર, સહુ હરખી પ્રજા પુરમાંહે[4]

આપણે ત્યાં સામાન્ય માન્યતા છે કે રામે પોતે જ આ બન્ને લગ્ન કરાવ્યાં હતાં તે આ રામાયણને આધારે હશે, અને કવિ ગિરધરે પણ

---

૧ "આ રામાયણ એકલા વાલ્મીકિ રામાયણ ઉપરથી કવિએ બનાવ્યું નથી પણ તેની સાથે હનુમન્નાટક, અગ્નિપુરાણ, પદ્મપુરાણ વગેરેનો પણ સાર લીધો છે × × હિંદીમાં તુલસીદાસજીએ ઉમામહેશ્વરસંવાદ, યાજ્ઞવલ્કય-ભરદ્વાજનો સંવાદ અને કાકભુશુંડી ગરુડનો સંવાદ મેળવીને રામાયણ કરેલી છે તેમાંથી પણ ગિરધરે સાર લીધો છે" (કવિ ગિરધરકૃત રામાયણની સસ્તા સાહિત્ય તરફથી પ્રસિદ્ધ કરેલી ત્રીજી આવૃત્તિને અંતે ઉત્તરકાંડ અધ્યાય ૧૧૨, પૃ઼ષ્ઠ.૭૩૯માં કવિએ પોતે જણાવ્યા મુજબ તથા જુઓ પ્રસ્તાવના પૃ. ૧૬.)

૨ જો કે મૂળ વાલ્મીકિકૃત રામાયણમાં આમ નથી અને ગિરધરકૃત રામાયણ એ પણ પાછળનો ગ્રન્થ ગણાય એ યાદ રાખવું ઘટે.

૩ કિષ્કિંધાકાંડ અધ્યાય ૭, કડં ૧૩, ૧૪

૪ યુદ્ધકાંડ અધ્યાય ૫૧, કડં ૧૯ કવિ ગિરધરકૃત રામાયણના હસ્તાક્ષરની પ્રત ઉપરથી છપાવનાર સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

પોતાના મગજમાંથી ઉપજાવીને નહિ પણ પોતે લખવાના સાધન માટે વાંચેલાં કોઈ પ્રાચીન પુસ્તકોમાથી આ વસ્તુ લીધી હશે એમ માની શકાય. જો કે તારા અને સુગ્રીવના લગ્નની બાબતમા એ કહે છે કે દેવ સિવાય બીજું કોઈ આવું કરે તો તે નરકમાં જાય. પણ અત્રે તો એટલું જ કહેવાનું છે કે 'દેવ' આવું કરે તેને આપણે યોગ્ય ગણ્યુ છે.

---

૩

# સૂત્રો, સ્મૃતિઓ અને પુરાણોનો સમય

ધર્મસૂત્રો અને ગૃહ્યસૂત્રોમાં લગ્નને નિયમોઅ ને કાયદાથી બંધાયેલી સંસ્થા તરીકે ગણવામાં આવ્યું છે. લગ્નના આઠ પ્રકાર – બ્રાહ્મ, આર્ષ, પ્રાજાપત્ય, દૈવ, ગાંધર્વ, આસુર, રાક્ષસ અને પૈશાચ વિષે બધાં સૂત્રોએ વિસ્તારથી વર્ણન કર્યું છે. આ આઠ પ્રકારની વિગતવાર વ્યાખ્યામાં ઉતરવાની જરૂર નથી. પણ એ ઉપરથી સ્ત્રીની પદવી વિષે ખ્યાલ આવે છે. પહેલા ચાર પ્રકારમાં કન્યાનું પિતા દાન કરે છે. ગાંધર્વ લગ્નમાં માત્ર વરકન્યાની પરસ્પર પસંદગીની જ જરૂર હતી, અને કોઈ પ્રકારનો વિધિ કરવામાં આવતો નહિ. આવા માત્ર સહવાસનો જ સંબંધને લગ્ન તરીકે સૂત્રકારોએ પૂરેપૂરો માન્ય રાખ્યો છે. સૂત્રકાર બૌધાયન કહે છે કે એ જ પ્રકાર સર્વ માટે યોગ્ય છે કારણ કે "એ પરસ્પરના અનુરાગ ઉપર રચાયલો છે." જેની આજે રૂઢિચુસ્ત સમાજમાં ખૂબ નિંદા થાય છે એ સ્નેહલગ્નને આ સૂત્રકારે સૌથી યોગ્ય લગ્ન ગણ્યું છે. – આજનાં સ્નેહલગ્નોમાં તો વિધિ પણ થાય છે. પણ ગાંધર્વલગ્નમાં તે પણ નહોતી. બૌધાયન એમ પણ કહે છે કે આસુર વિવાહ એટલે જ્યાં કન્યાને પૈસા આપી ખરીદવામાં આવે તે સાચો વિવાહ જ નથી, અને આ પ્રમાણે ખરીદેલી સ્ત્રી સાચી પત્ની નથી. ધાર્મિક ક્રિયાઓમાં ભાગ લેવાનો એ સ્ત્રીને અધિકાર નથી અને એને દાસી જેવી જ ગણવી જોઈએ. લોભ ખાતર કન્યાવિક્રય કરનારનો બૌધાયન પૂરો તિરસ્કાર કરે છે અને કહે છે કે એવા મનુષ્યો અનંત નરકયાતના ભોગવશે.

કન્યાનાં સગાંને શસ્ત્રાસ્ત્રથી હરાવી એનું હરણ કરવામાં આવે તે રાક્ષસવિવાહ અને ઊંઘતી કે નશાથી બેભાન બનેલી કન્યા ઉપર

બળાત્કાર કરવો એનું નામ પૈશાચવિવાહ કહેવાતો. આ બન્ને પ્રકાર સ્ત્રીની અધમ દશાના સૂચક છે. પૈશાચ વિવાહ તો લગ્ન કહેવાય જ કેવી રીતે? રાક્ષસ વિવાહમાં સ્ત્રી એ શત્રુ પાસેથી જોરજુલમથી પડાવી લેવા જેવી મિલ્કત છે એ ભાવના રહેલી જ છે.

બહુપત્નીનો રિવાજ આ સમયમાં પ્રચલિત હશે એમાં શક નથી. બ્રાહ્મણને એક સ્ત્રી પોતાની જ્ઞાતિની અને ક્ષત્રિય તથા વૈશ્ય જ્ઞાતિની એક એક એમ ત્રણ સ્ત્રી પરણવાની છૂટ હતી. એ પ્રમાણે ક્ષત્રિયને પણ એક પોતાની જ્ઞાતિની અને એક વૈશ્યની સ્ત્રી પરણવાની રજા હતી. શૂદ્ર સ્ત્રી સાથે વૈદિક મંત્રોચ્ચાર સિવાય લગ્ન કરવાની અનુમતિ કેટલાક સૂત્રકારો આપે છે. એટલે શૂદ્ર સ્ત્રીઓને રખાત તરીકે રાખવાની રજા હશે.

વેદના અને રામાયણ તથા મહાભારતના સમયમાં વિધવાવિવાહ જેટલા સરળ હતા તેના સૂત્રોના સમયમાં નહોતા. વિધવાની ઉંમર, સામાજિક સ્થિતિ એ બધુ લક્ષમાં લઈ સૂત્રકારો અમુક સંજોગોમાં પુનર્લગ્નની છૂટ મહેરબાનીની રાહે આપે છે. પુનર્લગ્નથી થયેલા પુત્રના અધિકારો ઉપર પણ અંકુશ મૂકવામાં આવેલા દેખાય છે.

વિધિ સહિતના વિધવાવિવાહ અથવા પુનર્લગ્ન પ્રત્યે નાપસંદગી બતાવવા છતા આજે આપણે જેને બહુ હલકો રિવાજ ગણીએ તે નિયોગ * (દિયરવટુ) તેની સામે કેટલાક સૂત્રકારોએ યોગ્ય વિરોધ દર્શાવ્યો નથી. પહેલા પતિના મરણ પછી છથી બાર મહિનામાં પુત્રોત્પત્તિ અર્થે ગુરુજનની આજ્ઞાથી પતિના ભાઈ, અથવા તેના અભાવે પતિના સપિંડ અથવા સગોત્ર પુરુષ સાથે નિયોગ કરવાનું ઘણાખરા સૂત્રકારો નોંધે છે. નિયોગ માત્ર પુત્રપ્રાપ્તિ માટે થઈ

* સ્મૃતિકારો આને નિયોગ કહે છે. આવો સંબંધ બાંધનાર સ્ત્રીને 'નિયુક્તા' અને પુરુષને 'નિયુક્ત' કહેવામા આવ્યા છે. (જુઓ મનુસ્મૃતિ, અધ્યાય ૯, શ્લોક ૫૮, ૫૯, ૬૦, ૬૧, ૬૨, ૬૩, વ.)

શકતો, મિલ્કતની આશાએ નહિ. ઉલ્ટું કેટલાક સૂત્રકારો કહે છે કે સ્ત્રીને ખોરાકીપોષાકી પહેલા પતિની મિલ્કતમાંથી મળવાં જોઇએ.

નિયોગના પ્રાચીન રિવાજને પાછળના સૂત્રકારોએ અને મનુસ્મૃતિકારે પણ નાપસંદ કરવાનું જ વલણ દર્શાવ્યું છે. ("નિયોગ" અંગે શાસ્ત્રોના મત માટે જુઓ, મહામહોપાધ્યાય કાણેકૃત હિસ્ટરી ઑફ ધર્મશાસ્ત્ર, વૉલ્યુમ ૨ ભાગ ૧ પૃ. ૫૯૯–૬૦૭)

સ્ત્રીની પદવી નીચી ઉતારનાર બાળલગ્નનો રિવાજ ધર્મસૂત્રોના સમયમાં દાખલ થઈ ચૂક્યો હતો. કન્યા લૂગડાં પહેર્યાં વગર ફરતી હોય ત્યારે જ એનું લગ્ન કરી દેવાનું કેટલાક સૂત્રકારો કહે છે! એટલે ચાર પાંચ વરસની છોકરીને પરણાવી દેવાતી હશે એમ માની શકાય. ગુણવાન વર ન મળે તો ગુણહીનને પણ પરણાવી દેવી પણ કન્યાને સ્ત્રીત્વ પ્રાપ્ત થયા પછી કુંવારી રાખવી નહિ એવો સૂત્રકાર વસિષ્ઠનો મત છે.

કન્યા આટલી નાની હોય એટલે વેદના સમય માફક મેળે વર પસંદ કરવાનો સવાલ તો રહેતો જ નથી. બાળલગ્નના રિવાજને લઈ કન્યાની સંમતિનો પ્રશ્ન પણ ઉભો થતો જ નથી. બધા જ સૂત્રકારો કન્યાનું 'દાન' કરવા વિષે જ લખે છે. 'ગાંધર્વવિવાહ' એટલે જેમાં વરકન્યા પરસ્પર પસંદગીથી વિધિ સિવાય લગ્ન કરે તેને ઘણા સૂત્રકારો ઉચ્ચ પ્રકારનો વિવાહ ગણતા નથી, એટલે અનુમાન કરી શકાય કે લગ્ન માત્ર વડીલોની ઇચ્છા મુજબ જ થતાં હશે.

ગૃહ્યસૂત્રોમાંના વિવાહવિધિમાં કન્યા કાર્યકર તરીકે કશો ભાગ લેતી જ નથી. એને એક પણ મંત્ર બોલવાનો નથી કે વરની સહાયતા વિના એક પણ ક્રિયા કરવાની નથી. 'કન્યાદાન' શબ્દ જ જણાવે છે કે સામાન્ય વસ્તુની માફક પુત્રી એ પણ દાન કરવાની વસ્તુ હતી. અગ્નિની પ્રદક્ષિણા વખતે તેમ જ સપ્તપદી અને અશ્મારોહણ વિધિ વખતે એ સ્વતંત્ર ચાલતી નથી. વર એને દોરે છે. લાજા હોમ એનો ભાઈ અને વર બન્ને

મળીને કરાવે છે, અને એણે આ સમયે તેમ જ ધ્રુવના તારાના દર્શન વખતે કરવાની પ્રાર્થના એના વતી અનો વર બોલે છે. એટલે લગ્નમાં કન્યાને સ્વાતંત્ર્ય બિલકુલ નહોતું એ સ્પષ્ટ જણાઈ આવે છે.

સૂત્રો પછી સ્મૃતિઓનો સમય આવે છે. સામાન્ય જનતાને ધર્મ-સૂત્રો અને ગૃહ્યસૂત્રો વિષે નહિ જેવી ખબર હોય છે. પણ સ્મૃતિઓનું નામ તો સૌ ભણેલાં માણસોએ સાભળ્યું હોય છે. આપણો આજનો જીવનક્રમ નક્કી કરવામાં સ્મૃતિઓનો આધાર હંમેશાં લેવાય છે. અને હિંદુ કાયદો પણ સ્મૃતિઓ ઉપરથી જ રચાયેલો છે. લગ્નને નિયમબદ્ધ કાયદાએ માન્ય કરેલી વસ્તુ તરીકે સ્મૃતિઓએ જ ગણ્યું છે.

સ્મૃતિ વિષે વાતો કરનારાં, વાંચ્યા વગર જ એમના પ્રત્યે અહોભાવ ધરાવનારાંની જાણ માટે કહેવું જોઈએ કે સ્મૃતિઓ એ ગીતા જેવાં આધ્યાત્મિક બોધ ધરાવતાં પુસ્તકો નથી, રામાયણ કે મહાભારત માફક અવતારધારી પુરુષોની જીવનકથા પણ નથી. એમાં તો મુખ્યત્વે આચારધર્મોના નિયમો જ છે. દાતણ કરવાથી માંડી મોક્ષપ્રાપ્તિ સુધીના દરેકે દરેક કામ માટે એમાં સૂચનાઓ છે. ઝીણવટ તો એટલી બધી છે કે ધોબીએ કપડાં ઝીંકવાં નહિ અને જુદા જુદા ઘરાકોનાં કપડાં સેળ-ભેળ ન કરવાં એમ પણ મનુસ્મૃતિમાં લખ્યું છે! રાજનીતિ અને કાયદાની કલમો છે ને સાથે રોજિંદી ક્ષુલ્લક બાબતો જેવી કે માથું કેમ ખંજવાળવું તે વિષે પણ આજ્ઞાઓ આપી છે!

મનુસ્મૃતિની કલ્પના મુજબ બ્રહ્માએ પોતાના શરીરના બે ભાગ કરી એકમાંથી પુરુષ બનાવ્યો અને બીજામાથી સ્ત્રી બનાવી. એટલે ખ્રિસ્તી ધર્મ માફક પૃથ્વીની ઉત્પત્તિના વખતથી જ સ્ત્રીને ઉતરતી ગણવામાં આવી નથી. પણ સમાનતા ત્યાં જ પૂરી થાય છે. જાતકર્મ, નામકર્મ, વગેરે જે સોળ સંસ્કારો ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓને કરવાના હતા તેમાથી સ્ત્રીને માત્ર વિવાહસસ્કાર વૈદિક મંત્રો સાથે કરવો, બાકીના મત્રો વગર

કરવા એમ મનુએ ફરમાવ્યું છે. ઉપનયન સંસ્કાર તો સ્ત્રીને કરવાનો જ નહોતો. કારણ 'ઉપનયન' (=લઈ જવું) તે ગુરુને ત્યાં ભણવા બાળકને લઈ જવા માટેનો સંસ્કાર હતો, પણ સ્ત્રીને શિક્ષણની જરૂર મનુએ ગણી નથી. એ કહે છે કે સ્ત્રીને માટે તો પતિસેવા એ જ ગુરુને ત્યાંના વાસ અને વેદાધ્યયન બરાબર છે, અને ઘરકામ એ જ હોમહવન છે. આમ છતાં એક જગાએ પોતે જ ફરિયાદ કરે છે કે મંત્રોનું જ્ઞાન ન હોવાથી સ્ત્રીઓ અધર્મી અને જૂઠી થાય છે!

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । એ વાક્ય લખી મનુ ભગવાને સ્ત્રીજાતિને કાયમને માટે ખૂબ ઊંચું સ્થાન આપી દીધું છે, એમ આપણી સામાન્ય માન્યતા છે. જો કે મનુ કહે છે કે વડીલો, ભાઈઓ, પતિ, દિયર, વગેરેએ સ્ત્રીને પૂજ્ય ગણવી અને શણગારવી. જ્યાં સ્ત્રીની પૂજા થતી નથી ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે. જે કુળમાં સ્ત્રીઓ દુઃખી હોઈ, નિસાસા નાખે તે ઝટ નાશ પામે છે અને જ્યાં એ સુખી હોય તે જલદી વૃદ્ધિ પામે છે એમ કહી સ્ત્રીની પદવી ઊંચી કરી છે, જેથી આપણે આનંદ પામીએ. પણ તરત જ આપણો આનંદ ઊડી જાય એવા શ્લોકો આવે છે. કારણ એ શ્લોકોમાં જ જણાવ્યું છે કે સ્ત્રીને પ્રસન્ન રાખવા માટે એની ઘરેણાં, કપડાં અને ભોજનથી પૂજા કરવી — ખાસ કરીને ઉત્સવ સમારંભોમાં. આનો અર્થ તો એ જ થાય છે કે સ્ત્રીને ઢીંગલી પેઠે શણગારવી. અને ખાવાનું તો ઘરમાં દાસદાસી કે પશુ-પક્ષીને પણ અપાય તો સ્ત્રીને તો આપવું જ પડે.

જ્યાં પતિ પત્નીથી અને પત્ની પતિથી સંતુષ્ટ રહે ત્યાં સદા કલ્યાણ હોય છે, એ લગ્નજીવનનો ઊંચો આદર્શ રજૂ કર્યા પછી તરત જ મનુ કહે છે કે "સ્ત્રી પતિનું મનરંજન ન કરી શકે તો એ લગ્નમાં પ્રજા ઉત્પન્ન થતી નથી." એટલે પ્રજા ઉત્પન્ન કરવા માટે સ્ત્રીએ પતિની નજરમાં આકર્ષક થવું એ જ ભાવાર્થ ચોખ્ખો છે. પ્રજાની વૃદ્ધિ કરે છે

માટે સ્ત્રીને પૂજ્ય ગણવી એમ પણ કહ્યું છે. આમ ઊંચા આદર્શોની કલ્પનાને વેગ આપી મનુ આપણને ફરી નીચાં પછાડે છે.

કાયદામાં સ્ત્રીને મિલ્કત બાબતમાં આજે જે અન્યાયો થઈ રહ્યા છે તેનું મૂળ મનુસ્મૃતિ અને બીજી સ્મૃતિઓ છે. જો કે સ્ત્રીધન બાબતમાં કેટલાક હકો આપેલા છે, જે આજે પણ કાયદામાં માન્ય છે. પણ એકંદરે સ્ત્રીની સ્વતંત્ર મિલ્કત હોય તે બાબતમાં સ્મૃતિકારોનો વિરોધ જ છે. ભાર્યા, પુત્ર અને દાસ એ ત્રણે પોતાની સ્વતંત્ર મિલ્કત ધરાવી શકે નહિ એમ મનુ કહે છે. મિલ્કતમાંથી બાતલ રાખવા ઉપરાંત આ શબ્દોમાં સ્ત્રીને શૂદ્ર દાસની બરાબર ગણી છે એ નોંધવા જેવું છે. બીજી પણ અનેક જગાએ એ મુજબ સ્ત્રીને હલકી પદવી આપી છે. જોકે પાછું એક સ્થળે એમ પણ લખ્યું છે કે સંતાનોત્પત્તિ, ધર્મકાર્યો, સેવા અને ઉચ્ચ લક્ષણો એ સ્ત્રીના ગુણોને લઈ સ્વર્ગ સ્ત્રીને આધીન છે.

નાનપણમાં બાપના, યુવાવસ્થામાં પતિના અને વૃદ્ધાવસ્થામાં પુત્રના તાબામાં રહેવું, પણ સ્ત્રીએ સ્વતંત્રપણે કદિ પણ વર્તવું નહિ, તેમ જ એ ત્રણે અવસ્થામાં ઘરમાં પણ કોઈ કામ સ્વતંત્ર રીતે કરવું નહિ, સ્ત્રી સ્વતંત્રતાને લાયક જ નથી એમ મનુ ભાર દઈ કહે છે.

મનુની માન્યતા મુજબ વડીલોએ પરણાવેલા પતિની સ્ત્રીએ જિંદગી સુધી સેવા કરવી અને એ જ પતિ એના આ લોક ને પરલોકના સુખનો દાતા છે. સ્ત્રીના પતિ પ્રત્યેના ધર્મો વર્ણવતાં એ કહે છે કે :—

> विशील. कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
> उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत् पति. ॥

(ચારિત્ર્યહીન, વ્યભિચારી કે એક પણ ગુણ વગરનો પતિ હોય તો પણ તેને સાધ્વી સ્ત્રીએ દેવ ગણી પૂજવો) આવા પતિ તરફ સહેજ પણ અણગમો બતાવે તો એને ઘરેણાંગાંઠાં ઉતારી લઈ ત્રણ મહિના સુધી કાઢી મૂકવાનો પતિને હક આપ્યો છે.

સ્ત્રીઓ માટે પતિસેવા સિવાય બીજો કોઈ યજ્ઞ, વ્રત, ઉપવાસ જરૂરી નથી ગણ્યા. વળી સ્ત્રીને જો સ્વર્ગની ઇચ્છા હોય તો એણે જીવતા કે મરેલા પતિને અપ્રિય એવું કશું જ કરવું નહિ એમ મનુ માને છે.

મનુને સ્ત્રીમાં અવિશ્વાસ તો ખૂબ જ હતો એમાં કશો શક નથી. કુળની શુદ્ધિ ઇચ્છનારે રાત દિવસ સ્ત્રીની ચોકી કરવી એમ એ વારંવાર કહે છે. પુરુષ એનું રક્ષણ કરવા અશક્ત હોય તો એણે સ્ત્રીને હિસાબ-કિતાબ, રસોડું, કોઠાર અને બીજા ઘરકામમાં પરોવાયલી રાખવી, એટલે એનું મન બીજે ભમે નહિ, એમ એ સૂચવે છે. સ્ત્રી રૂપ જોતી નથી, ઉમર જોતી નથી – કોઈ પણ પુરુષને જુએ કે તરત મોહિત થઈ જઈ વ્યભિચાર કરવા તૈયાર થઈ જાય છે, બ્રહ્માએ એનો સ્વભાવ જ એવો ઘડ્યો છે એમ એ માને છે. મનુના કહેવા પ્રમાણે સ્ત્રીનાં ખાસ લક્ષણ તે પડી રહેવાનો અને શણગાર સજવાનો શોખ, અપવિત્ર વાસના, ક્રોધ, હિંસા, દ્રોહભાવ અને દુરાચરણ છે. રાજપુરુષોને મનુએ આજ્ઞા કરી છે કે ગુપ્ત વાત કરતી વખતે, મૂઢ, મૂગાં, આંધળા, બહેરાં, પોપટ વ. બોલકણાં પક્ષી, સ્ત્રી, મ્લેચ્છ, રોગી અને કૂબડો એટલાને દૂર રાખવાં. કારણ પોપટ વ. વગરસમજ્યે છાની વાતો બકી જાય છે, અને તેમાં ય સ્ત્રીઓ વિશેષ કરીને !

પતિ લાંબા વખતથી પરદેશ ગયો હોય અથવા એણે બીજી સ્ત્રી કરી હોય તો સ્ત્રીને ફરી પરણવાની છૂટ આપી છે. પણ ચિત્તભ્રમવાળા, પાપી, નપુંસક, કે ખરાબ રોગવાળા પતિનો ત્યાગ કરવાની મનાઈ ફરમાવી છે.

સ્મૃતિઓ મોટેભાગે બાળલગ્નનું સમર્થન કરે છે. મુખ્ય સ્મૃતિકાર મનુના મત મુજબ ત્રીસ વર્ષના પુરુષે બાર વર્ષની અને ચોવીસ વર્ષના પુરુષે આઠ વર્ષની કન્યા સાથે લગ્ન કરવું. સ્વધર્મમાં વિઘ્ન આવતું હોય તો આઠ વર્ષથી નાની કન્યાને પણ પરણાવી દેવી એમ મનુ લખે છે. પણ યોગ્ય વરને અભાવે છૂટ મૂકવામાં આવી છે અને કહે છે કે ચારિત્ર્યહીન

પુરુષ સાથે કન્યા પરણે તેના કરતાં પિતાના ઘરમાં જીવનભર કુમારિકા રહે તે શ્રેયસ્કર છે. પુત્રી માટે યોગ્ય વર પિતા ન શોધી શકે તો વયમાં આવેલી કન્યાએ મેળે શોધી લેવો એમ પણ કહે છે.

વિધવાવિવાહ સંબંધી સ્મૃતિકારોના મત બહુ જ જુદા જુદા છે અને મનુના જેટલો અનિશ્ચિત મત તો કોઈનો જ નથી. મનુસ્મૃતિના પાંચમા અધ્યાયમાં મનુ ફરી ફરીને કહે છે કે વિધવા સ્ત્રીએ મૃત પતિમા નિષ્ઠા રાખવી અને બીજા પુરુષનું નામ સુદ્ધાં દેવું નહીં. એમ પણ કહે છે કે જે સદ્દગુણશાળી સ્ત્રી પતિના મૃત્યુ પછી પવિત્ર રહે છે તેને પુત્ર ન હોય તો પણ એ મોક્ષ પામે છે. વિશેષમાં કહે છે કે જે સ્ત્રી પુત્ર મેળવવા માટે બીજા પુરુષનો સમાગમ કરે છે તે પોતાની જાતને કલંકિત કરે છે અને સ્વર્ગે જવાની તક ગુમાવે છે. એ પ્રમાણે મેળવેલાં સંતાન કાયદેસર ન ગણાય એમ પણ મનુ કહે છે. સદ્દગુણી સ્ત્રીને કોઈ પણ સંજોગોમાં બીજો પતિ કરવાની પરવાનગી આપી નથી એમ એ માને છે. પુનર્લગ્ન અને નિયોગ બન્ને રિવાજોનો એકસરખો તિરસ્કાર કરી એને પશુઓને લાયકનો મનુ ગણે છે.

આમ વિધવાવિવાહનો અનેક વખત તિરસ્કાર કર્યા પછી એકાએક પુનર્લગ્નથી ઉત્પન્ન થયેલા પુત્રની કુટુંબમાં પદવી કેવી હોય તે વિષે ચર્ચા કરી છે ! પોતાના પિતાની તેમ જ એની માતાના પહેલા પતિની મિલ્કત ઉપરના અધિકાર વિષે પણ વિવેચન કર્યું છે. યાજ્ઞવલ્કયસ્મૃતિમાં પણ વિધવા સંબંધી એક બીજાથી વિરુદ્ધ અસંગત વિચારો બતાવ્યા છે.

આવાં પરસ્પર-વિરોધી-વચનો માટે એક જ ખુલાસો હોઈ શકે. પ્રાચીન કાળથી ચાલતા આવતા રિવાજ મુજબ સ્ત્રીને મળતી પુનર્લગ્નની છૂટ અને સ્મૃતિઓના સમયમાં બ્રાહ્મણોએ એના ઉપર મૂકેલા અંકુશ એ બે વચ્ચે સ્મૃતિકારો ઝોલાં ખાય છે, અને એમાંથી કોને ખરું ગણવું તે નક્કી કરી શકતા નથી.

સ્મૃતિઓના સમયમાં બહુપત્નીનો રિવાજ તો ખૂબ જ વ્યાપેલો હતો તેમા કશો શક નથી. બધા જ સ્મૃતિકારો બ્રાહ્મણો અને ક્ષત્રિઓને એક કરતા વધારે પત્ની કરવાની અનુમતિ આપે છે, અને કેટલાક વૈશ્યોને પણ એવી રજા આપે છે. શૂદ્રોને પોતાની જ્ઞાતિ બહાર પરણવાની છૂટ નહોતી. પણ જ્ઞાતિની અંદર એકથી વધારે સ્ત્રી ન પરણાય એવું બંધન કોઈ ઠેકાણે દેખાતું નથી. એક પુરુષની જુદી જુદી પત્નીઓ અને તેમના પુત્રોની સામાજિક પદવી અને કાયદેસરના હક વિષે સ્મૃતિકારોએ વિસ્તારથી વિવેચન કરેલું છે. પત્ની વ્યસની, દુરાચારી, સંતાન વગરની, પતિની મરજી ન સાચવનારી, રોગી, મારકણી કે ઉડાઉ હોય તો એને છોડી બીજી સ્ત્રી પરણવાની પુરુષને રજા આપી છે. મનુ આજ્ઞા કરે છે કે વંધ્યા સ્ત્રી ઉપર લગ્ન પછી આઠ વર્ષે, જેનાં બાળક મરી જતાં હોય તેના ઉપર દસ વર્ષે અને માત્ર દીકરીઓની જ માતા હોય એવી ઉપર અગિયાર વર્ષે બીજી સ્ત્રી લાવવી, પણ લડકણી બૈરી ઉપર તો તરત જ લાવવી! જૂની સ્ત્રી ગુસ્સે થઈ ઘરમાંથી ચાલી જવા માગે તો તેને દોરડાથી બાંધી રાખવી અને તેમ ન બની શકે તો કુટુંબીઓની હાજરીમાં જાહેર રીતે કાઢી મૂકવી એમ પણ આજ્ઞા કરી છે!

સ્ત્રીનું મનુષ્ય તરીકે જુદું અસ્તિત્વ જ ગણાતું નહિ તો પછી નાગરિક તરીકે ગણાવાનું માન તો ક્યાંથી જ હોય? પુરુષના દૈનિક વ્યવહારમાં ઉપયોગી દાસી તેમ જ બાળક ઉત્પન્ન કરનાર યંત્ર એટલી જ સ્ત્રીની પદવી હતી. સ્ત્રીનો વાંક પડે તો દોરડાથી અથવા ચીરેલા વાંસથી એને મારવાનો પતિને અધિકાર સ્મૃતિકારોએ આપ્યો છે! સ્ત્રી આ બાબતમાં પુત્ર અને ગુલામની બરાબર હતી.

ધાર્મિક ક્રિયાકાંડોમાં સ્ત્રી 'સહધર્મિણી' તરીકે પુરુષની સાથે બેસતી. પણ એને સ્વતંત્ર રીતે અગ્નિહોમ કે કોઈ પણ જાતનો યજ્ઞ કરવાની સત્તા ન હતી. જો એ પ્રમાણે કરે તો એ મરણ પછી જરૂર નરકમાં જાય એમ લખેલું છે. સ્ત્રીએ મેળે કરેલા યજ્ઞમાં ભોજન લેવાની

બ્રાહ્મણોને મનાઈ કરી છે. જેના કુટુંબમાં પુરુષ ન હોય એવી સ્ત્રીના હાથની ભિક્ષા પણ બ્રાહ્મણને ખપે નહિ.

પુરાણોમાં અનેક પ્રકારના દૈવી ચમત્કારોની વાતો આવે છે જે સાચા ધર્મને બદલે અંધશ્રદ્ધા તરફ જનતાને દોરવાનું કામ કરે છે. તે ઉપરાંત અનેક સ્થળે સ્ત્રીને માત્ર પુરુષના આકર્ષણનું સાધન ગણવામાં આવી છે. કોઈ ઋષિના તપનો ભંગ કરવો હોય તો યુવાન સુંદર સ્ત્રીને એની આગળ નાચ કરવા મોકલવામાં આવતી.અને એ હાવભાવ સહિત અંગોનું પ્રદર્શન કરી તપમાં ભંગ પાડતી.

પુરાણોની કથાઓ ઉપરથી જણાય છે કે 'રાક્ષસવિવાહ' એટલે કન્યાનું હરણ કરીને પરણવાની પદ્ધતિ બહુ જ પ્રચલિત હતી. શ્રીકૃષ્ણે રુક્મિણીનું હરણ કર્યું હતું. એમના પુત્ર પ્રદ્યુમ્ને વજ્રનાભ નામના દાનવની કન્યા પ્રભાવતીનું હરણ કર્યું હતું. રાજકારણી હેતુઓથી રાજકુટુંબોના સંતાનોનાં લગ્ન કરવાનો રિવાજ યુરોપમાં છેક પહેલા મહાયુદ્ધ સુધી હતો. આવો રિવાજ આપણે ત્યાં પણ હશે એમ પુરાણોની ઘણી કથાઓ ઉપરથી જણાય છે. દાનવોને ઉશ્કેરી એમની સાથે લડાઈ કરવી અને લડાઈમાં તેમને હરાવવા એ હેતુથી ઇન્દ્રે પ્રદ્યુમ્ન પાસે દાનવ વજ્રનાભની કન્યા પ્રભાવતીનું હરણ કરાવ્યું હતું.

આમ હોવા છતાં એકંદરે સ્મૃતિઓ કરતાં પુરાણોની કથાઓ સ્ત્રીને લગ્નની બાબતમાં ઘણી વધારે છૂટ આપે છે. સાવિત્રીની માફક શુક્રાચાર્યની પુત્રી દેવયાની સખીઓ સાથે વનમાં જાય છે ત્યાં શિકારે આવેલા યયાતિ રાજા ઉપર મોહિત થઈ જાય છે. પોતે જ લગ્નની માગણી કરે છે; અને બન્નેની જ્ઞાતિ જુદી હોવા છતાં પોતાના વિચારમાં દૃઢ રહી યયાતિ જોડે પરણે છે. એ બ્રાહ્મણ કન્યા હતી અને રાજા ક્ષત્રિય હતો તે વસ્તુ એને બાધક લાગતી નથી.

પુરાણોનો સમય સૂત્રો અને સ્મૃતિઓ પછીનો હોવા છતાં એમાં

બાળલગ્નો ભાગ્યે જ દેખાય છે. આંતરજ્ઞાતીય લગ્ન અને વિધવાવિવાહ બાબતમાં પણ ઉદાર વિચારો દર્શાવેલા છે. શ્રીકૃષ્ણનો પુત્ર, પ્રખ્યાત યાદવ કુળમાં જન્મેલાં પ્રદ્યુમ્ન, તેની પણ પહેલી સ્ત્રી માયાવતી નામની એક દાનવ વિધવા હતી. પણ સ્ત્રીજાતિની પદવી નીચી કરનાર બહુ પત્નીનો રિવાજ તો પુષ્કળ વ્યાપેલા હતો. શ્રીકૃષ્ણનો દાખલો તો જાણીતો છે.

સૌભરિ નામના ઋષિ રાજા માંધાતાની પચાસ કન્યાઓને પરણ્યા હતા એમ એક પૌરાણિક કથામાં લખ્યું છે. દક્ષ પ્રજાપતિએ પોતાની બધી જ – સત્તાવીસ કન્યાઓને ચંદ્રમા જોડે પરણાવી હતી. રાજાઓમાં એકથી વધારે સ્ત્રીઓ હોય એ સામાન્ય નિયમ જેવું હતું.

એક સ્ત્રીને એકથી વધારે પતિ હોય એવો દાખલો આખા પ્રાચીન સમયમાં માત્ર દ્રૌપદીનો છે એમ આપણે માનીએ છીએ. પણ વિષ્ણુ-પુરાણમાં એક સ્થળે લખેલું છે કે બન્ને પ્રચેતસને પ્રસન્ન કરવા સોમે પોતાની કન્યા મરીષાને એ બન્ને જોડે પરણાવી. દસ પતિ ધરાવનાર એક સ્ત્રી વિષે પણ એ જ પુરાણમાં ઉલ્લેખ છે.

કૌટિલ્ય અર્થશાસ્ત્ર એ ઈ. સ. પૂર્વે ૩૦૦ને આશરે લખાયલો ગ્રંથ છે. એટલે બીજાં જે પ્રાચીન પુસ્તકો આપણને જોવા મળે છે તેના પ્રમાણમાં એ ઘણું નવું ગણાય. તેમ છતાં આજથી બે હજારથી વધારે વરસ ઉપર લખાયેલું તો ખરું જ. તો પણ એમાં લગ્નને ધાર્મિક સંસ્કાર નહિ પણ સામાજિક કરાર રૂપે ગણ્યું છે. પતિ અને પત્ની બન્નેની પદવી કાયદામાં કેવી ગણાય તે સ્પષ્ટ દર્શાવેલું છે.

એકથી વધારે પત્ની કરવાની કૌટિલ્ય અર્થશાસ્ત્ર છૂટ આપે છે, પણ પત્નીની સંખ્યા મુકરર કરી નથી. પુરુષને ગમે તેટલી સ્ત્રી પરણવાની છૂટ છે કારણ કે સ્ત્રીના જીવનનો મુખ્ય હેતુ પુત્રો ઉત્પન્ન કરવા તે જ છે એમ કૌટિલ્ય કહે છે.

બીજી તરફ એણે સ્ત્રીને પણ એક પતિને છોડી બીજો કરવા અમુક સંજોગોમાં રજા આપી છે. પતિ દુરાચારી, રાજદ્રોહી, જ્ઞાતિથી બહિષ્કૃત, સ્ત્રીના જીવને જોખમ કરે તેવો કે પુરુષત્વહીન હોય કે લાંબા સમયથી પરદેશ જતો રહ્યો હોય અથવા સંન્યાસી થયો હોય તો એને છોડી બીજા જોડે લગ્ન કરવા સંમતિ આપી છે. પરદેશ ગયા પછી ત્રણ મહિના સુધી ખબરઅંતર ન લે તેમ જ ભરણપોષણ પણ ન મોકલે તો એટલી ટૂંકી મુદતમાં પણ એને છોડી દઈ શકાય.

નારદ અને પારાશર સ્મૃતિમાં અમુક સંજોગોમાં બીજો પતિ કરી શકાય એમ લખ્યું છે પણ લગ્નનો 'વિચ્છેદ' કરવા વિષે તો માત્ર કૌટિલ્ય જ લખે છે. એણે એ માટે 'મોક્ષ' એ શબ્દ વાપર્યો છે. અલબત્ત મોક્ષનો શબ્દાર્થ કરતાં 'છૂટકારો' એવો અર્થ થાય. પણ આપણા ધર્મગ્રંથોમાં અને ધાર્મિક માન્યતાઓમાં 'મોક્ષ' એ તો આત્માનું પરમ ધ્યેય છે, સૌથી પવિત્ર, ઉચ્ચતમ સ્થિતિ છે. ત્યારે કૌટિલ્ય છૂટાછેડા—divorce—એને માટે 'મોક્ષ' શબ્દ વાપરે છે! લગ્નવિચ્છેદની બાબતમાં એના વિચારો લગભગ આજના પશ્ચિમના વિચારો જેવા જ છે. પતિપત્ની એકેકને ધિક્કારતાં હોય તો લગ્નવિચ્છેદ થઈ શકે એમ કહે છે. અમેરિકાના છેડાછૂટકા માટેના સ્વભાવની અસમાનતાના મુદ્દા જેવો જ આ મુદ્દો છે.

પ્રાચીન સમય જેને આપણે સામાન્ય રીતે ગણીએ છીએ તેની હજારો વર્ષ દરમ્યાન વિસ્તરેલી સંસ્કૃતિ આપણે ટૂંકામાં તપાસી. વેદના સમયમાં બાળલગ્નો નહોતાં, વિધવાવિવાહની છૂટ હતી, લગ્નમાં કન્યાને ગમે પસંદગીની છૂટ મોટે ભાગે હતી. એટલે દરજ્જે સ્ત્રીની પદવી પાછળના સમય કરતાં ઊંચી હતી તે સ્પષ્ટ છે. પણ સાથે વિદ્યાભ્યાસની કન્યાઓ માટે ખાસ સગવડ નહોતી. ગાર્ગી, મૈત્રેયી જેવી કોઈક સ્ત્રીઓ વિદુષી હતી, પણ તે અપવાદરૂપે જ. યાજ્ઞવલ્ક્ય ઋષિની જ બે પત્નીઓમાંથી માત્ર મૈત્રેયી જ ભણેલી હતી, કાત્યાયની ઘર જ સંભાળતી

જાણતી. કુમારો માફક કન્યાઓ માટે કોઈ ગુરુકુળ નહોતાં તેમ ગુરુકુળોમાં સહશિક્ષણ હોય એવો પણ કોઈ પુરાવો નથી. રાજાઓની કન્યાઓ ખાસ શિક્ષકો મારફત લલિત કળાઓ કે કદાચ શાસ્ત્રો પણ શીખતી હશે અને ઋષિઓના આશ્રમોમાં રહેતી કન્યાઓમાંથી કોઈક કદાચ અભ્યાસ કરતી હશે; પણ સામાન્ય જનતામાં કન્યાશિક્ષણનો રિવાજ નહોતો કે તે માટે સગવડ પણ નહોતી.

બહુપત્નીનો રિવાજ પણ વ્યાપક હતો તે આપણે જોયું. વેદોથી માંડી પુરાણોના સમય સુધી એમાં કશો ફેરફાર નથી. એ રિવાજ જ સ્ત્રી જાતિને અપમાનરૂપ ગણાય.

ગુજરાતમાં જનસેવાનું કામ કરનાર શ્રી દાદા ધર્માધિકારી લખે છે* કે "વ્યવહારમાં આજના યુગમાં કે પ્રાચીન યુગમાં, બન્ને યુગોમાં સ્ત્રી અથવા તેના તરફની વૃત્તિ હંમેશાં પુરુષનો કબજો જમાવી બેઠેલી વસ્તુ રહી છે. આજે પુરુષના હૃદય પર સૌથી અધિક કોઈ વિચારનું વર્ચસ્ હોય તો તે સ્ત્રીનું છે. પ્રાચીન કાળમાં પણ તેવું જ હતું અને તે તો એટલી હદ સુધી કે પુરુષ હંમેશાં સ્ત્રીથી નાસતો ફરતો હતો, એને નરકનું દ્વાર સમજતો હતો!

"પ્રાચીન સમયમાં સ્ત્રીની એક જ ભૂમિકા આપણે કાયમ જોઈએ છીએ કે જ્યારે જ્યારે કોઈને મોહવશ કરવો હોય અથવા તો કોઈ તપસ્વીને તપોભ્રષ્ટ કરવો હોય તો બિચારી સ્ત્રી હાજર થઈ જતી હોય એવું આપણે અનેક વાર જોયું છે. બીજું, જે પુરુષ સૌથી અધિક પરાક્રમી હોય તેને પુરસ્કારરૂપે આપવા જેવી વસ્તુ પણ સ્ત્રી! કોઈ રાજા બહુ તુષમાન થઈ ગયો હોય તો અરધું રાજપાટ આપતો ને ઉપરથી પોતાની કુંવરી પરણાવતો. આ પ્રમાણે સ્ત્રી ખરીદવાની વસ્તુ હતી, છતવાની ચીજ હતી; અને એટલા જ માટે તે વેચવાની ચીજ પણ હતી.

* ગૃહમાધુરી, ડિસેંબર ૧૯૫૫.

"આપણને અનેક વાર સમજાવવામાં આવ્યું છે કે સ્ત્રીઓના પ્રાચીન આદર્શો અતિ મહાન આદર્શો હતા. એક અર્થમાં કદાચ એમ હશે, પણ મારે તો નમ્રતાપૂર્વક એ કહેવું જ પડશે કે એ ગંભધના બધા જ પુરાણા આદર્શો સ્ત્રીત્વ અને માનવતાને નુકસાનકારક અને અપમાનકારક જ હતા. એ જ કારણે એ આદર્શો અનુસાર તો આજના જમાનામાં, જ્યાં સહનાગરિકત્વ છે ત્યાં પણ, કોઈ પણ ધર્મમાં સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વને સ્થાન નથી રહ્યું.

"મારી માતા કોઈ પણ ધાર્મિક વિધિ કદી એકલી ન કરી શકે. મારા પિતાજીની એ સહ-ધર્મિણી છે પણ સ્વયં મુખ્યધર્મિણી નથી. પિતાજી ન હોય તો એનો કંઈ ધર્મ જ નથી. × × × એનું પોતાનું કોઈ સ્વતંત્ર જીવન નથી – કોઈ પણ પ્રાચીન ધર્મમાં નથી, અને એનું પરિણામ એ આવ્યું છે કે છેલ્લા કેટલાક સૈકાઓના ધર્મસંશોધકો અને ધર્મ-સુધારકોને બાદ કરવામાં આવે તો આજ સુધી સ્ત્રીની ભૂમિકા ગૌણ રહી છે. વચમાં પ્રયાસો થયા – જૈન ધર્મમાં પ્રયાસો થયા, અમુક હદે બૌદ્ધ ધર્મે પ્રયાસો કર્યા, એને બાદ કરીએ તો જે પરંપરા અને સમાજસ્થિતિ આજે છે તેમાં સ્ત્રીની ભૂમિકા ગૌણ રહી છે. એનું સ્થાન પાછળ રહ્યું છે, એનું અસ્તિત્વ જ સ્વતંત્ર નથી રહ્યું. સમાજે એને કદી સ્વતંત્ર વ્યક્તિ નથી માની."

એક તરફથી સામાન્ય રીતે એમ જ માનવામાં આવે છે કે પ્રાચીન સમયમાં આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ બહુ જ ઉન્નત, આદર્શરૂપ હતી. એ સ્થિતિ જો આજે ફરી-પ્રાપ્ત કરી શકાય તો પછી સ્ત્રીએ કે સમાજે વિશેષ કશું પ્રાપ્ત કરવાનું રહે જ નહિ એમ માનવામાં, મનાવવામાં આવે છે. બીજી તરફથી દાદા ધર્માધિકારી જેવા સમાજ-સેવક ઉપર જણાવ્યા પ્રમાણે માને છે કે સ્ત્રીની સ્થિતિ કદી પણ ઉન્નત રહી જ નથી. આ બેમાંથી કયો મત સાચો?

દાદા ધર્માધિકારી કહે છે કે સ્ત્રીની એક જ ફરજ પુરુષને મોહ પમાડવા માટે, તપોભ્રષ્ટ કરવા માટે હાજર થઈ જવું — એ હતી, એ જરા અતિશયોક્તિભરેલી માન્યતા ગણાય. અલબત્ત સ્ત્રીનો આવી અધમ રીતે ઉપયોગ કરવામાં આવતો એના ઘણા દાખલા જૂની કથાઓમાં જડે છે, એ તો સાચું જ છે. સ્ત્રીનો આવો ઉપયોગ જે સમાજ કરતો હોય તે સમાજને ઉન્નત તો ન જ કહી શકાય. પણ એક વાત યાદ રાખવાની છે કે જે અપ્સરાઓ ગણાતી તે સ્ત્રીઓનો જ આવો ઉપયોગ કરવામાં આવતો. ગૃહસ્થાશ્રમમાં રહેતી સ્ત્રીને માથે આવી ફરજ નહોતી. આજની માફક એ જમાનામાં પણ અમુક સ્ત્રીવર્ગને ગૃહસ્થાશ્રમમાંથી બાતલ કરી અનેક પુરુષોને રીઝવવાની હલકી ફરજ એમને માથે નાખવામાં આવી હશે. આવી સ્ત્રીઓને સ્વર્ગની અપ્સરાનું નામ આપવામાં આવે તેથી એમની અપમાનિત દશા ઓછી થતી નથી. દેવો પણ આવા કામ માટે સ્ત્રીનો ઉપયોગ કરતા એ લાંછનકારક સ્થિતિ ગણાય.

જો કે ગૃહસ્થ સ્ત્રીઓને માથે આવી અધમ ફરજ નહોતી છતાં એમની સ્થિતિ આદર્શરૂપ હતી ખરી ? જે સતી સ્ત્રીઓનાં નામ આપણે વારંવાર લઈએ છીએ, જેમના વડે ભારતવર્ષ સદાકાળ માટે ઉજ્જ્વળ થઈ ગયો છે એમ માનીએ છીએ તે સ્ત્રીઓની દશા કેવી કરવામાં આવી હતી ? સીતાને રાવણના હાથમાંથી છોડાવ્યા પછી રામ એને સ્પષ્ટ કહે છે કે "મેં તો કુળની આબરૂ સાચવવા તને છોડાવી છે, પર પુરુષને ત્યાં રહેલી સ્ત્રીને પાછી ઘેર લઈ જઈ હું કુળને કલંક લગાડવા નથી માગતો. તને ગમે ત્યાં ચાલી જા; નહિ તો લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન ગમે તેની સાથે લગ્ન કર." *

અગ્નિપરીક્ષા કરાવી અયોધ્યા લઈ ગયા પછી પણ નિંદાખોર પ્રજાજનોના વચનથી ડરી જઈ સગર્ભા સીતાને છેતરીને વનમાં મોકલી

* વાલ્મીકિ રામાયણ યુદ્ધકાંડ, સર્ગ ૧૧૫

દીધી હતી એ તો જગજાહેર વાત છે.* આપણે ત્યાં સામાન્ય માન્યતા છે કે રામે એક ધોબીની નિંદાથી ડરી સીતાનો ત્યાગ કર્યો હતો. તેને કવિ ગિરધરકૃત રામાયણનો ટેકો છે. (ઉત્તરકાંડ, અધ્યાય ૨૫, ટૂંક ૯ થી ૧૬.)

યુધિષ્ઠિર જેવા ધર્મરાજા દ્રૌપદીને હોડમાં મૂકી જુગાર રમ્યા હતા. કોઈ પણ પત્નીનું આના કરતાં વિશેષ અપમાન થઈ શકે ખરું? આજના જમાનામાં કોઈ પુરુષ આવું કરે તો કેવો હાહાકાર થઈ જાય? અને ભરીસભામાં અસહાય દ્રૌપદીનાં ચીર ખેંચનાર દુઃશાસનનું વર્તન કેટલું બધું ધૃણાજનક હતું? આપણને સ્વરાજ્ય મળ્યું ત્યારે દેશના ભાગલા પડતી વખતે સામી કોમની સ્ત્રીઓને નવસ્ત્રી કરી બજારમાં ફેરવનાર દુષ્ટો વિષે લખતા સ્વ. શ્રી કિશોરલાલ મશરૂવાળાએ લખ્યું હતું કે મહાભારતના સમયથી જ સ્ત્રીને આવી રીતે અપમાનિત કરવાનો રિવાજ ચાલ્યો આવે છે.

પાંડવોને વનવાસ જવાનો સમય આવ્યો ત્યારે દ્રૌપદી સાથે ગઈ અને અર્જુનની પત્ની સુભદ્રાને શ્રીકૃષ્ણ પોતાની સાથે દ્વારકા લઈ ગયા હતા – રાજવૈભવમાં ઉછરેલી મારી બહેનથી વનનાં દુઃખ સહન નહિ થાય એમ કહીને; અને સુભદ્રાએ પણ એમાં કશો વાંધો ઉઠાવ્યો નહોતો. રામની સાથે સીતા વનમાં ગઈ અને લક્ષ્મણની પત્ની ઊર્મિલા અયોધ્યાના રાજમહેલમાં જ રહી હતી. એટલે દરેક પત્ની પતિના સુખદુઃખમાં ભાગ લેતી જ એવું ચોક્કસ ન કહી શકાય.

રાજપાટ છોડી, બાળકોની માયાને પણ અળગી કરી, જુગારી પતિની પાછળ વનમાં ચાલી નીકળનાર દમયંતીને અડધી રાત્રે નિર્જન, ભયાનક વનમાં એકલી છોડી નળ રાજા નાસી ગયો હતો, એ સૌ કોઈ જાણે છે. પોતે જુગારમાં આપી દીધેલા વચન ખાતર પત્નીને બજારમાં

* વાલ્મીકિ રામાયણ, ઉત્તરકાંડ, સર્ગ ૪૬, ૪૭.

વેચનાર હરિશ્ચંદ્રની સત્યપ્રિયતાનાં આપણે બારોબાર વખાણ કરીએ છીએ પણ સ્ત્રી એ વેચી શકાય એવી માત્ર હલકી વસ્તુ એ જમાનામા ગણાતી એ અધમ સ્થિતિ વિષે વિચાર જ નથી કરતાં. આજે કળિયુગ ગણાતા સમયમા એવી રીતે દેવું વાળવા ખાતર પત્નીને વેચી શકાય?

'પ્રાચીન એટલું બધું જ સારું'' એ પ્રકારની જડ માન્યતાથી છૂટીએ ત્યારે જ આપણાથી પ્રગતિ સંબંધી વિચાર થઈ શકે. આપણે જોયું તેમ પ્રાચીન સમયમા સ્ત્રીની સ્થિતિ હમેશા કાંઈ ઇચ્છવાજોગ નહોતી રહી. સારાનરસા બધા તત્ત્વો એ સમયમા હતા; અને હજારો વર્ષના ગાળામા પથરાયેલા એ સમયમા એકસરખી સમાજની સ્થિતિ હોઈ શકે જ નહિ. સમાજ બદલાય તેમ સ્ત્રીની સ્થિતિ પણ બદલાયા કરે અને તે સ્થિતિ ફરતી હતી જ એ વીસરવું ન જોઈએ.

---

૪

# બૌદ્ધયુગ અને મધ્યયુગ

## બૌદ્ધયુગ

આપણા દેશમાં સંપ્રદાયોના ડુંગર ખડકેલા છે. એ દરેક સંપ્રદાય પોતપોતાને એક અલગ ધર્મ તરીકે ઓળખાવે છે. ચઢતીપડતી દરેકે જોઈ છે, પણ બધામાથી પસાર થઈ ઘણાખરા સંપ્રદાય ટકી રહ્યા છે.

આમ હોના છતા જે ધર્મે દેશ ઉપર સૌથી જબરી અસર કરી હતી અને જેનું જોર હજાર વર્ષ સુધી રહ્યું હતું તે બૌદ્ધ ધર્મનું આજે ભારતમા નામનિશાન રહ્યું નથી, એ ઘણું આશ્ચર્યકારક છે. બૌદ્ધધર્મ સાચો અહિંસાપ્રધાન ધર્મ મટી ક્રિયાકાંડી સંપ્રદાય બની ગયો તેથી જ લોકોના અનાદરને પાત્ર થયો એમ માનવાનું કાંઈ કારણ નથી, કારણ દુનિયાના બધા જ ધર્મો પોતાનું સાચું સ્વરૂપ છોડી ક્રિયાકાંડમાં ગોથાં ખાતા સંપ્રદાયો બની ગયા છે.

મહાત્મા ગાધીએ દેશના જીવનના દરેક ખૂણા ઉપર પોતાના આત્મબળના પ્રકાશનાં કિરણો પહોચાડ્યાં હતાં તે જ મુજબ ગૌતમ બુદ્ધે પણ એમના સમયમાં પોતાની શક્તિનો પરિચય કરાવ્યો હતો. ગૌતમ બુદ્ધ પહેલાંનો સમય દેશમાં ઘણી અધોગતિનો હતો બ્રાહ્મણોની પુરોહિતવૃત્તિ – સાદી ભાષામાં ગોરપદું – એ જ સમાજનું શાસક બળ હતું. એમની લોભવૃત્તિની કાંઈ સીમા રહી નહોતી. એ લોભ અનેક પ્રકારનાં પાપો કરાવતો હતો અને નરમેધ (યજ્ઞમાં જીવતા માણસનાં બલિદાન) સુધી એ ક્રૂરતા પહોચી હતી. માનવધર્મશાસ્ત્ર અનુસાર બ્રાહ્મણની સેવા એ જ શૂદ્રોનો પરમ ધર્મ હતો,એ કર્યા સિવાય જે કાંઈ કરે તે બધુ નિષ્ફળ જાય.

આવા અધોગતિના સમયમાં સ્ત્રીની પદવી તો નીચી જ હોય એમાં કાંઈ નવાઈ જેવું નથી. સામાન્ય નૈતિક ધોરણ પણ નીચું થઈ ગયું હતું. ગૌતમ બુદ્ધના વંશસંબંધી મહાવંશમાં આપેલી એક કથા આનો દાખલો છે.

નવી માના ત્રાસથી કંટાળી પોતલ દેશ (હાલનો સિંધુ નદી નામુખ આગળનો ટટ્ટા (કે ઠઠ્ઠા) વિભાગના રાજાની જૂની રાણીઓના ચાર કુંવરો અને પાંચ કુંવરીઓ નવી માતાના પુત્રને ગાદીવારસ ઠરાવવાનું કબૂલ કરી પોતે જંગલમાં જઈને રહ્યાં. કપિલ મુનિનો આશ્રમ નજીકમાં હોવાથી તેઓ વારંવાર ત્યાં જતાં. આ સર્વના ફિક્કા, માંદલા ચહેરા જોઈ કપિલ મુનિએ એક વખત એનું કારણ પૂછ્યું. એ લોકોએ જવાબ દીધો કે જંગલમાં રહેવાથી લગ્ન કરવાની તક મળતી નથી અને પરાણે બ્રહ્મચર્ય પાળી અમે આવાં નિસ્તેજ થઈ ગયાં છીએ. મુનિએ તેમને સલાહ આપી કે એમની જોડેની કુંવરીઓમાંથી જે પોતાની માતાની દીકરી ન હોય—સાવકી માની છોકરી હોય—તેની સાથે દરેક કુંવરે લગ્ન કરવું. બાપ તો બધાંના એક જ હતા, તેથી કુંવરોએ નવાઈ પામી પૂછ્યું કે બહેનો સાથે કેમ પરણાય? પણ કપિલ ઋષિએ કહ્યું કે નિર્વાસિત લોકોથી એમ કરી શકાય. આ સલાહ મુજબ ચારે કુંવરો પોતપોતાની સાવકી બહેન જોડે પરણ્યા. એમનાં લગ્નથી થયેલી પુષ્કળ સંતતિની ગરબડથી કંટાળી જઈ કપિલ મુનિએ એ જગા છોડી જવાની તૈયારી કરી, પણ કુંવરોએ એને બદલે પોતે દૂર જતા રહેવાનું માગી લીધું અને ઋષિએ બતાવેલી ભૂમિ ઉપર નવું શહેર વસાવી એનું નામ ઋષિના નામ પરથી કપિલવસ્તુ પાડ્યું. નવી માના ત્રાસથી પોતાને વનવાસ વેઠવો પડેલો હોવાથી એમણે પોતાના રાજ્યમાં એકપત્નીવ્રતનો કાયદો કર્યો. એમના પિતા, પોતલ દેશના રાજા ઇક્ષ્વાકુ વિરુ ચાકને ઘણે વરસે એક વાર વિચાર આવ્યો કે મારા ચાર કુંવર કંઈ દેખાતા નથી! રાજપુરુષોએ કહ્યું કે રાજાએ પોતે જ એમને દેશવટો દીધો હતો, અને હવે

એ બધા હિમાલય નજીક જઈ રહ્યા હતા, તેમ જ પોતાની સાવકી બહેનો સાથે લગ્ન કરી વંશવેલો ઘણો વધાર્યો હતો. રાજાને આ સાંભળી ઘણી જ નવાઈ લાગી અને બોલી. ઊઠ્યો કે 'શક્ય ? શક્ય ?' કઈ વસ્તુ એને અશક્ય લાગી — પોતે બાપ થઈ પુત્રીનું અસ્તિત્વ વરસોનાં વરસો સુધી ભૂલી ગયો એ કે કુંવરોએ બહેનો સાથે લગ્ન કર્યાં તે — એ કથામાં સ્પષ્ટ કર્યું નથી. પણ આ 'શક્ય, શક્ય'ના ઉદ્‌ગાર ઉપરથી એ કુંવરોના વંશજો 'શાક્ય'; કહેવાયા એમ કથા જણાવે છે.

આ કથા કલ્પિત હશે, પરંપરાગત ચાલી આવેલી દંતકથા હશે, એમ આપણે માની લઇએ. પણ સામાન્ય રીતે દંતકથાઓમાં એમના સમયનું અને લોકમાનસનું પ્રતિબિંબ જોવા મળે છે. એટલે એમાં રહેલી હકીકતોની ઉપેક્ષા કરી શકાય નહિ. આ કથામાં સૌથી ચોંકાવનારી વાત તે ભાઈઓ પોતાની બહેનો સાથે લગ્ન કરે છે તે છે. સાવકી બહેન એટલે ફક્ત મા જુદી, બાપ તો એક જ. આવાં લગ્નનો કોઈ દાખલો આપણે ત્યાં પ્રાચીન કે અર્વાચીન સાહિત્યમાં કે લોકકથામાં જડતો નથી. પૂર્વના કે પશ્ચિમના કોઈ દેશમાં આવો રિવાજ નથી, કે ભૂતકાળમાં હોવા વિષે જાણ્યું પણ નથી. નિર્વાસિત, દેશવટો દીધેલાં કુંવરકુંવરીઓની તો ઘણીએ વાર્તાઓ બધા દેશમાં હોય છે. પણ તેમાં ભાઈબહેન પરણે એવાં દૃષ્ટાંત નથી. સમસ્ત દુનિયામાં માત્ર મિસર (ઇજીપ્ત) એક જ દેશ હતો કે જેમાં પ્રાચીન સમયમાં ભાઈબહેન પરણવાનો રિવાજ રાજકુટુંબોમાં હતો. જૈનધર્મની કથામાં આદિ તીર્થંકર ઋષભદેવજીના જીવનચરિત્રમાં એમ લખેલું છે કે લોકોમાં ભાઈબહેન પરણવાનો રિવાજ હતો તે એમણે બંધ કરાવ્યો. પણ એનાં દૃષ્ટાંત કોઈ જડતાં નથી. એટલે શાક્ય વંશની આ કથાનું મૂળ ક્યાંથી આવ્યું તે સમજાતું નથી. જંગલમાં એકલાં રહેવાને લીધે ભાઈબહેનથી થઈ ગયેલા સ્ખલન ઉપરથી આવી કથા જોડી કાઢવામાં આવી હોય એમ બને.

જૂની કથાવાર્તાઓમાંથી સામાન્ય વર્ગ કરતાં રાજકુટુંબો અને શ્રીમંતોને વિષે વધારે જાણવાનું મળે છે. એટલે ગૌતમ બુદ્ધના જન્મ વખતે પ્રજાની સ્થિતિ કેવી હતી તે જાણવાનું સાધન નથી. એના કુટુંબ વિષે થોડીઘણી માહિતી મળે છે. ગૌતમના માતામહ સુપ્રબોધને માયા અને મહામાયા નામની બે અત્યંત સુંદર અને ગુણસંપન્ન કન્યાઓ હતી. એ બેમાંથી એકને પસંદ કરવા એણે ગૌતમના પિતા શુદ્ધોદન માટે માગું ગોકલ્યું અને કહેવડાવ્યું કે "એક માટે એવું ભવિષ્ય ભાખ્યું છે કે એને બધાં ઉત્તમ લક્ષણોવાળો પુત્ર થશે અને એ આપબળથી ચક્રવર્તી રાજા થશે. બીજીના ભાગ્યમાં બત્રીસલક્ષણો પુત્ર છે, એ પણ ચક્રવર્તી થશે."

શુદ્ધોદનના પિતા સિંહહનુએ જવાબ કહેવડાવ્યો કે "બન્ને કન્યાઓ મારા પુત્રને લાયક છે. પણ એક પુરુષને બે સરખી પદવીવાળી પત્નીઓ ધરાવવાનો હક મળતો નથી. તેથી બત્રીસલક્ષણો પુત્ર જેના ભાગ્યમાં છે તેને મારા પુત્ર માટે પસંદ કરું છું."

આ કથામાંથી આપણે જોઈ શકીએ છીએ કે કન્યા કેવા પુત્રને જન્મ આપશે એ વસ્તુ ઉપર ખાસ ભાર મૂકવામાં આવતો.

બોધિસત્વ (બુદ્ધ)નો જન્મ ક્યાં થવા દેવો એ વિષે દેવો અને ઋષિઓ ચિંતાગ્રસ્ત હતા; કારણ જે કુળ સૌથી શુદ્ધ અને સૌથી વધારે શિક્ષિત હોય ત્યાં જ એમનો જન્મ થઈ શકે. આખરે સૌની નજર શાક્ય કુળના શુદ્ધોદન ઉપર ઠરી, કારણ એ રાજવંશી હતા અને એનું કુળ પવિત્ર હતું. ભાઈબહેનના અપવિત્ર સંબંધમાંથી એ ઉત્પન્ન થયું હતું એ વાત વિસારે પાડવામાં આવી હશે એમ લાગે છે. અથવા એક પુસ્તકમાં લખેલી કથા બીજા પુસ્તકમાં સ્વીકારવામાં ન પણ આવી હોય.

બુદ્ધની માતા માયાદેવીનું વર્ણન તે એક આદર્શરૂપ સંપૂર્ણ સ્ત્રીનું વર્ણન છે. 'લલિતવિસ્તાર'માં એને વિષે લખ્યું છે કે એ 'હજારમાં

એક હોય એવી એ હતી, કારણ એણે સંપૂર્ણતા પ્રાપ્ત કરી છે. × × એનું સૌંદર્ય પરિપૂર્ણ છે. એનો દેહ પ્રમાણસર અને અવયવો દોષરહિત છે. × × એ પ્રેમમાં તણાઈ જાય તેવી નથી કે તિરસ્કારથી દૂષિત નથી. એ હેતાળ, મધુર, ન્યાયી છે અને સભ્યતાથી બોલે છે. × × પવિત્ર અને નમ્ર હોઈ કાયદા અનુસાર વર્તે છે. અભિમાન, અક્કડપણું, અસ્થિરતા, દંભ, કપટ એ સર્વ અવગુણોથી વર્જિત છે. ત્યાગમાં આનંદ માને છે અને એના વિચારો શુદ્ધ છે. બીજાના કામની કદર જાણે છે. હંમેશાં સત્યના વર્તુલની અંદર રહી અસત્યનો ઉપયોગ એણે તજી દીધો છે. શરીર અને મન ઉપર એને સંયમ છે. સ્ત્રીજાતિના અનેક અવગુણો જે જગતમાં પ્રસરેલા છે તે એનામાં દેખાતા નથી. દેવ, ગાંધર્વ, કે મનુષ્યના લોકમાં માયાદેવી જેવી બીજી કોઈ સ્ત્રી નથી; તો એનાથી *ચડિયાતી ક્યાંથી હોય? મહામુનિ ( ગૌતમ )ની માતા થવાને એ એક જ* લાયક સ્ત્રી છે.”

આદર્શરૂપ સ્ત્રી કેવી હોવી જોઈએ એનો એ જમાનાનો ખ્યાલ આ વર્ણનમાં સમાઈ જાય છે. ગૌતમ બુદ્ધ જેવા યુગપુરુષની માતા સર્વગુણસંપન્ન જ હોય એમ પ્રશંસક લેખકોની ઇચ્છા હોય જ, જેના પરિણામરૂપ ઉપરનું વર્ણન માની શકાય. આજે પણ દરેક મહાપુરુષોની માતાઓને બિરદાવવાની પ્રથા આવું છે. એ માતાને લીધે જ બે પુરુષો મહાન થયા એમ માનવામનાવવાના યત્નો થાય છે જ. એ જમાનામાં પણ આપણો દેશ એવા વિચારોથી મુક્ત નહોતો એમ લાગે છે.

ગૌતમ બુદ્ધને માતા તરફથી વારસામાં મહત્તાના સંસ્કારો મળ્યા હશે જે એમના જીવનમાં વિકાસ પામ્યા એમ અનુમાન થઈ શકે. બાકી એમના ઉછેરમાં માતાના એ ગુણો કામ આવી શક્યા નહોતા, કારણ ગૌતમના જન્મ પછી સાતમે દિવસે એમની માતા માયાદેવીનું મરણ થયું હતું. આજે પણ સામાન્ય રીતે બને છે તેમ એના મરણ પછી રાજા

શુદ્ધોદન એની નાની બહેન મહામાયા સાથે પરણ્યા હતા. નવી મા બનેલી આ મારીએ ગૌતમને માતા જેવા જ પ્રેમથી ઉછેર્યા હતા.

ગૌતમ સંસારનો ત્યાગ કરી મહાન થશે એવું એમને માટે ભાખેલું ભવિષ્ય એમના પિતાને બહુ ઉદ્વિગ્ન કરતું હતું. તેમાં વળી પુત્રનો મૃદુ, વિચારવંત અને એકાંતપ્રિય સ્વભાવ એમને વિશેષ ચિંતામાં નાખતો, કારણ એવા સ્વભાવવાળો રાજા ન થઈ શકે, સંન્યાસી જ થાય. આજે જેમ માબાપ પુત્રને ઠેકાણે લાવવાનો ઉપાય લગ્નમાં જુએ છે તેમ એ જમાનામાં પણ થતું હશે. રાજા શુદ્ધોદને પોતાના દરબારના પ્રતિષ્ઠિત, ડાહ્યા માણસોની સભા ભરી સલાહ માગી. એ સર્વેએ મત આપ્યો કે એને પરણાવી દો એટલે સંસારના બંધનમાં પડવાથી, પ્રેમથી રંગાવાથી એ એકાંતવાસ અને ધ્યાનસ્થ સ્થિતિ છોડી દેશે. આમાં એને પરણનાર કન્યાના હિતનો તો સવાલ જ નહોતો. એણે તો મોહિનીરૂપ બની રાજકુંવરને પોતાના પાશમાં બાંધી રાખવાનો હતો, જેથી એ રાજ્ય અને માબાપનો ત્યાગ ન કરે.

પણ રાજા શુદ્ધોદન જાણતા હતા કે ગૌતમ એક સામાન્ય રાજકુંવર નહોતો. એને સમજાવવો એ સહેલું નહોતું. એટલે કન્યા કેવી હોવી જોઈએ તે વિષે પુત્રનો મત પૂછ્યો. સાત દિવસની મહેતલ માગી લઈ તે પછી ગૌતમે જવાબ આપ્યો, જેમાં એના આદર્શ પ્રમાણેની પત્નીનું વર્ણન છે. એણે પોતે જ આવો જવાબ આપ્યો હતો એ તો આપણે માની લેવાનું; પણ 'લલિતવિસ્તાર'ની જે ગાથામાં એ વર્ણન છે તેના લેખકનો આદર્શ આપણે જાણી શકીએ છીએ; એ લખાણ મુજબ ગૌતમ કહે છે કે "હલકટ સ્ત્રી જે સદ્વર્તન વિનાની હોય તે મને અનુકૂળ ન આવે; હંમેશાં સત્ય બોલનારી જોઈએ; મારું મન ખરેખરું રંજન કરી શકે ને નમ્ર તથા એવી હોય કે જેનું શરીર, પ્રજા, કુટુંબ, જાતિ એ સર્વ શુદ્ધ હોય. × × મેં કહ્યું તેવાં લક્ષણોવાળી કન્યા તમે પસંદ કરો. નીચ અને અભણ કન્યા મારે ન જોઈએ."

વિશેષમાં એ કહે છે કે "યૌવન અને સૌંદર્યથી પૂર્ણ હોય છતાં રૂપનું અભિમાન ન ધરાવતી હોય; માતા અને બહેનની માફક ભલમનસાઈથી વર્તે, ત્યાગમાં આનંદ માને, બ્રાહ્મણ અને શ્રમણને દાન આપનારી હોય—એવી સ્ત્રી, પિતાજી, તમે મારે માટે પસંદ કરજો. જેનામાં ગર્વ, લોભ, કપટ, ઈર્ષ્યા, દાવપેચ, એ કશું ન હોય અને જે સત્યથી કદી ચલિત ન થતી હોય. સ્વપ્નમાં પણ એણે પરપુરુષનો વિચાર કરવો ન જોઈએ. પતિથી સંતોષ માની, સંયમ અને નમ્રતા ધારણ કરવા જોઈએ. ગર્વિષ્ઠ, ઉદ્ધત કે અસભ્ય ન હોવી જોઈએ. ગુલામની માફક નમ્ર અને નિરભિમાની હોવી જોઈએ. મદિરાના વ્યસનથી મુક્ત, નિર્લોભી, જિજ્ઞાસારહિત અને પોતાના ભાગ્યમાં સંતોષ માનનારી હોવી જોઈએ. સત્યમાં દૃઢ, ગંભીર, સ્થિર, ગર્વરહિત, નમ્રતાના આવરણથી ઢંકાયલી હોય અને તમાશા, રંગરાગ જોવાનો શોખ એને ન હોવો જોઈએ. એણે નીતિના ધોરણ અનુસાર ચાલી મન, વચન અને વિચારને સદા વિશુદ્ધ રાખવાં જોઈએ. નિદ્રા અને આળસ માટે આસક્તિ ન હોય, ગર્વથી ભરેલી ન હોય, સારાસાર વિવેકબુદ્ધિવાળી હોઈ સત્કર્મો કરી સદ્વર્તનથી ચાલે અને પોતાનાં માબાપને આધ્યાત્મિક ગુરુ માને, દાસદાસીઓ તરફ સદ્ભાવ રાખે, સૌથી છેલ્લી સૂએ અને સૌથી પહેલી ઊઠે માતાની માફક ભલમનસાઈથી, માયાથી, નિર્મમતાથી વર્તે."

ગૌતમની માતા માયાદેવીના સદ્ગુણોના વર્ણન કરતાં પણ આ વર્ણન ઘણું વધારે લાંબું છે. એ જમાનામાં સ્ત્રી પાસેથી કેવી આશા રાખવામાં આવતી, ગૃહજીવનમાં એનું સ્થાન કેવું હતું તે આ શબ્દો ઉપરથી જણાય છે. બાકી મહાત્મા બુદ્ધ જેવો સંત પુરુષ જેણે સમાનતાનો, ત્યાગનો ઉપદેશ જીવનપર્યંત સમસ્ત દેશને કર્યો હતો, જેમણે ત્યાગમાં આનંદ માન્યો હતો અને કોઈ પાસે કશું પણ ગ્રહણ કરવાની આશા ગણી નહોતી તે આટલી બધી સ્વાર્થવૃત્તિવાળા હોય, પત્ની 'ગુલામની માફક નમ્ર' હોય એવું ઇચ્છે એ આપણે ન માની શકીએ. અલબત્ત, બુદ્ધના

ચરિત્રની કથાઓ તો એમના અવસાન પછી ઘણે વખતે લખાઈ હતી એટલે આ શબ્દવર્ણન તો 'લલિતવિસ્તાર'ના લેખકનું જ છે.

એક વસ્તુ અત્રે કહેવી જોઈએ કે આ વર્ણન કર્યા પછી લેખક કહે છે કે શુદ્ધોદને પોતાના પુરોહિતને આવા લક્ષણોવાળી કન્યા શોધવા મોકલતાં આજ્ઞા કરી કે "એ કન્યા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રની પણ હોય તો હરકત નહિ, માત્ર લક્ષણો બરાબર હોવાં જોઈએ. મારા પુત્રને કુળનો કે જાતિનો મોહ નથી. સાચા ગુણોથી જ એનું મન રાચે છે." નાતજાતના ભેદ કે કુળના મોહ તજવા આજે પણ બહુ મુશ્કેલ છે. પ્રજાનો મોટો ભાગ એ તજી શકતો નથી. ત્યારે ગૌતમ બુદ્ધ અને એના પિતા અઢી હજાર વર્ષ ઉપર એ ભેદ અને મોહથી પર હતા.

ગૌતમની માતા શિક્ષિત કુટુંબની હોય એવો દેવો અને ઋષિઓનો આગ્રહ હતો, અને ગૌતમે પણ કહ્યું કે 'અભણ કન્યા મારે ન જોઇએ.' શિક્ષણ આજે લગ્નનું, સારા ગૃહજીવનનું વિરોધી ગણાય છે પણ એ જમાનામાં તો એ એક આવશ્યક અંગ મનાતું. સ્ત્રીના અભણપણામાં જ આર્યત્વ સમાયું છે એમ કોઈ માનતું નહોતું.

બધા જ આદર્શરૂપ ગુણો અને લક્ષણોવાળી કન્યા ગોપાનું લગ્ન પુરુષરત્ન ગૌતમ સાથે થયું. ત્યાર પછી એ ગોપાએ એક ક્રાંતિકારક પગલું ભર્યું. ઘૂમટો કાઢી નાખી સાસુ, સસરા, રાજકુટુંબીઓ કે દાસજનો સૌની સમક્ષ ઉઘાડે મહોડે ફરવા માંડ્યું. બધાને લાગ્યું કે વહુ વંઠેલી છે. આવો આક્ષેપ સાંભળી સર્વને ભેગાં કરી ગોપાએ પોતાના વિચારો દઢતાથી જણાવ્યા. "એક પ્રતિષ્ઠિત વ્યક્તિ હોય તે ખુલ્લે મહોડે ગમે તે સ્થિતિમાં ઝળકી ઊઠે છે – જેમ ધ્વજના શિખર ઉપરનો મણિ ખુલ્લો થતાં ઝળકે છે તેમ. પવિત્ર, સન્માનનીય માણસ બધે જ પ્રકાશે છે, અજ્ઞાન, પાપી માણસ ગમે તેવાં વસ્ત્ર પહેરે પણ શોભતો નથી. જેમણે શરીર ઉપર સંયમ કેળવ્યો છે, જેમણે વાણીને વશ કરી છે, ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો છે, જે સદા શાંત, સંતુષ્ટ છે તે પોતાનું મહોડું શા માટે ઢાંકે?"

"જેમનાં મન ભ્રષ્ટ છે, જેમનામાં શરમ કે મર્યાદા નથી અને જેમની વાણી સુદ્ધાં સત્ય ઉચ્ચારતી નથી, તેઓ ભલે હજારો વસ્ત્રોથી શરીરે ઢાંકે તોપણ ખરેખરાં વસ્ત્રહીન માણસો કરતાં પણ વધારે નગ્ન થઈ જગતમાં ફરે છે.

"જે સ્ત્રીઓ સંયમિત મનવાળી અને ઇંદ્રિયોને વશ રાખનારી છે, પોતાના પતિથી સંતુષ્ટ છે, પરપુરુષનો વિચાર કરતી નથી તે ઘૂમટો કાઢયા વગર સૂર્યચંદ્રની માફક પ્રકાશે છે. એવી સ્ત્રીઓ મહોડું શા માટે ઢાંકે? મહાનુભાવ ઋષિઓ જે અંતર્યામી છે તે મારું મન જાણે છે; દેવગણ પણ મારું ચારિત્ર્ય, મારા ગુણ, મારું વર્તન, મારી નમ્રતા –એ સર્વના જાણકાર છે, તો પછી હું મારું મહોડું શા માટે ઢાંકું?"

અર્વાચીન યુવતી જેવા સ્વતંત્ર વિચારો ધરાવતી અને બુદ્ધિપૂર્વક એની રજૂઆત કરનારી ગોપા વિષે માનવૃત્તિ થયા વગર કેમ રહે?

'બુદ્ધ' થયાં પહેલાંના ગૌતમના જીવનની હકીકતો ઉપરથી એ સમયના નારીજીવનની થોડી ઝાંખી કરી. હવે બુદ્ધ થયા પછીનો કાળ જોઈએ.

મહાત્મા બુદ્ધે સ્ત્રીજાતિની પદવી ઊંચી આણી હતી એમ સામાન્ય માન્યતા છે. એમના સંઘમાં સ્ત્રીઓ છૂટથી ભળતી એ ખરું છે, જ્યારે હિંદુ ધર્મગુરુઓના આશ્રમોમા તેવું નથી. બ્રાહ્મણોના વધી પડેલા હાનિકારક બળ સામે બૌદ્ધ ધર્મે પ્રચંડ બળવો ઉઠાવ્યો તેથી એમનું જોર ઘટયું. દરેક બાબતમાં હિંદુ ધર્મશાસ્ત્રોની માન્યતાઓ તોડી પાડી, તેથી કન્યાઓનાં લગ્ન મોટી વયે થવા માંડયાં.

બુદ્ધ ભગવાનની કરુણાદૃષ્ટિ સર્વને સમાન ગણતી હતી તેથી વિધવાઓની સ્થિતિ કાંઈક ઊંચી આવી. એમને અપશુકનિયાળ માનવાનું બંધ થયું અને વારસાહક પણ મળ્યો હતો. એ હક આપવાથી બૌદ્ધ ધર્મ ઉપર કે દેશ ઉપર આકાશ તૂટી પડયું નહોતું, એ આપણા સનાતનીઓએ ખાસ યાદ રાખવાનું છે.

બ્રાહ્મણધર્મ અનુસાર સ્ત્રીઓને વેદ, ઉપનિષદ વગેરે જાણવાની મનાઈ હતી. પુરોહિતોએ બતાવેલાં વ્રત અપવાસ કે પૂજાપાઠના ક્રિયાકાંડોમાં જ તેમણે ધર્મની વ્યાખ્યા સમાવી દેવાની હતી. બુદ્ધ ભગવાને આ જૂની માન્યતાનો કિલ્લો તોડી પાડ્યો. ધર્મ એ સર્વને માટે છે – એમાં નાતજાતના, ઊંચનીચના કે સ્ત્રીપુરુષના ભેદ ન હોય એમ એમણે ઉપદેશ આપ્યો અને તે અમલમાં પણ મૂક્યો. એમના ભિખ્ખુણી (સાધ્વી)ના સંઘમાં શ્રીમંત, ગરીબ – બધા જ પ્રકારની કુંવારી, પરણેલી અને વિધવાઓને દાખલ કરવામાં આવતી. દાખલ થયેલી સ્ત્રીઓના સંઘમાં કોઈ જાતના ભેદભાવ ગણવામાં આવતાં નહિ – માત્ર એ આધ્યાત્મિક પ્રગતિ કેટલી કરે છે તે જ તપાસવામાં આવતું. વેશ્યાઓ કે ગમે તેવું અધમ જીવન ગાળનારી સ્ત્રીઓ પણ જો તેમના સંઘમાં આવે તો એના પાછલા જીવન માટે એનો અનાદર થતો નહિ. સંઘમાં આવેલાં ભિખ્ખુ અને ભિખ્ખુણીઓ – પુરુષ અને સ્ત્રી સાધુઓને એક જ પ્રકારનું શિક્ષણ અપાતું. સંઘમાં ભળી સાધ્વી ન થાય એવી સંસારી સ્ત્રીઓને પણ બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો વિષે જ્ઞાન આપવામાં આવતું. મોક્ષ મેળવવા માટે પિંડ આપનાર પુત્રની જરૂર બૌદ્ધ ધર્મે સ્વીકારી નહોતી. માણસ પોતાનાં શુભ કર્મથી જ નિર્વાણ (મોક્ષ) પામે છે એ સિદ્ધાંતને લઈ કુટુંબમાં પુત્રપુત્રીના ભેદ ભિટાવી દીધા હતા.

આમ એકંદરે સ્ત્રીજાતિની પદવી બૌદ્ધ કાળમાં ઊંચી આવી ખરી. પણ સંઘમાં ભિખ્ખુઓ કરતાં ભિખ્ખુણીની પદવી નીચી ગણાતી. પહેલાં તો સ્ત્રીઓને સંઘમાં લેવાની પણ ગૌતમ બુદ્ધની મરજી નહોતી પણ એમના ઉપદેશનું મૂળ તત્ત્વ – સમાનતા – તેની વિરુદ્ધ જઈને એ સ્ત્રીઓ સામે પ્રતિબંધ મૂકી શકાય નહિ, અને સ્ત્રીઓને સંઘમાં લેવી પડી.

બૌદ્ધ ધર્મની કથાઓ મુજબ બુદ્ધની માશી (જે એમની સાવકી

મા પણ હતી તે ) મહાપ્રજાપતિ ગૌતમી – જેનું બીજું નામ મહામાયા હતું – તે રાજદરબારની પાંચસો સ્ત્રીઓ સહિત માથું મૂંડાવી શિષ્યા થવા તૈયાર થઈ; પણ બુદ્ધે ના કહી, કારણ તે વખતે એમનો મત એવો હતો કે સ્ત્રીઓ સાધુઓના સંઘમાં ભળે તે યોગ્ય ન કહેવાય. બે ત્રણ વાર એને ના કહ્યાથી એ ખૂબ દુઃખી થઈ. ગૌતમ બુદ્ધના પટ્ટ શિષ્ય આનંદની વિનંતી પણ કામ આવી નહિ; પણ છેવટે જ્યારે આનંદે પૂછ્યું: "સ્ત્રીઓ ઘરસંસારનો ત્યાગ કરી બૌદ્ધ ધર્મના બધા સિદ્ધાંતો અપનાવે તો એમને 'અર્હત'નું પદ મળે કે નહિ?" 'જરૂર મળે' એમ જ્યારે બુદ્ધે જણાવ્યું ત્યારે આનંદે પૂછ્યું : "તો પછી મહાપ્રજાપતિ ગૌતમી, જેણે ( આપ ) ભગવાન તરફ આવી મોટી ફરજ બજાવી, માશી અને ધાત્રી તરીકે આપની સંભાળ લીધી, આપની માતાનું મરણ થતાં પોતાનું દૂધ પાઈને મોટા કર્યા તેમને શા માટે શિષ્યા બનાવતા નથી ?" આ દલીલનો જવાબ નહોતો એટલે બુદ્ધ ભગવાને પોતાની પાલક માતાને ભિખ્ખુણી થવા રજા આપી.

કોઈ કથાકાર એમ જણાવે છે કે ગૌતમની પત્ની ગોપા એમની પ્રથમ શિષ્યા હતી.

શ્રાવસ્તી નગરીના એક શ્રીમંતની કન્યા પટાચારા માટે એનાં માબાપે પોતાના જેવા શ્રીમાન, કુળવાન કુટુંબનો વર શોધી કાઢ્યો હતો. એ દેખાવમાં સુંદર અને સદાચારી પણ હતો. તે છતાં પટાચારાને એ પસંદ નહોતો. માબાપની મરજીની ઉપરવટ થઈને એ પોતાની પસંદગીના યુવકને પરણી માબાપ બહુ નારાજ થયાં એટલે ઘર અને ગામ છોડી પરદેશમાં જઈને રહી. બધાં સંબંધીઓનાં મરણ પછી એ દુઃખની મારી બુદ્ધની શિષ્યા થઈ હતી. આ કથા અત્રે ટાંકવાની મતલબ એ જ છે કે અઢી હજાર વરસ ઉપર પણ માબાપની પસંદગીને અને કુલ, લક્ષ્મી અને રૂપને ઠોકરે મારી ઇચ્છાવર વરનારી હિંમતવાન કન્યાઓ વિરલ દાખલામાં પણ વસતી હતી.

વૈશાલી નગરીમાં વસતી અંબપાલી (આમ્રપાલી)ની કથા જાણીતી છે. એ એક ગણિકા હતી. એનો વૈભવ ભલભલા શ્રીમંતોને હટાવે તેવો હતો. ભગવાન બુદ્ધ નગરમાં આવ્યા છે એમ જાણી એ એમની પાસે ગઈ. દૂરથી જ એને જોઈ ભગવાનને લાગ્યું કે "રાજામહારાજાઓને મોહિત કરી દેતા એના બાહ્ય સૌંદર્યની અંદર શાંતિ અને સ્થિરતા વસેલાં છે. આવી સ્ત્રીઓ જગતમાં મળવી મુશ્કેલ છે."

અંબપાલી મહાત્માને પગે પડી અને એને એમણે સત્ય ધર્મનો ઉપદેશ કર્યો, જેથી એના આત્મામાં અજવાળું પડ્યું. ભગવાનને મનથી તો સૌ સરખાં જ હતાં એટલે એમણે ગણિકાનું નોતરું પણ સ્વીકાર્યું. તે પછી નગરના શ્રીમંત વેપારીઓ મહામૂલ્યવાન ભેટો લઈને આવ્યા અને પોતાને ત્યાં આવવા આમંત્રણ આપ્યું, પણ ભગવાને તો આમ્રપાલીનું આમંત્રણ સ્વીકાર્યું હતું એટલે વેપારીઓને ના કહી. એમણે ઘણો આગ્રહ કર્યો અને કીમતી રત્નો ભેટ આપવાની લાલચ બતાવી. પણ જન્મથી મળેલા વંશપરંપરાગત મહા સામ્રાજ્યનો જેમણે સ્વેચ્છાથી ત્યાગ કર્યો હતો એ મહાપુરુષને થોડાં રત્નો શું લલચાવે? એ તો પોતાના વિચારમાં દૃઢ જ રહ્યા અને બીજે દિવસે આમ્રપાલીને ત્યાં ગયા. એમના પ્રભાવથી અંકિત થઈ આમ્રપાલીએ પોતાની બધી જ ધનદોલત ભગવાનને ચરણે ધરી દીધી ને પોતે એમની શિષ્યા બની. ગૌતમ બુદ્ધ વૈશાલીમાંથી ચાલી ગયા પછી પોતાનું આયુષ્ય દુઃખીઓની સેવામાં આમ્રપાલીએ ગાળ્યું.

સમાજે તિરસ્કારેલી અનેક પતિત સ્ત્રીઓને ગૌતમ બુદ્ધે અપનાવી પોતાના સંઘમાં લીધાની ઘણી કથાઓ છે; પણ એ સંસાર તજી સાધ્વી જ બનતી. બુદ્ધ ભગવાન એને સ્વીકારે પણ સમાજ સ્વીકારવા તૈયાર હતો કે નહિ, એ પાછી ગૃહજીવનમાં આવી શકતી કે કેમ તે જાણવાનું સાધન નથી. बुद्धं शरणं गच्छामि। संघं शरणं गच्छामि। એ એમના જીવનનો મંત્ર બનતો. બુદ્ધ અને સંઘ જ એને શરણ આપતા એમ લાગે છે.

બૌદ્ધ ધર્મના સ્તંભરૂપ, મગધ દેશના મહાન સમ્રાટ અશોકની તેજસ્વી પુત્રી સંઘમિત્રા બૌદ્ધ સંઘમાં અઢાર વર્ષની કુમળી વયે દાખલ થઈ હતી. પોતાના ભાઈ રાજકુમાર મહેદ્ર સાથે એ બૌદ્ધ ધર્મના પ્રચાર માટે સિલોન ગઈ હતી. હિંદના ઇતિહાસમા પહેલી જ વાર આવો પ્રસંગ બન્યો કે જયારે એક મહા સમ્રાટની સુશિક્ષિત કન્યા પરદેશની સ્ત્રીઓને શાંતિનો અને પ્રેમનો ઉપદેશ આપવા ગઈ. દેશની પ્રજાએ એ પ્રસંગને કેવા ઉત્સાહથી વધાવી લીધો હતો તેની આજે કલ્પના ન થઈ શકે. પરદેશ જનાર કન્યા વંઠી ગઈ હોય એમ એ જમાનામાં લોકોએ માન્યુ નહોતુ તે ખાસ નોધવા જેવુ છે. અલબત્ત એ એક મહારાજાની દીકરી હતી એટલે સામાન્ય કન્યાઓ તરફ લોકો જેવી વૃત્તિ રાખે તેવી એના તરફ ન જ રાખે.

બૌદ્ધ ધર્મના સમકાલીન જૈન ધર્મમાં પણ હિંદુ ધર્મ કરતાં સ્ત્રીને ઊંચી ગણવામા આવી હતી. એના શ્વેતાંબર અને દિગંબર બન્ને પંથમા સાહિત્યમા અનેક મહાન સ્ત્રીઓની કથાઓ છે. આમાં કેટલીક દંતકથાઓ તો છે જ પણ ઘણી ઐતિહાસિક પણ છે.

જૈન ધર્મની કથાઓમાં પણ મોટે ભાગે સ્ત્રીઓ સંસાર છોડી સાધ્વી બની જતી એવો અંત આવે છે પણ બૌદ્ધ ધર્મ કરતા એમાં સ્ત્રીને ઊંચુ સ્થાન આપેલુ હોવાથી સાધ્વીઓ અને સાધુઓની સમાન પદવી હોય છે, બૌદ્ધ ભિખ્ખુણીઓ માફક ઊતરતી ગણાતી નથી

ચોવીસ તીર્થંકરોમાના ૧૯મા તીર્થંકર એક સ્ત્રી હતા એમનુ નામ મલ્લિનાથ હતું, જેથી એ પુરુષ છે એવો ભ્રમ થાય. રાજાની કુંવરી અને વળી રૂપાળી તથા ભણેલી એટલે એને રાણી બનાવના અનેક રાજા મહારાજાઓ ઉત્સુક હતા પણ એણે બધા માગાં પાછાં વાળ્યા, કારણ એનું મન વૈરાગ્યમાં હતું. અપમાનિત રાજાઓએ ગુસ્સે થઈ એના પિતાના રાજ્ય મિથિલા ઉપર ચડાઈ કરી. કથા મુજબ મલ્લિનાથે

લડાયક સામનો કરી જાનમાલની ખુવારીના હિંસક માર્ગને બદલે શાન્તિથી સમજાવવાનો અહિંસક માર્ગ પસંદ કર્યો. કોધે ભરાયેલા રાજાઓને મહેલમાં બોલાવી એ સર્વને સંસારી સંબંધનું મિથ્યાપણું સમજાવ્યું.

એ યુગની આ સ્ત્રીની બુદ્ધિ અને અહિંસક મનોવૃત્તિ માટે આપણે ગૌરવ લઈ શકીએ; પણ એક વાત તો આમાંથી સ્પષ્ટ થાય છે જ કે સ્ત્રી એ પુરુષે માલિકી તરીકે હક કરવાની વસ્તુ છે અને એ હક નકારવામાં આવે તો બળજબરીથી પણ સ્થાપિત કરવાનો પુરુષનો અધિકાર છે, એવી માન્યતા એ જમાનામાં પણ હતી. જો કે એમાં નવાઈ નથી, કારણ અનાદિ કાળથી એ ચાલી આવે છે અને આજે પણ મોજૂદ છે.

બૌદ્ધ ધર્મની અને જૈન ધર્મની કથાઓ વૈરાગ્યનું, સંસારત્યાગનું મહત્ત્વ બતાવનારી હોઈ દરેકમાં છેવટે સ્ત્રીપુરુષ સાધ્વી કે સાધુ થઈ જઈ આત્માનો ઉદ્ધાર કરે એવો અંત આવે છે. એ અંત ઉપર જ આખી કથાનું લક્ષ્ય કેંદ્રિત હોય છે. ગૃહજીવનમાં સ્ત્રીઓના સ્થાન વિષે માહિતી થોડી જ મળે છે. કથાઓ ઘણીખરી રાજકુટુંબ કે શ્રેષ્ઠીઓનાં કુટુંબ વિષે હોવાથી સામાન્ય સ્ત્રી વર્ગ વિષે તો બહુ જ થોડું જાણવા મળે છે. કિસા ગોતમીની પ્રખ્યાત બૌદ્ધ કથા, જેમાં એક પુત્રમરણનો શોક કરતી માતાને બુદ્ધ ભગવાને મરણની અનિવાર્યતા સમજાવી, તેમા એ સ્ત્રી ગરીબ હતી. એનુ નામ ગોતમી હતુ. પણ પતિ અને સાસરિયાંએ દુઃખ દીધાથી બહુ કૃષ (સુકાયલી) થઈ ગઈ હતી ને તેથી 'કિસા ગોતમી' કહેવાતી — પાલી ભાષામાં 'કૃષ'ને માટેનો શબ્દ 'કિસા' છે. આવો એકાદ દાખલો જોઈએ તેથી કાંઈ સામાન્ય અનુમાન બાંધી શકાય નહિ કે બધી જ સ્ત્રીઓને સાસરામાં દુઃખ હતું. તેમ જો આવો દાખલો હોય તો તે જોતાં બધીને જ સુખ હતું એમ પણ ન કહેવાય. અધૂરી માહિતી ઉપરથી સામાન્ય નિયમો બાંધી ન શકાય.

પ્રખ્યાત પાશ્ચાત્ય લેખક બર્ટ્રાન્ડ રસેલ કહે છે કે બૌદ્ધ ધર્મ એ વિશેષે કરીને રાજાઓનો ધર્મ હતો, લોકોનો નહિ, તેથી કુટુંબજીવનને લગતા વિચારો બીજા વર્ગો કરતાં એમને વધારે સ્પર્શ કરતા. પણ જૂના વખતમાં લેખકો, કવિઓ – બધા જ રાજાઓને વિષે જ પોતાનાં લખાણો મોટે ભાગે લખતા. એટલે બૌદ્ધ યુગમાં પણ તે મુજબ બન્યું હશે. વળી એક સામાન્ય માણસ બૌદ્ધ કે કોઈ પણ નવો ધર્મ સ્વીકારે તે કરતા રાજા અને રાજકુટુંબ સ્વીકારે તો એ હકીકત ધર્મપ્રચારકોને માટે બહુ અભિમાનની ગણાય. એટલે જ બૌદ્ધ ધર્મના સાહિત્યમાં પણ રાજાઓ વિષેની વાતો જ વધારે જોવામાં આવતી હશે. બાકી ગૌતમ-બુદ્ધનો સર્વ જાતિ પ્રત્યેનો પ્રેમ અને સમદૃષ્ટિ તો પ્રખ્યાત છે.

બૌદ્ધ ધર્મ માત્ર વૈરાગ્યપ્રધાન છે અને કુટુંબજીવનને એમાં ઊતરતા પ્રકારનું ગણ્યું છે એમ કેટલાક વિદ્વાનોનો મત છે, જ્યારે બીજા કેટલાક માને છે કે એ ખોટો મત છે. ગૌતમ બુદ્ધે પોતે સંસારનો ત્યાગ કર્યો હતો પણ કૌટુંબિક જીવનને હલકું માન્યું નથી. બૌદ્ધ સાહિત્યમાં બહુ ઊંડાં ઊતરીએ તો કદાચ આ વિષયનો નિર્ણય થઈ શકે.

પણ એટલું તો સત્ય જ છે કે મહાત્મા બુદ્ધે સ્ત્રીજાતિને ધર્મનું અધ્યયન કરવાની પરવાનગી આપી તેથી એનું સન્માન સામાન્ય જીવનમાં પણ વધ્યું. બ્રાહ્મણોની માફક એમણે સ્ત્રીઓ અને શૂદ્રોને ધર્મના અભ્યાસમાંથી બાતલ રાખ્યાં નહોતાં. 'નારી નરકની ખાણ' એ વિચાર તેમને માન્ય નહોતો અને તેથી હજારો સ્ત્રીઓ તેમની શિષ્યાઓ બની હતી.

## મધ્યયુગની સ્ત્રીઓ

જેને આપણે મધ્ય કાળ કહીએ છીએ તે યુગ – એટલે લગભગ આઠમી સદીથી તેરમી સદી સુધીનો કાળ – તેણે હિંદમાં બે મોટી ક્રાંતિઓ જોઈ: એક તો બૌદ્ધ ધર્મનો અસ્ત; અને બીજી, ઇસ્લામનું આક્રમણ.

આ સમયને કેટલાક વિદ્વાનો આપણા દેશનો અંધકારયુગ લેખે છે. મુસલમાનોના ઉપરાઉપરી આક્રમણથી સર્વત્ર અવ્યવસ્થા તો ખૂબ હતી એમાં શક નથી. પહેલાં થઈ ગયેલાં ગ્રીક, શક, હૂણ, વગેરે જાતિઓનાં આક્રમણો એટલા ઉગ્ર, વ્યાપક કે લાંબા કાળ સુધી પહોંચેલા નહોતાં.

આપણે તો વિચાર એ સમયની સ્ત્રીઓનો કરવાનો છે – રાજકીય કે ધાર્મિક ક્રાંતિઓનો નહિ. પણ દુર્ભાગ્યે એ સમયની સમાજવ્યવસ્થા વિષે માહિતી બહુ થોડી મળે છે. એ સમયનું સાહિત્ય તો ઘણું યે છે, પણ સરસ્વતી દેવી રાજશ્રીને આશ્રયે રહેલી હોવાથી કવિઓ અને લેખકો રાજાઓનાં ગુણગાન ગાવામાં અને એમનાં વિજયપ્રસ્થાનોનાં વર્ણન કરવામાં પોતાની વિદ્વાનો બહુધા ઉપયોગ કરતા. જનતા એ સમાજનું મુખ્ય અંગ છે એ ભાવના ઉત્પન્ન થઈ નહોતી.

પણ શ્રીમાન શંકરાચાર્યે બૌદ્ધ ધર્મની વિરુદ્ધ જે પ્રચંડ ચળવળ ચલાવી તેથી બ્રાહ્મણધર્મનો ફરી ઉદય થયો. આની આડકતરી અસર એ થઈ કે થોડા કાળ સારુ સ્ત્રીને જે ઊંચી પદવી મળી હતી તે પાછી નીચી ગઈ. બૌદ્ધ ધર્મમાં પિંડ આપનાર પુત્રની આવશ્યકતા માનવામાં આવી નહોતી – માણસ પોતાનાં સુકર્મથી જ "નિર્વાણ" મેળવી શકે છે એવો એ ધર્મનો ખાસ ઉપદેશ હતો. આને લઈ પુત્ર-પુત્રીના જન્મમાં ફરક મનાતો ઘટી ગયો હતો; પણ સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રોમાં પાછી શ્રદ્ધા આવવા માંડી એટલે પુત્રીનું મૂલ્ય ઓછું થઈ ગયું. બૌદ્ધ ધર્મ અહિંસા અને સત્યનો સાચો પ્રચારક મટી ક્રિયાકાંડી સંપ્રદાય બની ગયો, એટલે એનાં વિશિષ્ટ લક્ષણો ભૂંસાઈ ગયાં, સામાજિક બાબતોમાં પીછેહઠ થવા માંડી અને સ્ત્રીની અધોગતિ શરૂ થઈ.

શંકરાચાર્ય અને મંડનમિશ્રના પ્રખ્યાત વિવાદ વખતે મંડનમિશ્રનાં પત્ની સરસ્વતીએ મધ્યસ્થપણું સ્વીકાર્યું અને પતિને એ મહાન વેદાંતીએ હરાવ્યા પછી પોતે પણ અર્ધાંગના તરીકે વિવાદ કરવાનો હક માગી લઈ

દિવસો સુધી વિદ્વત્તાભરી ચર્ચા કરી હતી. આવી વિદુષી સ્ત્રી માટે આપણે જરૂર અભિમાન ધરાવીએ; પણ એ તો એક અપવાદરૂપ વ્યક્તિ હતી. દેશમાં ઠેર ઠેર એવી વિદુષીઓ ઉભરાઈ જતી હતી એમ માનવાને કશું સાધન નથી. શ્રીમંતો અને રાજાઓ પોતાની પુત્રીઓ માટે પગારદાર વિદ્વાનો રાખી એમને અનેક વિદ્યામાં પારંગત કરવા યત્ન કરતા, પણ સામાન્ય વર્ગની સ્ત્રીઓ શિક્ષણવ્યવસ્થાને અભાવે આજે છે તેવી જ નિરક્ષર કે છેક સાધારણ જ્ઞાન ધરાવનારી હતી.

મધ્યકાળની લગ્નવ્યવસ્થા વિષે વાત કરતાં સામાન્ય રીતે એમ કહેવાય છે કે એ જમાનામાં કન્યાઓના સ્વયંવર થતા. આ માત્ર છેક ઉપલકિયા દૃષ્ટિએ જોતાં સાચું છે. સ્વયંવરની પદ્ધતિ માત્ર રાજાઓમાં જ હતી; અને દરેક રાજાની દરેક કન્યા એ જ પદ્ધતિએ પરણે એવું પણ નહોતું. સ્વયંવર માટે સંખ્યાબંધ રાજાઓને આમંત્રી, તેમનો, એમના સેંકડો પરિજનો સાથે સત્કાર કરવાની જે રાજાની શક્તિ હોય, તેમ જ નાપસંદ થયેલા રાજાઓમાંથી કોઈ વેર વાળવા દેશ પર હુમલો કરે તેનો સામનો કરવાની પણ શક્તિ હોય તે જ સ્વયંવરનો સમારંભ કરી પોતાના અહંભાવને પોષી શકે. એ સ્વયંવરમાં કન્યાને પસંદગીની પૂરી છૂટ રહેતી હશે એમ લાગે છે. સીતા કે દ્રૌપદીની આફક સ્વયંવરને નામે કન્યાને રાજકુમારોના શારીરિક બળના ખેલનું પ્યાદું બનાવવામાં આવી હોય એવો કોઈ દાખલો નથી.

આ પદ્ધતિમાં આગળ તરી આવતો સંયુક્તા (અથવા સંયોગિના)નો સ્વયંવર છે. પિતાની મરજી ઉપરાંત – બલકે પિતાની સામે બળવો કરી – એણે પૃથ્વીરાજને પસંદ કર્યો – હાજર નહોતો છતાં એના પૂતળાને વરમાળા પહેરાવી. એ જ વખતે સંતાઈ રહેલા પૃથ્વીરાજે એનું હરણ કર્યું. તે ઉપરથી લાગે છે કે બન્ને વચ્ચે ગુપ્ત સંદેશા ચાલ્યા હશે અને બધી ગોઠવણ પહેલેથી કરી રાખી હશે. વીસમી

સદી જેવું બારમી સદીમાં પણ બન્યું હતું. વળી સંયુક્તાએ પોતાના બાપની માનીના છોકરાને – કાકા ગણાય તેવા છેક નજીકના સગપણના યુવાનને પસંદ કર્યો હતો તે નોંધવા જેવું છે.

સામાન્ય પ્રજાવર્ગમાં આજની પેઠે માબાપ જ સંતાનોનાં લગ્ન ગોઠવતા હતા. ૧૧મા સૈકામાં લખાયેલા 'કથાસરિત્સાગર'ની વાર્તાઓમાં પુરુષો સ્વેચ્છાથી અને પરજાતિની કન્યા સાથે પણ પરણ્યાનાં દૃષ્ટાંતો નજરે પડે છે. પણ એ બધું પણ રાજાઓ અને શ્રીમંતોના સંબંધમાં હતું. એમ તો ચિતોડના સિસોદિયા વંશના સ્થાપક બાપ્પા રાવળ છેક આઠમા સૈકામાં ઇસ્ફાન, કંદહાર, ઇરાન, ઇરાક, કાફરીસ્તાન, જ્યાં જ્યાં વિજય કરી આવ્યા ત્યાં ત્યાંની મુસલમાન કન્યાઓને પરણ્યા હતા એમ તે વખતના ગ્રંથકારોએ નોંધ્યું છે; પણ એથી મુસલમાનો સાથે લગ્ન-વ્યવહાર મધ્યયુગમાં સાધારણ હતો એમ કહી શકાય નહિ.

રાજાઓમાં અનેક પત્નીની પ્રથા તો ખૂબ જ ચાલુ હતી એમાં કશો શક નથી. જેમ જનાનો મોટો તેમ રાજાની પ્રતિષ્ઠા વધારે. સ્ત્રીઓ એને ચાલતો આવેલો રિવાજ માની એ સામે કશો વિરોધ ઉઠાવતી નહોતી. પણ તેથી એ જમાનામાં શોક્યો એકબીજાને બહેનો ગણી ગાઢો સંબંધ રાખતી એવું કશું નહોતું. માનીતી તથા અણમાનીતી રાણીઓના એકબીજી તરફના પ્રપંચો લોકવાર્તાઓમાં પ્રાધાન્ય ભોગવે છે તે કાંઈ કલ્પના નથી. સાધારણ જનતામાં બહુપત્નીની મનાઈ ન હોવા છતાં આર્થિક કારણને લઈ લોકો એક જ સ્ત્રી ઘણે ભાગે પરણતા.

મધ્યયુગના સમાજમાં એક વિશિષ્ટ સ્થાન ભોગવનાર સ્ત્રી તે ગણિકા હતી. એ એક માન્ય થયેલી સંસ્થા હતી. રાજખટપટમાં અને બીજા વ્યવહારોમાં ગણિકા અગત્યનો ભાગ ભજવતી. "સમયમાતૃકા" નામનો મધ્યકાલીન ગ્રંથ એ—"*To Beg I Am Ashamed*"—ની ચોપડી જેવી એક વેશ્યાની આત્મકથા છે. એ પોતે ગણિકા, શ્રીમંત-ની રખાત, રસ્તે ભટકતી ગરીબ વેશ્યા, પ્રેમીઓના સંદેશા લઈ જનારી,

ઢોંગી સાધ્વી, યુવાનો અને યુવતીઓને ફસાવનારી, જાત્રાને નામે પોતાનું કામ સાધવા ફરનારી – એવા અનેક અનુભવો લઈ ચૂકી હતી. આત્મકથામાં તેણે એ બધાંનું સચોટ વર્ણન કર્યું છે.) કાશ્મીરરાજના મંત્રી દામોદર ગુપ્તના લખેલા "कुट्टिनीमतम्" નામના કાવ્યમાં વેશ્યાગૃહ રાખી શ્રીમંતોને યુવતીઓ પૂરી પાડનારી કૂટણીના અભિપ્રાયોનો સંગ્રહ છે. પુસ્તકની કવિતા બહુ ઊંચા પ્રકારની છે; પણ એવા ગ્રંથો સમાજમાં સ્ત્રીની પદવી કેવી હલકી હતી તે બતાવે છે. જગદેવ પરમારની બહાદુર સ્ત્રી વીરમતીને ફસાવવાનો યત્ન કરનાર જામોતી ગણિકાએ આજના ગુંડાઓ જેવી યુક્તિ વાપરી હતી. અણહિલપુર પાટણમાં સિદ્ધરાજ જયસિંહના સમયમાં પાંચસો ગણિકાઓ વસતી હતી એમ દંતકથા કહે છે. આ અતિશયોક્તિ હોય તો પણ એ જાતિની વસ્તી સારી સંખ્યામાં હશે એમ માની શકાય.

દેવદાસીની પ્રથા પણ મધ્યયુગમાં વિસ્તાર પામી એમ ઇતિહાસલેખક શ્રી પાનીકરની માન્યતા છે. બૌદ્ધ સમયમાં પણ એ હતી અને શંકરાચાર્યના સમયમાં પણ હતી. મધ્યયુગમાં વધતા જતા ધાર્મિક અને નૈતિક પતનને લઈએ સંસ્થા ખૂબ ફૂલીફાલી. ધર્મને નામે સ્ત્રીજાતિ પર થતા અત્યાચારોમાં આ સૌથી મોટો છે. દક્ષિણ હિંદનાં મંદિરોમાં એ રિવાજ વિશેષે કરીને પ્રચલિત હશે. પણ સોમનાથ, મહાકાલેશ્વર, કોઈ મંદિરો એમાંથી મુક્ત નહોતાં. જડ પદાર્થો માફક સ્ત્રી પણ અર્પણ કરવાની વસ્તુ જ ગણાતી અને પૂજારીઓ અને શ્રીમંત ભક્તો (!) એના માલિક બનતા. સ્ત્રીની પોતાની ઇચ્છા-અનિચ્છાનો સવાલ રહેતો જ નહિ. સ્ત્રીજાતિનું આના કરતાં વિશેષ અપમાન બીજું કયું હોઈ શકે? ચૌલાદેવી કે આમ્રપાલીને આધુનિક લેખકો બુદ્ધિ, સૌંદર્ય, કળાના ઓપ ચઢાવે; ચિત્રકારો એને ફૂલથી કે સોનારૂપા કે હીરામોતીથી શણગારાયલી આલેખે: પણ આખરે એ હતી પુરુષદ્વારા થતા સ્ત્રીના શોષણનું એક પ્રતીક.

મધ્યકાલીન યુગમાં જે બે તત્ત્વોએ સ્ત્રીની અવદશા કરવામાં મોટો ભાગ ભજવ્યો તે સતીનો રિવાજ અને કન્યાને "દૂધપીતી" કરવાનો ક્રૂર ચાલ. પ્રાચીન સ્મૃતિકારોએ વૈધવ્યધર્મનો મહિમા ખૂબ ગાયો છે; પણ પતિના શબ સાથે સ્ત્રીને જીવતી બાળી મૂકવા વિષે કોઈ ઠેકાણે લખ્યું નથી. વળી બૌદ્ધ યુગમાં તો વિધવાની સ્થિતિ કાંઈક સુધરી હતી એટલે સતીનો રિવાજ તો મધ્યયુગને જ આભારી છે. કર્નલ ટોડની માન્યતા પ્રમાણે એ યુગમાં પણ બધી સ્ત્રીઓ કાંઈ રાજીખુશીથી બળી મરતી નહોતી. સગાં વહાલાં જોરજુલમથી બાળી મૂકે એવા એ ઘણા દાખલા બનતા. પતિના મરણ પછી સ્ત્રીનું જીવન નકામું છે – સ્ત્રીને જુદું વ્યક્તિત્વ જ નથી એ ભાવનાને સતીનો રિવાજ પૂરેપૂરું પોષણ આપતો.

રજપૂતાણીઓનો "જૌહર" એ સતીના રિવાજથી જુદી વસ્તુ હતી. મધ્યયુગમાં એ રિવાજ પણ પુષ્કળ પ્રચલિત હતો. જ્યાં વિજય પામનાર રાજા પરદેશી કે પરધર્મી ના હોય ત્યાં પણ રાજપૂતાણીઓને એનો આશ્રય લેવો પડતો; કારણ કે હારનાર રાજાની મિલકતમાં એની સ્ત્રીઓનો સમાવેશ થતો અને જીતનાર રાજા એમનો માલિક ગણાતાં. એટલે પર પુરુષને હાથ પડવા કરતાં બળી મરવાનું સ્ત્રીઓ પસંદ કરતી. કન્યાને દૂધપીતી કરવાના રિવાજનું કલંક રાજપૂત જાતિને માથે જ છે. કન્યાને પરણાવતાં થતા બેહદ ખરચને પહોંચી વળવાની અશક્તિને લઈ જન્મ થતાં જ પુત્રીને અફીણ પાઈ દેવામાં આવતું (હજી પણ વરવિક્રય કરનાર જ્ઞાતિઓમાં પિવડાવાય છે). ખરચ કરવાનું કારણ મોટાઈ બતાવવા સિવાય બીજું નહોતું. રાજાઓ ધારે તો રિવાજ બદલી શકે. પણ ભાટ, ચારણ, જોશી, બ્રાહ્મણ—એ બધા માગણ મળી રાજાનાં વખાણ કરી કરી ખૂબ ખરચ કરવા ઉત્તેજન આપતા અને પોતાનાં ખીસાં ભરતા રાજપૂતાનાનો પ્રખ્યાત કવિ ચંદ બરદાઈ પૃથ્વીરાજનાં એક લગ્ન (સંયુક્તા સાથેનાં નહિ) વિષે કહે છે કે કન્યાના પિતાએ

પોતાનો ખજાનો ખાલી કર્યો પણ એને લોકોનાં વખાણથી ભરી દીધો. એટલે ખરચનું મૂળ કારણ તો મિથ્યાભિમાન – સાદી ભાષામાં કહીએ તો ફુલણજીવેડા – અને એનો ભોગ થાય બિચારી નિર્દોષ કન્યાઓ।

હજી સુધી રજવાડામાં ચાલી રહેલી ગોલા-ખવાસની ગુલામી પ્રથા ઠેઠ મધ્યયુગથી ચાલી આવે છે. રાજકન્યાને દાયજામાં કપડાં, ઝવેરાત અને ઘરવખરી જોડે દાસીઓ પણ આપવામાં આવે છે. દાસીઓ માત્ર પોતાની માલિકણનું કામ કરવાના હેતુથી આપવામાં આવતી નહિ, રાજાને એમાંથી જે પસંદ પડે તેને રખાત તરીકે રાખી શકે એ પણ એક હેતુ હતો. દાસીઓ દાયજામાં જાય એટલે એમને વતન છોડી કુંવરીના સાસરાને ઘર માની લઈ ત્યાં જ જિંદગી ગાળવાની. એમની છોકરીઓ પહેલાં રાજાની રખાત તરીકે રહે ને ત્યાર પછી જ એમને પરણાવાય. મધ્ય યુગથી ચાલતી આવેલી આ ગુલામી પ્રથા હજી એ એના લગભગ અસલ સ્વરૂપમાં જ ચાલુ છે. સરદાર વલ્લભભાઈ પટેલની કુશળ નીતિએ આણેલા રજવાડાના અંત સાથે આ શરમજનક સંસ્થાનો પણ અંત આવશે એમ આશા રાખીશું.

વિદ્વાન ડૉ ભાંડારકર કહે છે કે "સામાન્ય માન્યતા એવી છે કે પ્રાચીન હિંદમાં સ્ત્રીઓને જનાનામાં રાખવાની પ્રથા નહોતી, અને મુસલમાનોએ આવીને દેશમાં પડદાનો રિવાજ દાખલ કર્યો; પણ આના કરતાં વધારે ભૂલભરેલું બીજું નથી. ભાસ અને કાલિદાસનાં નાટકો વાંચતા જણાય છે કે એમના વખતમાં પડદાનો રિવાજ હતો એમાં શક નથી. ઈ. સ.ના ત્રીજા સૈકામાં લખાયેલા વાત્સાયનના 'कामसूत्र' ઉપરથી એ વધારે સિદ્ધ થાય છે. રાજા અશોક પોતાના "અવરોધન" વિષે એક જગાએ કહે છે જેનો અર્થ સ્ત્રીઓનો બંધ જનાનો જ થાય છે. એના જેવું જ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંનું "અંતઃપુર" છે. × × × ×

"રામાયણમાં પણ સ્ત્રીઓને પડદામાં રાખવા વિષે લખેલું છે; પણ એ વિષે સૌથી જૂનો ઉલ્લેખ તો પાણિનિમા છે જ્યાં, 'असूर्यंपश्या'

શબ્દ આવે છે ને જેનો અર્થ કૌશિકે अमूर्यपश्या राजदाराः (જેઓને સૂર્ય પણ જોઈ શકતો નથી તે – એટલે રાજાની સ્ત્રીઓ) એ પ્રમાણે સમજાવ્યો છે. આપણે માની શકીએ કે પાણિનિના સમયમાં પણ રાજાની રાણીઓને એટલો સખત પડદો પાળવો પડતો હશે કે એમનાથી સૂર્યનાં પણ દર્શન થઈ શકે નહિ."

ડૉ ભાંડારકર જેવા પ્રખર વિદ્વાનનો આ મત ખોટો છે એમ માનવાને આપણે કશું કારણ નથી, પણ સાથે એટલું તો કહીશું જ કે પડદાનો રિવાજ પહેલાં માત્ર રાજાઓમાં હશે એમ લાગે છે. નર્મદાની ઉત્તરનો આખો પ્રદેશ એટલે અડધો હિંદુસ્તાન પડદાની મર્યાદામાં આવી ગયો અને સામાન્ય સ્ત્રીઓ પણ એમાં પૂરાઈ ગઈ એનો દોષ તો મધ્યયુગમાં થયેલા મુસ્લિમ સંપર્કને માથે જ છે. મુસલમાન રાજકર્તાઓના ડરથી કે એમની ખુશામત કરવા ખાતર કરેલા એમના અનુકરણથી એ રિવાજ જડ ઘાલી ગયો અને તેનાં કડવાં ફળ હજી એ આપણે ચાખીએ છીએ.

એ યુગમાં વિધવાવિવાહની છૂટ તો હતી જ નહિ. પણ વિધવાલગ્નના માત્ર બે આગળ પડતા દાખલા છે: એક તો ચિતોડના પ્રખ્યાત રાણા હમીરનો. એને પ્રસિદ્ધ રીતે નહિ પણ કુંવારી કન્યા કહીને બાળવિધવા પરણાવવામાં આવી હતી. આ લગ્નનો હેતુ સામાજિક ક્રાંતિ નહિ પણ રાજકીય ખટપટનો હતો. અલાઉદ્દીન ખીલજીએ જીતી લીધેલું ચિતોડ પાછું મેળવવાનો હમીરનો પ્રયત્ન ઘણી ખુવારી સાથે પણ સફળ થવા સંભવ નહોતો, પણ મુસલમાન રાજાનો પગાર ખાવા છતાં અંદરથી હમીર માટે પક્ષપાત રાખનાર હિંદુ સૂબાની યુવાન વિધવા પુત્રીએ અહિંસક રીતે એ પાછું મેળવવાની યુક્તિ શોધી હતી. એ યુક્તિની સફળતા હમીરના મનમાં ઠસાવવા માટે લગ્ન કરી સાથે રહ્યા સિવાય કશું થઈ શકે એમ નહોતું. વિધવા સાથે રાજકુંવર પરણે નહિ એટલે કુમારિકા કહી એને

પરણાવી. હમીર એનું રૂપ અને બુદ્ધિકૌશલ્ય જોઈ એને વશ થઈ ગયો હતો અને એની યુક્તિ પ્રમાણે ચિતોડ પાછું મેળવ્યું પણ ખરું. વિધવા સાથે લગ્ન કર્યા માટે હમીરનો સગા કે મિત્રોએ ત્યાગ કર્યો હોય એવુ કોઈ ઇતિહાસમાં નોંધાયું નથી. અલબત્ત ચિતોડના મહારાણા સાથે વેર બાંધવું એ મહેલું કે પ્રસંગવાજોગ ન જ હોય.

પુનર્વિવાહનો બીજો જાણીતો દાખલો તે ગુજરાતના તેજસ્વી મંત્રીઓ — વસ્તુપાળ અને તેજપાળની માતાનો હતો. આમાં ગાંધર્વપરણો કોઈ પ્રશ્નો નહોતો. એ તો સ્વયંભૂ પ્રેમનું જ પરિણામ હતું. એમના પિતા થનાર યુવકે પોતાના શેઠની વિધવા પુત્રીને લઈ વડીલોથી છાની રીતે નાસી જઈને લગ્ન કર્યું હતું. પરણનાર જોડાંને અને તેમના સંતાનોને શરૂઆતમાં મુશ્કેલીઓ વેઠવી પડી હતી; પણ જ્યારે વસ્તુપાળ અને તેજપાળ આપબળે વધી ખૂબ સમૃદ્ધિવાન અને સત્તાશીલ બન્યા ત્યારે લોકોની પુનર્લગ્ન તરફની સૂગ ઊડી ગઈ અને એ બે ભાઈઓની મહેરબાની મેળવવા આખું ગુજરાત આતુર રહેતું!

ઉપર લખેલાં બન્ને દૃષ્ટાંતો વિધવાલગ્નથી થયેલી સંતતિને ઊતરના સંસ્કારવાળી માનનાર રૂઢિચુસ્તોની આંખ ઉઘાડવા માટે પૂરતાં છે. ચિતોડના મહારાણાઓના શૌર્ય, ખાનદાની અને દેશપ્રેમ રજપૂતાનાના ઇતિહાસમાં અજોડ રહ્યાં છે; અને વસ્તુપાળ તથા તેજપાળ માફક બુદ્ધિ, દાનવીરતા, વિદ્યાવ્યાસંગ, સૂક્ષ્મ વેપારી કુનેહ, મુત્સદ્દીગીરી અને વણિક જાતિમાં જન્મ છતાં શૌર્ય — એ સર્વ ગુણોને એકી સાથે ધરાવનાર બીજી બંધુબેલડી હજી ગુજરાતમાં જન્મવાની બાકી છે.

મધ્યયુગના સામાન્ય સ્ત્રીવર્ગ વિષે ખાસ માહિતી મળતી નથી. પણ આપણે એમ અનુમાન કરી શકીએ કે જગતમાં સર્વત્ર હોય છે તેમ સામાન્ય સ્ત્રીવર્ગ પોતપોતાની કુલમર્યાદામાં રહી ઘરસંસાર ચલાવતો હશે. ચાલુ લડાઈઓથી આવતા જાતજાતનાં દુઃખો એમને પણ સહેવા

શબ્દ આવે છે ને જેના અર્થ ટીકાકારે असूर्यंपश्या राजदाराः (જેઓને સૂર્ય પણ જોઈ શકતો નથી તે – એટલે રાજાની સ્ત્રીઓ) એ પ્રમાણે સમજાવ્યો છે. આપણે માની શકીએ કે પાણિનિના સમયમાં પણ રાજાની રાણીઓને એટલો સખત પડદો પાળવો પડતો હશે કે એમનાથી સૂર્યનાં પણ દર્શન થઈ શકે નહિ.''

ડૉ. ભાડારકર જેવા પ્રખર વિદ્વાનનો આ મત ખોટો છે એમ માનવાને આપણે કશું કારણ નથી, પણ સાથે એટલું તો કહીશું જ કે પડદાનો રિવાજ પહેલાં માત્ર રાજાઓમાં હશે એમ લાગે છે. નર્મદાની ઉત્તરનો આખો પ્રદેશ એટલે અડધો હિંદુસ્તાન પડદાની મર્યાદામાં આવી ગયો અને સામાન્ય સ્ત્રીઓ પણ એમાં પૂરાઈ ગઈ એનો દોષ તો મધ્યયુગમાં થયેલા મુસ્લિમ સંપર્કને માથે જ છે. મુસલમાન રાજકર્તાઓના ડરથી કે એમની ખુશામત કરવા ખાતર કરેલા એમના અનુકરણથી એ રિવાજ જડ ઘાલી ગયો અને તેનાં કડવાં ફળ હજી એ આપણે ચાખીએ છીએ.

એ યુગમાં વિધવાવિવાહની છૂટ તો હતી જ નહિ. પણ વિધવાલગ્નના માત્ર બે આગળ પડતા દાખલા છે: એક તો ચિતોડના પ્રખ્યાત રાણા હમીરનો. એને પ્રસિદ્ધ રીતે નહિ પણ કુંવારી કન્યા કહીને બાળવિધવા પરણાવવામાં આવી હતી. આ લગ્નનો હેતુ સામાજિક ક્રાંતિ નહિ પણ રાજકીય ખટપટનો હતો. અલાઉદ્દીન ખીલજીએ જીતી લીધેલું ચિતોડ પાછું મેળવવાનો હમીરનો પ્રયત્ન ઘણી ખુવારી સાથે પણ સફળ થવા સંભવ નહોતો, પણ મુસલમાન રાજાનો પગાર ખાવા છતાં અંદરથી હમીર માટે પક્ષપાત રાખનાર હિંદુ સૂબાની જુવાન વિધવા પુત્રીએ અહિંસક રીતે એ પાછું મેળવવાની યુક્તિ શોધી હતી. એ યુક્તિની સફળતા હમીરના મનમાં ઠસાવવા માટે લગ્ન કરી સાથે રહ્યા સિવાય કશું થઈ શકે એમ નહોતું. વિધવા સાથે રાજકુંવર પરણે નહિ એટલે કુમારિકા કહી એને

પરણાવી. હમીર એનું રૂપ અને બુદ્ધિકૌશલ્ય જોઈ એને વશ થઈ ગયો હતો અને એની યુક્તિ પ્રમાણે ચિતોડ પાછું મેળવ્યું પણ ખરું. વિધવા સાથે લગ્ન કર્યા માટે હમીરનો સગાં કે મિત્રોએ ત્યાગ કર્યો હોય એવું કોઈ ઇતિહાસમાં નોંધાયું નથી. અલબત્ત ચિતોડના મહારાણા સાથે વેર બાંધવું એ સહેલું કે ઇચ્છવાજોગ ન જ હોય.

પુનર્વિવાહનો બીજો જાણીતો દાખલો તે ગુજરાતના તેજસ્વી મંત્રીઓ – વસ્તુપાળ અને તેજપાળની માતાનો હતો. આમાં ગજખટપટનો કોઈ હિસ્સો નહોતો. એ તો સ્વયંભૂ પ્રેમનું જ પરિણામ હતું. એમના પિતા થનાર યુવકે પોતાના શેઠની વિધવા પુત્રીને લઈ વડીલોથી છાની રીતે નાસી જઈને લગ્ન કર્યું હતું. પરણનાર જોડાંને અને તેમનાં સંતાનોને શરૂઆતમાં મુસ્કેલીઓ વેઠવી પડી હતી; પણ જ્યારે વસ્તુપાળ અને તેજપાળ આપબળે વધી ખૂબ સમૃદ્ધિવાન અને સત્તાશીલ બન્યા ત્યારે લોકોની પુનર્લગ્ન તરફની સૂગ ઊડી ગઈ અને એ બે ભાઈઓની મહેરબાની મેળવવા આખું ગુજરાત આતુર રહેતું!

ઉપર લખેલાં બન્ને દષ્ટાંતો વિધવાલગ્નથી થયેલી સંતતિને ઊતરતા સંસ્કારવાળી માનનાર રૂઢિચુસ્તોની આંખ ઉઘાડવા માટે પૂરતાં છે. ચિતોડના મહારાણાઓના શૌર્ય, ખાનદાની અને દેશપ્રેમ રજપૂતાનાના ઇતિહાસમાં અજોડ રહ્યાં છે; અને વસ્તુપાળ તથા તેજપાળ માફક બુદ્ધિ, દાનવીરતા, વિદ્યાવ્યાસંગ, સૂક્ષ્મ વેપારી કુનેહ, મુત્સદ્દીગીરી અને વણિક જાતિમાં જન્મ છતાં શૌર્ય – એ સર્વ ગુણોને એકી સાથે ધરાવનાર બીજી બહુ મેલડી હજી ગુજરાતમાં જન્મવાની બાકી છે.

મધ્યયુગના સામાન્ય સ્ત્રીવર્ગ વિષે ખાસ માહિતી મળતી નથી. પણ આપણે એમ અનુમાન કરી શકીએ કે જગતમાં સર્વત્ર હોય છે તેમ સામાન્ય સ્ત્રીવર્ગ પોતપોતાની કુલમર્યાદામાં રહી ઘરસંસાર ચલાવતો હશે. ચાલુ લડાઈઓથી આવતા જાનમાલના દુઃખો એમને પણ સહેવાં

પડ્યાં હશે. લડાઈમાં "બાન" (બદાના) તરીકે પકડાયેલી સ્ત્રીઓ, જો કોઈ છોડાવી શકનાર ન હોય તો, દેશપરદેશમાં ગુલામ તરીકે વેચાઈ અસહ્ય શારીરિક અને માનસિક યાતનાઓ વેઠતી હતી. મધ્યયુગમાં એ પ્રમાણે સ્ત્રીઓને પકડવાનો રિવાજ ખૂબ વ્યાપેલો હતો. યુરોપમાં મધ્યયુગમાં જે "શિવલરી" (સ્ત્રીસન્માન)ની કૃત્રિમ ભાવના ઉત્પન્ન થઈ હતી તેનાં અનેક ખરાબ પરિણામો થયાં છતાં એક સારું પરિણામ એ આવ્યું કે સ્ત્રીઓને 'બાન' તરીકે પકડવાનું અયોગ્ય ગણાવા લાગ્યું; પણ આપણા દેશમાં તેવી કોઈ ભાવના નહોતી. એટલે સ્ત્રીઓ ઉપરનો આ ગુલામી અત્યાચાર ચાલુ રહ્યો.

નારીત્વને દીપાવે એવા કેટલાક દાખલા રાજકુટુંબોમાંથી મળી આવે છે. દિલ્હીના ગુલામવંશમાં થઈ ગયેલી સુલતાન રઝિયા હિંદની પ્રથમ રાજકર્તા સ્ત્રી હતી. એના પિતા અલ્તમશના રાજકર્તા તરીકેના ઉત્તમ ગુણો પુત્રોને બદલે પુત્રીમાં ઊતર્યા હતા. શાહજાદાઓ જ્યારે ગાનતાન અને ખાનપાનમાં સમય અને પૈસા બગાડતા હતા ત્યારે રઝિયા પિતાને રાજકારણની ગૂંચો ઉકેલવામાં બુદ્ધિપૂર્વક મદદ કરતી અને એની ગેરહાજરીમાં રાજ્ય પણ ચલાવતી. ગાદીએ બેઠા પછી રઝિયાએ પડદો છોડી દીધો હતો. આજની યુવતીઓને "સ્લેક્સ" પહેરેલી જોઈ ભડકી જનારને જાણીને નવાઈ લાગશે કે રઝિયા પુરુષવેશ જ ધારણ કરતી અને ઘોડેસ્વારી કરતી. ફારસી ઇતિહાસગ્રંથ "ફિરસ્તા"માં લખ્યું છે કે રઝિયામાં રાજકર્તાના દરેક ગુણ હતા — દોષ ગણો તો માત્ર એક જ હતો કે એ સ્ત્રી હતી! સ્ત્રી પોતાના ઉપર રાજ કરે એ પ્રજાનો મોટો ભાગ સહન ન કરી શકે એ આપણે સમજી શકીએ પણ રઝિયાએ દુશ્મનોને બળને બદલે કળથી વશ કર્યા. જો કે છેવટે તો સ્ત્રીવિરોધી તત્ત્વો જ બળવાન થયાં અને સાડા ત્રણ વર્ષના સુંદર રાજવહીવટ પછી એને હરાવી, કેદ કરી છેવટે મારી નાખવામાં આવી!

આપણા પ્રાંતમાં પણ સુવ્યવસ્થિત રાજ્યવહીવટ માટે મીનળદેવી પણ તેટલી જ પ્રખ્યાત છે. ગાદીએ બેઠેલો પુત્ર જયસિંહ સગીર હોવાથી ખરી રાજકર્તી એ જ હતી. પોતાનો વહીવટ ન્યાયી બને તે માટે અને પ્રજાનો સંપર્ક સાધવા માટે એ પડદાનો ત્યાગ કરી આખા રાજ્યમાં મુસાફરી કરતી. વૈધવ્યધર્મ પાળી ખૂણામાં બેસી રહેલી કર્ણદેવ સોલંકીની બીજી રાણીઓએ ભલે શાસ્ત્રોની આજ્ઞા પાળ્યાનો સંતોષ અનુભવ્યો હોય, પણ ગુજરાતનું ગૌરવ તો કુશળ રાજ્યવ્યવસ્થા કરનાર મીનળદેવીએ જ વધાર્યું.

ચિતોડની વીર રાણી પદ્મિનીને સામાન્ય રીતે આપણે શીલની રક્ષા ખાતર અગ્નિપ્રવેશ કરનાર વીરાંગના તરીકે ઓળખીએ છીએ. એમ તો એની સાથે તેર હજાર રજપૂતાણીઓએ પણ પ્રાણ આપ્યા હતા અને બીજે અનેક ઠેકાણે પણ "જૌહર" થયા હતા. પદ્મિનીનું ખરું મૂલ્ય એણે હિંમતભરી યુક્તિ વાપરી દુશ્મનની છાવણીમાં કેદ થયેલા પતિને છોડાવ્યો એ છે. દાસીઓ તરીકે છુપાયેલા સૈનિકો જ્યારે મ્યાનામાંથી કૂદી પડી શત્રુઓનો સંહાર કરતા હતા ત્યારે પદ્મિની જાતે એકલી કેદખાનાના તંબૂમાં જઈ ભીમસેનની બેડીઓ તોડી રહી હતી. એના જેવો હિંમતનો દાખલો બીજો મળવો મુશ્કેલ છે.

જે અલ્લાઉદ્દીન ખીલજીને વશ ન થવા માટે પદ્મિનીએ પતિ અને અગિયાર પુત્રોનું બલિદાન આપ્યું અને છેવટે પોતે હજારો ક્ષત્રિયાણીઓ-ને લઈ ચિતા પર ચડી, તે જ સુલતાન સાથે ગુજરાતના કરણઘેલાની પટરાણી કૌલાદેવીએ લગ્ન કર્યું અને પોતાની પુત્રીને પણ શાહજાદા સાથે પરણાવી, એ ખરેખર એક નવાઈભરી ઘટના છે. વ્યવહારની નહિ પણ માનસશાસ્ત્રની દૃષ્ટિથી જ કદાચ એ ઘટનાનું સાચું મૂલ્યાંકન થઈ શકે.

બૌદ્ધ ધર્મે સ્ત્રીઓને ભિખ્ખુણી (સંન્યાસિની) થવાની આપેલી છૂટ બ્રાહ્મણધર્મના ઉદયે લઈ લીધી. છૂટીછવાઈ સ્ત્રીઓ જોગણ થતી હશે પણ સંન્યાસિનીઓના કોઈ પંથ નહોતા.

જેમ દરેક યુગમાં હોય તેમ મધ્યયુગમાં પણ સારાંખોટાં બધાં તત્ત્વો હતાં. સ્ત્રીઓનું જુદું વ્યક્તિત્વ કે નાગરિકત્વ તો આજે પણ હજી કબૂલ રખાતું નથી તો એ જમાનામાં ક્યાંથી જ હોય? ઉપર ગણાવેલી છૂટીછવાઈ તેજસ્વી સ્ત્રીઓ નિયમ તરીકે નહિ પણ અપવાદ-રૂપે હતી એ આપણે ભૂલવું ન જોઈએ. એ જમાનો હતો રાજાઓની સાર્વભૌમ નિરંકુશ સત્તાનો અને વેપારીઓની અઢળક લક્ષ્મીનો. સામાન્ય પ્રજા તો સાદું જીવન જ ગુજારતી ને ચાલુ લડાઈઓ તથા વચ્ચે વચ્ચે આવતા દુકાળોથી ઊભી થતી વિષમ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢી નિભાવ કરી લેતી. પણ આજની સ્ત્રીને પ્રાપ્ત આવે એવું એ જમાનાની સ્ત્રીના ભાગ્યમાં કશું જ નહોતું. *

પ્રાચીન પુસ્તકો બધાં ધર્મપ્રચારની — સાચા અથવા માની લીધેલાની — દૃષ્ટિથી લખાયાં હતાં. એટલે એમાંથી તારવીને ગૃહજીવન વિષેની માહિતી એકઠી કરવી પડે છે. મધ્યયુગનાં કાવ્યો, ઐતિહાસિક પુસ્તકો એ સર્વ રાજાઓની પ્રશસ્તિની નજરે લખાતાં એટલે એમાં તો યુદ્ધો અને રાજસભાઓ વિષે જ સર્વ વર્ણન મળે; સામાન્ય જનતાનું જીવન, એમની મુશ્કેલીઓ એ કશા વિષે માહિતી મળતી નથી સ્મૃતિઓની પેઠે દૈનિક આચારની આજ્ઞાઓ હોય તો પણ રોજંદા વ્યવહાર વિષે જાણવાનું મળે પણ તેવું પણ સાધન નથી.

ઇતિહાસોમાં મુખ્ય વાત યુદ્ધોની આવે છે. એ યુદ્ધો ખેલાયાની જનતા ઉપર શી અસર થતી તે બતાવનાં પુસ્તકો ભાગ્યે જડે છે. યુદ્ધોમાં જાનની ખુવારી થાય તેનો આઘાત કુટુંબોને પણ સહેવાનો જ, કારણ દરેક સિપાઈ મૂળ તો એક કુટુંબી જ હોય. જ્યાં સતત યુદ્ધો ચાલતાં

* આ પ્રકરણનો ‘ગૃહજીવનની સ્ત્રીઓ’ એ શીર્ષકથી અહીં સુધીનો ભાગ ઑલ ઇંડિયા રેડિયો મુંબઈથી તા. ૧૩-૫-’૪૯ને રોજ પ્રવચન તરીકે લેખકે રજૂ કર્યો હતો અને ઑલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી અત્રે પ્રકટ કર્યો છે.

હોય ત્યાં સ્વજનો ખોઈ બેઠેલા અનેકાનેક કુટુંબો હોય. પિતા, પતિ, પુત્ર, ભાઈ – એ સર્વને યુદ્ધમાં ખોઈ સ્ત્રીઓ કેવી વિટંબનાઓ વેઠતી તે કોઈ ઇતિહાસકાર જણાવતા નથી. દેશ ખાતર સ્વજનને ખુશીથી યુદ્ધમાં ગોકલનાર સ્ત્રીને પણ એના મરણથી તો સામાજિક, આર્થિક મુશ્કેલીઓ આવે જ.

સતત ચાલતા યુદ્ધથી ગૃહિણીને મોંઘવારી, તંગી એ બધું પણ જરૂર વેઠવું પડતુ હશે. રજપૂતાણીઓ જૌહર કરે ત્યારે પણ એમના સિવાયની અન્ય સ્ત્રીઓ શું કરતી – નાસી જતી કે દુશ્મનના હાથમાં ફસાતી તે પણ જાણવા મળતું નથી દરેક દેશમાં, ગામમાં, રજપૂતાણીઓ સિવાય પણ બીજી હજારો સ્ત્રીઓ હશે જ, પણ એમના રોજિંદા જીવન-વ્યવહાર વિષે ખાસ માહિતી મળતી નથી

---

## ૫
# સુધારાની શરૂઆત

સ્ત્રીજાતિને એક જુદું વ્યક્તિત્વ છે એ વાત મધ્યયુગમાંથી ભુલાતી આવી હતી. છેક ૧૯મી સદીની પહેલી પચીશી સુધી દશા ખરાબ જ રહી. રાજકીય અંધાધૂંધીની અસર સમાજજીવન ઉપર થયા વગર રહે જ નહિ. એવા અસ્થિર કાળમાં સ્ત્રીઓ ઘરની ચાર દીવાલોમાં પુરાઈ ગઈ. કન્યાને જેમ બને તેમ વહેલું લગ્ન કરી સાસરે મોકલી દેવા માબાપ ખૂબ અધીરાં બનતાં. જો કે આજે પણ એ અધીરાઈ દેખાય તો છે જ. પણ લગ્નની વય છેલ્લાં વીસ વર્ષમાં કાંઈક વધી છે — ગામડાંમાં પણ.

એ અસ્થિર કાળમાં સ્ત્રીને કુટુંબજીવનમાં સમાઈ જવું — ગોંધાઈ જવું — પડ્યું એટલે એનું સ્વતંત્ર વ્યક્તિત્વ ગળી ગયું. એને શિક્ષણ આપી શકાય એ વસ્તુ જ વીસરાઈ ગઈ. વારસાના હક તો સ્મૃતિઓ-રચિત કાયદાથી ઉડાવી જ દીધા હતા. આગલા પ્રકરણમાં જણાવ્યા મુજબ સ્ત્રીને પતિની ચિતામાં બાળી મૂકવાનો રિવાજ ખૂબ જોર પકડતો હતો.

ઇંદોરની મહારાણી અહલ્યાબાઈ હોલકર જેવી કોઈ પ્રતિભાશાળી સ્ત્રી આ અંધાધૂંધીના જમાનામાં થઈ એ સુખદ અપવાદ હતો. અઢારમી સદીમાં પણ એણે કહ્યું હતું કે "નિર્બળ સ્ત્રીઓ પોતાની આત્મરક્ષા માટે પડદાનો આશ્રય લે છે, પરંતુ પડદો તો તેમને વધારે નિર્બળ બનાવે છે. જે સ્ત્રીઓનું હૃદય દુર્બળ થઈ ગયું છે તે બહારના ઢાંકણાથી પોતાના ચારિત્ર્યની રક્ષા કેવી રીતે કરી શકે? તેથી જ પડદાને બદલે સ્ત્રીઓનાં મન અને હૃદય બળવાન બનાવવામાં જ શ્રેય છે અને તેમાં જ સ્ત્રીજાતિનું કલ્યાણ છે."

ઇંદોરના એક ધનાઢ્ય શેઠ અપુત્ર મરણ પામતાં રાજ્યના અમલદારોએ એની મિલકત રાજ્યમાં ભેળવી દેવા પેરવી કરવા માંડી. શેઠની વિધવાએ મહારાણી આગળ અરજી કરી. જાણે આજના જમાનાની નવા વિચારની સ્ત્રી હોય એમ મહારાણી અહલ્યાબાઈ હોલકરે કહ્યું કે "વિધવાનો પોતાના પતિની મિલકત ઉપર સંપૂર્ણ હક છે. એની ઇચ્છામાં આવે તે રીતે વાપરવા એ મુખત્યાર છે. રાજ્ય કે બીજું કોઈ એનો હક છીનવી લઈ શકે નહિ." એમણે એ વિધવાને મિલકત અપાવી અને રાજ્યમાં બધે એ જ દાખલાનું અનુકરણ થયું.

આવો વિરલ અપવાદ બાદ કરતાં સ્ત્રીજાતિના ઉદ્ધાર વિષે વિચાર કોઈ કરતું જ નહિ. ત્યાં એમના ઉપર થતા એક મોટા અત્યાચાર સામે બંડ કરનાર એક વીર પુરુષ બંગાળમાં પાક્યો. રાજા રામમોહનરાયે સતી થવાના ચાલ વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો. યુવાન વિધવાઓ, જેમની જરા એ સતી થવાની મરજી ન હોય તેમને હાથપગ બાંધી ચિતામાં ફેંકી દેવામાં આવતી અને એમાં કુટુંબીઓ કુળની પ્રતિષ્ઠા સચવાઈ ગણતા! આ એક પ્રકારનું મનુષ્યબલિદાન જ હતું, કારણ ધર્મને નામે એ થતું. સમજાવટથી એ રિવાજ બંધ પડે તેમ નહોતું. એટલે તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બૅન્ટીક પાસે રાજા રામમોહનરાયે સતી થવાનો રિવાજ કાયદાથી બંધ કરાવ્યો. ઈ. સ. ૧૮૨૯ની સાલમાં એ કાયદો થયો અને હજી એ ચાલુ છે.

અકબર બાદશાહે પોતાના રાજ્યમાં એ દુષ્ટ રિવાજ બંધ કરાવનો કાયદો કર્યો હતો. પણ એના મરણ પછી ફરી એ ચાલુ થયો; અને લગભગ સવા બસો વરસ સુધી એનું જોર રહ્યું. બંગાળમાં એ સૌથી વધારે પ્રચલિત હતો એમ ગણાય છે. કદાચ રાજા રામમોહનરાય જેવા જાગૃત નરની આંખો અને મન સદાકાળ ચોકી કરતા હોવાથી ત્યાંની પરિસ્થિતિ વિષે વધારે માહિતી મળી હોય તેથી ત્યાંના આંકડા વધારે દેખાઈ આવ્યા હોય અને દેશના બીજા ભાગો વિષે બધું અંધારામાં જ હોય એમ પણ બને.

સતી થવાનો રિવાજ કાયદાથી આજે પણ બંધ છે. જો કે છૂટાછવાયા દાખલા બને છે ખરા અને સ્વરાજ્ય મળ્યા પછી કાંઈક વિશેષ સંખ્યામાં બન્યા છે આનું કારણ કદાચ એ હોઈ શકે કે અંગ્રેજ સરકારે કરેલો કાયદો હવે બાધક નથી એવી અજ્ઞાન જનતાની માન્યતા છે; પણ જ્યારે જ્યારે સ્ત્રી સતી થવાનો દાખલો બને છે ત્યારે જનતાના મોટા ભાગના મનમાં એને વિષે પ્રશંસાની લાગણી થાય છે, એની પતિભક્તિ માટે અહોભાવ ઊપજે છે.

સતી થઈ બળી મરવું એ બુદ્ધિપૂર્વક જોતાં યોગ્ય છે ખરું? અનેક સ્ત્રીઓને પતિ માટે અંતઃકરણથી ઘણો જ ભાવ હોય છે. પતિ જતાં એમના જીવનમાં એક મોટી ઊણપ અને ઘણી વાર શૂન્યતા પણ આવી જાય છે; છતાં એ સર્વ સહન કરવાની શક્તિ તેઓ બતાવે છે. કેટલીક પતિએ આદરેલાં સામાજિક કે બીજાં કામો એના મરણ પછી ચાલુ રાખી ઉપયોગી સેવા બજાવે છે. ક્ષણિક આવેશમાં, સ્મશાનવૈરાગ્યથી અથવા સતીને મળતાં દેવાંશી માનપાનના લોભથી સ્ત્રીઓ સતી થતી, અને હાલ પણ જે કોઈ થાય છે તેમનામાં આમાંની કોઈ વૃત્તિ દેખાય છે. પણ જે સ્ત્રીઓ પતિના મરણથી પડતી અનેક સામાજિક, આર્થિક આપત્તિઓ સામે ટક્કર ઝીલી જિંદગી ચલાવે છે તે જ સાચી વીરાંગના નથી? વળી જે સ્ત્રી બાળકોની મા હોય છતાં સતી થાય તેને તો બિલકુલ ધન્યવાદ આપી શકાય જ નહિ. બાળકોને વિસારે પાડે તે સાચી સ્ત્રી કહેવાય જ નહિ. માતા થઈ એટલે પહેલી ફરજ સંતાનો પ્રત્યેની જ ગણાય. સ્વર્ગસુખની ઇચ્છાથી કે સતી થઈ આ લોકમાં અમર કીર્તિ પ્રાપ્ત કરવાની લાલસાથી બાળકોને ભૂલી જઈ ચિતાએ ચઢવું તે કોઈ રીતે યોગ્ય ન કહેવાય. બાપ તો મરણ પામ્યો જ હોય અને મા પણ હાથે કરીને મરે એટલે પોતાના કોઈ દોષ વગર બાળકો અનાથ થઈ રઝળી મરે.

તે ઉપરાંત વિચાર કરી જોઈશું તો સમજાશે કે સતીનો રિવાજ સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સમૂળગો અસ્વીકાર કરે છે. પતિના વડે જ

સ્ત્રીનું જીવતર છે, એ મરણ પામે એટલે સ્ત્રીની જિંદગી બીજા કશા ઉપયોગની જ નથી એ માન્યતા સતી થવાના રિવાજમાં પ્રાધાન્ય ભોગવે છે. આજે આપણે માનીએ છીએ કે સ્ત્રી એ પુરુષના જેવી જ સ્વતંત્ર નાગરિક છે. રાજ્યમાં, સમાજમાં એ સમાન હકોની અધિકારિણી છે એ વાત આપણે બુદ્ધિથી, હૃદયથી સ્વીકારી છે. તો પછી પતિનું જીવન નષ્ટ થતાં જ એનું જીવન નષ્ટ થઈ જવું જોઈએ એ માન્યતા, જે સમાનતાની વિરોધી છે તેનો સ્વીકાર કેમ કરી શકાય ?

સ્ત્રીને અધમ દશામાંથી ઉગારનાર પ્રથમ કાયદો — સતી થવાનો ચાલ બંધ પાડનારો — ઈ. સ. ૧૮૨૯માં થયો. ત્યાર પછી એક જમાનો વીતી ગયા પછી ઈ. સ. ૧૮૫૬માં વિધવાવિવાહનો કાયદો પસાર થયો. આજની પ્રજાને ખબર નહિ હોય કે આજથી સો વર્ષ પહેલાં ઊંચી ગણાતી કોમની વિધવાઓ પુનર્લગ્ન કરે તો તે ગેરકાયદેસર ગણાતું. બાળલગ્નનો ચાલ તો એ વખતે દેશભરમાં એકચક્રે ગજ્ય કરતો હતો. દસ વર્ષથી મોટી કન્યા ભાગ્યે જ કોઈ કુંવારી રહેતી હશે. એટલે બાળવિધવાઓની સંખ્યા પણ બહુ જ મોટી રહેતી; છતાં વિધવાઓ લગ્ન કરે એ કાયદાવિરુદ્ધ ગણાતું! આવા બંધનને લીધે અનીતિ તો પુષ્કળ થતી. વિધવાઓના વ્યભિચાર, બાળહત્યા એ સર્વ સામે પ્રજાને વાંધો નહોતો, વાંધો હતો એમના રીતસરના લગ્ન સામે. આજે પણ આ માનસ ગયું નથી. હજી એ બીજી સર્વ બાબતો કરતાં આ બાબતમાં રૂઢિચુસ્તતા બહુ વધારે છે; છતાં પુનર્લગ્ન કરનારનો સામાજિક બહિષ્કાર થતો શહેરોમાં તો બંધ પડ્યો છે, પણ કુટુંબનો બહિષ્કાર તો હજી એ મોટે ભાગે સહન કરવો જ પડે છે અને કરી લગ્ન કરનાર વિધવાને મર્ણપરણું કુટુંબીઓની જાણ વગર જ છૂપી રીતે લગ્ન કરવા પડે છે.

આજે ઈ. સ. ૧૯૫૬માં આવી સ્થિતિ છે તો ઈ. સ. ૧૮૫૬માં વિધવાવિવાહનો કાયદો પસાર કરાવતાં તે વખતના સુધારકોને કેટલી મુશ્કેલી પડી હશે તે આપણે કલ્પી લેવું રહ્યું. સ્ત્રીવર્ગને પગમાં જોડા

પહેરવાની કે જીવી ઓઢવાની પણ મનાઈ હતી. એવા એ યુગમાં વિધવા-વિવાહની વાતથી લોકોને માથે વીજળી પડ્યા જેવો આઘાત થાય તેમાં નવાઈ નથી. કન્યાઓ માટે મુંબઈ જેવા શહેરમાં એક શાળા ચલાવવી એ પણ એક મહા મુશ્કેલીનું કામ હતું. પણ એ વખતના સમાજસુધારકો બાડવીર હતા લોકનિંદાથી કે પ્રત્યક્ષ કનડગતથી પણ ડરતા નહિ. એમાંના એક માત્ર એકવીસ વર્ષના જુવાન કરસનદાસ મૂળજીએ વિધવાવિવાહને ટેકો આપતો લેખ લખવા માટે પોતાની ટાકીનો ગુરુઓ વહોર્યો, એનો આશ્રય પણ ખોયો. સાચા સિદ્ધાંતો અને અંતઃકરણનો અવાજ રોટલા ખાતર વેચવા કરતાં રસ્તામાં ઊભા રહેવું પસંદ કર્યું. ત્યારે આજે કદી કનડગત નથી, તોએ મોટા મોટા પ્રતિષ્ઠિત સજ્જનો પ્રતિષ્ઠાને લોભે સ્ત્રીઓને:હક આપતા કાયદા સામે વિરોધના સૂર પુરાવે છે, કે 'લોકમત લો' એવા ઉડાનનારા ઉદ્‌ગારો કાઢી વાતને ઠેબે ચઢાવી દે છે.

મૂઠીભર સુધારકોના પ્રયત્નથી ઈ. સ. ૧૮૫૬માં વિધવાવિવાહનો કાયદો પસાર થયો. આ કાયદાનો લાભ ઉઠાવી કયું પુનર્લગ્ન સૌથી પહેલું થયું તે જાણવું શક્ય નથી, કારણ લગ્ન કરનાર ખૂબ જ સાવચેતી રાખી અત્યંત ગુપ્ત-રીતે લગ્ન કરતાં, અને ઘણુંખરું પોતાનું વતન છોડી બીજે રહેવા જતાં, જ્યાં તેઓ પોતાના પુનર્લગ્નની વાત જાહેર કરતાં જ નહિ.

અમદાવાદમાં શ્રી લલ્લુભાઈ નામના ગૃહસ્થે જીવકોર નામની એક બાઈ સાથે ઈ. સ. ૧૮૭૨માં પુનર્લગ્ન કરવા પહેલ કરેલી. * ઘરમાંથી

* કવિ નર્મદાશંકરે ઈ. સ. ૧૮૬૦માં એક બ્રાહ્મણ બાઈ ગણપત અને બાઈ દીવાળીના પુનર્લગ્ન કરાવવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. પણ એ લગ્ન સુખી નીવડ્યું નહિ અને બાઈ દીવાળી દુઃખી થઈ અને મરી ગઈ, વગેરે માટે જુઓ, કવિ નર્મદકૃત 'મારી હકીકત,' ભાગ ૧લો (ગુજરાતી પ્રેસ આવૃત્તિ, ઈ. સ. ૧૯૩૩, પૃ. ૭૩-૭૫.) કવિએ પોતે ઈ. સ. ૧૮૬૯-૭૦માં એક બાઈ સાથે ખાનગી રીતે પુનર્લગ્ન કર્યું હતું એમ કહેવાય છે. એ મતલબની હકીકત માટે જુઓ, નવગ્રન્થાવલિ (નવજીવન પ્રકાશન, આવૃત્તિ પહેલી), પૃ. ૨૩૦-૨૩૧.

એ એકલી લગ્ન કરવા જઈ શકે નહિ માટે જાણીતા સમાજસુધારક રા. મહીપતરામ રૂપરામ એને ઘેર એને તેડવા ગયા હતા. એ માટે એ બાઇની સાસુએ મહીપતરામ ઉપર ગેરકાયદેસર ઘરપ્રવેશની ફરિયાદ કરેલી અને મૅજિસ્ટ્રેટે તેમને દંડ પણ કરેલો! પણ તે છતાં લગ્ન તો થયેલું.

આપણા પ્રાંતમાં સૌથી જાણીતું પુનર્લગ્ન કપોળ જ્ઞાતિના એક શેઠ માધવદાસ રઘનાથદાસ અને ધનકોરબાઈનું હતું. ઈ. સ. ૧૮૭૧ના મે માસમાં મુંબઈમાં એ થયેલું, અને કરસનદાસ મૂળજીની સલાહ, સૂચના અને સંપૂર્ણ સહાયતાથી જ થયેલું. સુધારક મિત્રોને 'એક પુનર્લગ્ન'માં હાજરી આપવા આમંત્રણો આપવામાં આવેલાં; પણ લગ્ન કરનાર યુગલનાં નામ પ્રકટ કરવામાં આવ્યાં નહોતાં. અને વિધિ દરમ્યાન તથા પાછળથી એક મહિના સુધી એમના ઘરની આસપાસ પોલીસના અને પઠાણોના પહેરા રાખવા પડ્યા હતા! લગ્નમાં મદદ કરનાર કરસનદાસ પાછળ પણ જ્ઞાતિજનોએ મારા મૂકયા હતા પણ સદ્‌ભાગ્યે ફાવ્યા નહોતા. વીસ વર્ષ સુધી માધવદાસ અને ધનકોરબાઇને જ્ઞાતિજનોએ હેરાનપરેશાન કરવામાં બાકી રાખ્યું નહિ. મરણપથારીએ સૂતેલી પોતાની સગી બહેનનું છેલ્લી વાર મોઢું જોવાની ધનકોરબાઈની આજીજી એમની ખુદ માતાએ ધુતકારી કાઢી! આવો હતો એક બાળવિધવાના પુનર્લગ્ન સામે વિરોધ! જ્યારે એ જ કપોળ જ્ઞાતિના મસાણે જવાની તૈયારીમાં હોય એવા ડોસાઓ હજારો રૂપિયા ખરચી પોતાની પૌત્રી થવા લાયક નાની બાળકીઓને ત્રીજી ચોથી પત્ની તરીકે ખરીદી લાવતા તેમાં જ્ઞાતિને કે આખા સમાજને કશું જ અયોગ્ય લાગતું નહોતું!

વિધવાવિવાહ કરનાર જોડાંને જ્ઞાતિનો અને સગાંવહાલાંનો ત્રાસ એવો હતો કે પ્રભુ જ્ઞાતિના એક યુગલે એ ત્રાસ સહન ન થવાથી કૂવામાં પડી આપઘાત કર્યો હતો! પણ માધવદાસ અને ધનકોરબાઈ વધારે સહનશીલ, વધારે હિંમતવાળાં હતાં અને વીસ વરસ સુધી ત્રાસ સહન કર્યો.

વિધવાવિવાહના પ્રચાર અને પ્રત્યક્ષ સહાયતા માટે કરસનદાસ મૂળજી જાણીતા થયા હતા; પણ એથી વધારે જાણીતા થયા ઈ. સ. ૧૮૬૦માં ચાલેલા મહારાજ લાઇબલ કેસથી. આ આખો કેસ ગુજરાતના સમાજસુધારાના ઇતિહાસનું એક અત્યંત અગત્યનું પ્રકરણ છે. એની વિગતો સાથે આપણા વિષયને પ્રત્યક્ષ સંબંધ નથી; પણ ધર્મને નામે ગોસાંઈજી મહારાજો પોતાની હવેલીઓમાં સ્ત્રીજાતિને જે ભ્રષ્ટાચારો કરાવતા હતા તે જોઈ કરસનદાસના આત્માએ બંડ પોકાર્યું હતું એ વાત સ્ત્રીવર્ગે કદી ભૂલવાની નથી જ. એ જમાનામાં ગોસાંઈજી મહારાજની સામે મોરચો માંડવો એ રમત વાત નહોતી. આર્થિક, સામાજિક મુશ્કેલીઓ તો વેઠવાની જ હતી. પણ સાથે જીવનું પણ જોખમ હતું. મહારાજોને મુંબાઈ શહેરના પચાસ હજાર અને આખા દેશના લાખો શ્રીમંત વૈષ્ણવોનો સાથ હતો. એ શક્તો મહારાજો માટે પોતાનું સર્વસ્વ અર્પી દેવા તૈયાર હતા. એવા મહારાજોની સામે અઠ્ઠાવીસ વરસના નિર્ધન જુવાને એકલે હાથે હામ ભીડી. 'સત્યપ્રકાશ' નામના પોતાના પત્રમાં મહારાજોની પાશવી લીલા ખુલ્લી પાડી. સ્ત્રીજાતિનું થતું ઘોર અપમાન સૌ સમક્ષ બતાવી આપ્યું; અને અનેક ધાકધમકી, કનડગત કશાની પરવા ન કરી. મહારાજે હાઈકોર્ટમાં બદનક્ષીનો દાવો માંડ્યો તે પણ કરસનદાસે હિંમતભેર લડીને જીત મેળવી. હાઈકોર્ટના વિદ્વાન જજે ચુકાદો આપતાં કહ્યું હતું, કે જે નૈતિક દૃષ્ટિએ અનિષ્ટ હોય તે ધાર્મિક દૃષ્ટિએ ઇષ્ટ હોઇ શકે જ નહિ." કરસનદાસનો આખો મુદ્દો આ જ હતો. એમણે આદરેલા આ ધર્મયુદ્ધથી સ્ત્રીજાતિ ભ્રષ્ટાચારમાંથી ઊગરી. મહારાજો ભક્તોની સ્ત્રીઓ સાથે સંબંધ રાખે તે ધર્મ નથી પણ અધર્મ છે એમ ત્યારથી સૌને લાગવા માંડ્યું અને ઉઘાડે છોગે ચતી એ અનીતિમાં હવે બહુ મોટો ઘટાડો થયો છે — જો કે હજી એ તદ્દન નાબૂદ નથી થઈ. આ મહારાજ લાઇબલ કેસે તે વખતની મુંબઈની જનતામાં કેટલો ખળભળાટ મચાવ્યો હતો અને કરસનદાસે મહત્ત્વના

સામાજિક સુધારા માટે કેટલો ત્રાસ સહન કર્યો હતો તે જાણવા માટે આ કેસને લગતાં પુસ્તક આપણે સૌએ વાંચવાં જ જોઈએ.

એ જમાનામાં કન્યાશિક્ષણ તો લગભગ શૂન્ય જ હતું એમ કહીએ તો ચાલે. અમદાવાદમાં મગનભાઈ કરમચંદ કન્યાશાળાની સ્થાપના થઈ હતી. મુંબઈમાં પણ એકાદ કન્યાશાળા સુધારકોના પ્રયાસથી શરૂ થઈ હતી. પણ આ શાળાઓમાં કન્યાઓની સંખ્યા જૂજ હતી. સ્ત્રીઓમાં શિક્ષણ જ ન હોય એટલે પુરુષ શિક્ષકો રાખવા પડે. એ બધા સદ્‌ગૃહસ્થ અને પ્રૌઢ ઉંમરના હોય તો પણ કન્યાઓનાં માબાપ એમનો વિશ્વાસ ન કરે. આ કારણથી અમદાવાદની મગનભાઈ કન્યાશાળામાં શિક્ષકોની પત્નીઓને પણ ભણવા બેસાડવા માંડી. પતિ-શિક્ષકની સમક્ષ એ સ્ત્રીઓ ઘૂમટા તાણી, સોડિયું વાળી બેસતી અને મોટી ઉંમરે કક્કા ઘૂંટવાનો પ્રયત્ન કરતી.

જે સ્ત્રી ભણે તે વિધવા થાય એવી હાસ્યજનક માન્યતા એ જમાનામાં આપણે ત્યાં હતી. એ ક્યાંથી અને ક્યારે આવી તે ખબર નથી; પણ આવી માન્યતાને લીધે સ્ત્રીઓ ભણવાનો વિચાર સુદ્ધાં કરતાં ડરતી; કારણ હિંદુ સ્ત્રીને મન વૈધવ્યથી બીજું વધારે મોટું દુર્ભાગ્ય નથી. મહારાષ્ટ્રમાં પણ આવી જાતની માન્યતા પ્રચલિત હતી એમ જણાય છે. સ્વ. શ્રીમતી રમાબાઈ રાનડેએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે એમનાં એક ફોઈ વિષ્ણુસહસ્રનામ કે શિવલીલામૃત જેવાં એક બે પુસ્તકો વાંચતાં શીખ્યાં હતાં, પણ દુર્ભાગ્યે એમને વૈધવ્ય આવ્યાથી ઘરના એક વડીલે કહ્યું, કે આપણે ત્યાં સ્ત્રીઓને ભણવાનું સદતું નથી.' વડીલનો એ વિચાર વેદવાક્યની માફક કુટુંબના સમસ્ત સ્ત્રીવર્ગે સ્વીકારી લીધો અને ભણવાનો વિચાર સરખો કરીશું તો વૈધવ્ય આવશે એમ સૌ ડરતાં રહેતાં. સ્ત્રીઓને અજ્ઞાન, વહેમી, અંધ-શ્રદ્ધાળુ રાખવા માટે ખેલાયલી આ ચાલબાજી હોય કે ગમે તેમ પણ

એથી સ્ત્રીવર્ગને શિક્ષણરહિત રહેવામાં મોટું ઉત્તેજન મળ્યું અને સમાજસુધારકોનું કામ ખૂબ મુશ્કેલ થયું હતું; કારણ 'વહેમનું ઓસડ નથી' એ કહેવત મુજબ ગમે તેટલી સમજાવટ, દાખલા દલીલ છતાં સ્ત્રીઓના મનમાંથી વહેમ નીકળવો મુશ્કેલ હતો.

આજે શહેરોમાં હજારો છોકરીઓ અને પરણેલી સ્ત્રીઓ પણ ઑફિસો, શાળા કે અન્ય સ્થળોએ નોકરીઓ કરે છે; એટલે 'સ્ત્રીને કયાં કમાવું છે કે એને ભણવાની જરૂર પડે' એ માન્યતા ઘસાઈ ગઈ છે. છેલ્લા યુદ્ધથી થયેલી ભીષણ મોંઘવારીએ આ નોકરીઓની જરૂરિયાત ઊભી કરી ત્યાં સુધી મોટે ભાગે એ માન્યતા હમણાં સુધી ચાલુ હતી. તો પછી આજથી સો વરસ ઉપર હોય તેમાં નવાઈ શી !

સ્ત્રી ભણે તો આડે માર્ગે જાય એવું પણ તે વખતે મનાતું. અને પછીના જમાનામાં સ્ત્રીઓ ભણતી ગઈ તેમના ચારિત્ર્ય ઉપર શંકાની નજરે જોવામાં આવતું.

સાઠેક વરસ ઉપર લખાયલા "સંસારસુધારો" નામના પુસ્તકમાં એના લેખક, પ્રસિદ્ધ પ્રૌઢ સાક્ષર શ્રી હરગોવિંદદાસ કાંટાવાળા કહે છે — "તેઓની (સ્ત્રીઓની) સ્થિતિ કેવળ અધમ છે અથવા તેમને કંઈ સત્તા નથી એવું કેટલાક પરદેશીઓ ધારે છે તે ખોટું છે. સાંપ્રત કાળમાં પણ હિંદુ સ્ત્રીઓ સંસારના મોટા કામમાં મોટો ભાગ લે છે. લગ્નાદિ કાર્યોમાં, નાતજાતના કામમાં અને ઘરસંસાર ચલાવવામાં સ્ત્રીઓની સત્તા ઘણી વધારે છે. ઘણે પ્રસંગે તેમનો જ કક્કો ખરો થાય છે. તેઓ હઠ લઈને બેસે તો પુરુષોને પોતાના વિચાર છોડી દેવા પડે છે. વસ્ત્રાભૂષણ તેઓ મનપસંદ કરાવી શકે છે. છોકરાં ઉપર તેમની સત્તા પુરુષ કરતાં વધારે ચાલે છે. ચાકરનોકરને તેમના તાબામાં રહેવું પડે છે. ઘરની ધણિયાણી તરીકે તે ઘરકામમાં ભારે અધિકાર ભોગવે છે. જો કે તેમને વિદ્યાજ્ઞાન મળતું નથી, તો પણ મોટે ભાગે તેઓ

વ્યવહારકુશળ, ચતુર, વિવેકી, કરકસરવાળી અને સમયસૂચકતાવાળી હોવાથી પુરુષોને ઉપયોગી થઈ પડે છે. પુરુષો તેમને પોતાના પ્રધાન કે કારભારી તરીકે લેખે છે, અને તેમને હાથે ઘણાં કામ લે છે."

શ્રી હરગોવિંદદાસ કાંટાવાળા વિદ્વાન હતા તે કરતાં વધારે વ્યવહારના જાણકાર, પીઢ અનુભવી હતા. એટલે એમનાં આ વચનો ખોટાં છે એમ આપણાથી કહેવાય નહિ. એમણે સ્ત્રીની સત્તાનું જે વર્ણન કર્યું છે તે સત્તા એને જિંદગીમાં ઘણી મોડી પ્રાપ્ત થતી. ઘરનાં કોઈ પણ વડીલો હયાત હોય ત્યાં સુધી એને આધીન દશામાં જ રહેવું પડતું. કદાચ એમ બને કે સાસુ મરણ પામી હોય અને સસરા એકલા હોય તો મોટી વહુના હાથમાં ઘરનો કારભાર આવે, પણ રોજિંદી નાની બાબતોમાં જ એ સ્વતંત્રપણે વર્તી શકતી. ઘરની વ્યવહારનીતિ તો જે હયાત વડીલ હોય તે જ નક્કી કરે અને આર્થિક બાબતોમાં તો એનો હિસ્સો હતો જ નહિ.

લગ્નાદિ પ્રસંગે સ્ત્રીઓ હઠ કરી કેટલાંક ખરચો કરાવી શકતી. પણ પોતાનાં સંતાનોને ક્યાં પરણાવવાં ને કઈ ઉંમરે પરણાવવાં એ અતિ મહત્ત્વની બાબતમાં તેનું કાંઇ જ ચાલતું નહિ. અનુભવથી તેઓ ચતુર અને વ્યવહારકુશળ બની શકતી, પણ એની શક્તિ પરિમિત ક્ષેત્રમાં જ કામ કરતી. ઘરના હિસાબકિતાબની તેને મુદ્દલ આવડત નહોતી. ઘરમાં આવેલો અનાજ વ. માલસામાન તે સાચવી અને કરકસરથી વાપરી જાણતી પણ એ જ સામાનના ભાવતાલ કે તોલ માપ વિષે મોટે ભાગે તેને માહિતી નહોતી.

ઉપર કહ્યું તેમ કુટુંબના આર્થિક તંત્રમાં સ્ત્રીનો મોટી ઉંમરે પણ ભાગ્યે જ કશો હિસ્સો રહેતો. સ્ત્રીઓ મોટે ભાગે નિરક્ષર હતી એટલે પૈસાની વ્યવસ્થા સમજી શકે નહિ; પણ કેટલેક ઠેકાણે સ્ત્રીઓ વ્યવહારુ બુદ્ધિવાળી અને અનુભવથી ઘડાયલી હોય તો પણ એને પૈસાસંબંધી

વાતોથી માહિતગાર કરવામાં આવતી નહિ. એવા દાખલા પણ જોયા છે કે જ્યાં પુરુષ ઉડાઉ હોય અને સ્ત્રી તેને વારવા પ્રયત્ન કરે તો પણ પુરુષ "તમે બૈરાં પૈસાની બાબતમાં ન સમજો, તમારે એમાં બોલવું નહિ" એમ કહી સ્ત્રીની વાત તોડી પાડે છે. અંતે જ્યારે ઘરની મિલકત ફના-ફાતિયા થઈ જાય ત્યારે સહન તો સ્ત્રીને જ વધારે કરવું પડે છે.

પ્રાચીનતાપૂજક વર્ગ એમ માને છે કે સ્ત્રીઓ અંગ્રેજી શિક્ષણ લઈ સ્વતંત્ર વિચાર કરતી થઈ ત્યાં સુધી ગૃહજીવનની સુંદરતા જળવાઈ રહી હતી. અભણ સ્ત્રીને મુખ્ય રસ ઘરની અંદર જ હતો અને દિવસના ભાગના ઘણાખરા કલાક એ રસોડામાં ગાળતી એ ખરું છે. પણ તેને લઈ બધી જ સ્ત્રીઓ ઉત્તમ ગૃહિણીઓ હતી એમ માનવાનું કશું પ્રમાણ નથી. મોટાં સંયુક્ત કુટુંબોમાં લડાઈ, ટંટા, ઝઘડા, ઈર્ષા, પક્ષપાત એ—બધાં ઘણાંગે વ્યાપક હતાં એમ અનુભવીઓ કહે છે. આ બધાં ઉત્તમ ગૃહિણીનાં લક્ષણ નથી.

આ સદીની પહેલી પચીસીના એક લેખક શ્રી ડાહ્યાભાઈ લક્ષ્મણ-ભાઈ પટેલ પોતાના "સંસારમાં સ્ત્રીની પદવી" એ પુસ્તકમાં લખે છે, "અંગ્રેજ લોકોનો રાજ્યઅમલ જ્યાં સુધી સ્થિર થયો નહોતો ત્યાં સુધી × × સ્ત્રીઓની સંપૂર્ણ રીતે અવનતિ હતી. × × સ્ત્રીસન્માન અને સ્ત્રીગૌરવ નહિ સમજાયાથી તેમને બળવાન, બુદ્ધિમાન, સુશિક્ષિત કરવાને કાંઈ પણ યત્ન કરવામાં આવતા નહિ, સ્ત્રીશીલનું રક્ષણ ન હોવાથી તેમને પડદામાં યા ઘરમાં ગોંધી રાખવામાં આવતી, સ્વાતંત્ર્યથી બહાર હરવા ફરવાની, યોગ્ય વર્તન કરવાની તેમને બિલકુલ છૂટ નહોતી. પુરુષો × × હમેશાં સ્ત્રીઓને એક રમકડા, એક દાસી, એક ગુલામ તરીકે ગણતા. પુરુષો સ્ત્રીઓને માત્ર એક જનનસ્થાન, માત્ર એક વિલાસસ્થાન જ માનતા. × × પતિ-પત્નીનો સંબંધ માત્ર સેવ્યસેવક-નો હતો. × × સંયુક્ત કુટુંબોમાં વડીલવર્ગ હયાત હોય તો, વહુનું તો શું પણ માતાનું સન્માન પણ નહિ જેવું હતું. વિભક્ત કુટુંબોમાં યા

એક સ્વતંત્ર કુટુંબમાં વહુ તરીકે તેમ જ માતા તરીકે સ્ત્રીનું સન્માન કાંઈક હતું, પરંતુ તે પણ પુત્રની માતાનું પ્રમાણમાં વિશેષ અને પુત્રીની માતાનું પ્રમાણમાં નહિ જેવું. એટલે આખરે, સરવાળે, પરિણામે સ્ત્રીઓની અવગણનાનો વિચાર તે સમયમાં હતો ''

મહાશંકર ઇંદ્રજી દવે નામના લગભગ એ જ કાળના લેખક પોતાના 'ગૃહલક્ષ્મી' પુસ્તકમાં એ સમયની ગૃહિણીનાં પારાવાર વખાણ કરે છે. એ સ્ત્રીઓ કેવી કુટુંબવત્સલ, કર્તવ્યનિષ્ઠ, ગૃહપરાયણ હતી તે એમણે ખૂબ વિસ્તારથી લખ્યું છે. એ ગૃહિણીઓના આ સર્વ ગુણોને લીધે કુટુંબીઓને બહુ સુખ મળતું એમ તેમણે ભાર દઈ લખ્યું છે, પણ રાતદિવસ અન્યના સુખ માટે જ કર્તવ્યભારમાં ડૂબી રહેલી એ સ્ત્રીઓ સુખી હતી એમ એ બતાવી શકયા નથી. કર્તવ્ય બજાવવામાં જ તેઓ સુખની પર્યાપ્તિ માનતી એમ એ કહે છે પણ તેનો કાંઈ અર્થ નથી, કારણ એ તો લેખકો કે નિરીક્ષકોની કલ્પનાનો વિષય છે. કુટુંબથી જુદું સ્ત્રીનું વ્યક્તિત્વ જ એ સમયે નહોતું. એની બહાર એ રહી શકતી જ નહિ; એટલે એના કામમાં રચીપચી રહે જ એમાં નવાઈ નથી જે શારીરિક કે માનસિક દુઃખો પડે તે સહન કર્યા વગર તેનો છૂટકો જ નહોતો, કારણ કુટુંબની બહાર એ રહી શકે તેમ નહોતું. જાતે કમાવાની એની શક્તિ નહોતી તેમ જ શ્રીમંત ઘરોમાં પણ પુત્રી કે પત્ની તરીકે એને મિલકત ઉપર સ્વતંત્ર હક નહોતો. એટલે ગમે તેટલાં કષ્ટો વેઠીને પણ કર્તવ્ય બજાવી પોતાનો પગ કુટુંબમાં સ્થિર કરવો એ એક જ એને માટે માર્ગ હતો.

કહેવાનો આશય એમ નથી કે બધી જ સ્ત્રીઓ દુઃખી હતી અને માત્ર પોતાની સલામતી ખાતર કર્તવ્યો બજાવતી. આજે પણ કુટુંબવાત્સલ્ય એ સ્ત્રીનો પ્રધાન ગુણ જોવામાં આવે છે તેમ એ જમાનામાં પણ હતો. પણ જ્યારે એક તરફથી સ્ત્રીઓ માત્ર કર્તવ્યો બજાવ્યા જ કરે, પોતાને માટે કશું જ ન કરે અને બીજી તરફથી પુરુષવર્ગ અને

બાળકો એની સેવા ગ્રહણ કર્યા જ કરે તો પછી એ કર્તવ્ય વેઠ જેવું થઈ જાય. સામી તરફથી સ્ત્રીની સગવડો સાચવવા કાંઈક પ્રયત્ન થાય, પત્ની અને માતા જે આત્મભોગ આપે તેની થોડેઘણે અંશે પણ કોઈ કદર કરે તો સ્ત્રીનો આત્મા પ્રસન્ન જરૂર થાય. બધી જ સ્ત્રીઓ એવી સાધુ-સંત જેવી વૃત્તિવાળી તો ક્યાંથી જ હોય કે कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। એ ગીતાવાક્યમાં શ્રદ્ધા રાખી આખી જિંદગી સુધી ફરજો બજાવ્યા જ કરે અને ફળની આશા રાખે નહિ.

જે કાળમાં કન્યાઓને શિક્ષણ મુદ્દલ નહોતું, ઘરની ચાર દીવાલોને સ્ત્રીની દુનિયા ગણવામાં આવતી, બહુપત્નીનો રિવાજ જરા પણ ખરાબ ગણાતો નહિ, વિધવાઓને તુચ્છ, તિરસ્કારપાત્ર માનવામાં આવતી, સાસરામાં સ્ત્રીઓને અનેક પ્રકારના સંતાપ સહન કરવા પડતા, તે કાળની સ્ત્રીઓને સુખી કે આદર્શરૂપ કેવી રીતે કહી શકાય ? જે વ્યક્તિ કે સમૂહમાં લાંબા કાળથી દુઃખ સહન કરવાને લીધે લાચારી, ગુલામી વૃત્તિ આવી ગઈ હોય તે પોતાની સ્થિતિ સુધારવા પ્રયત્ન ન કરે, એ જ સ્થિતિ અનિવાર્ય છે એમ માની લે અને તેની સામે બંડ ન કરે તેથી કાંઈ એ વ્યક્તિ કે સમૂહ બહુ જ સુખી છે એમ ન જ કહી શકાય. ગુલામીનો આત્મસંતોષ એ ઇચ્છનીય નથી જ.

સુધારાની શરૂઆત આજથી સોએક વર્ષ ઉપર થઈ ત્યારે જે અનિષ્ટો સામે એ વખતના સુધારકોને લડવાનું હતું તેમાંનાં સ્ત્રીઓને લગતાં મુખ્યત્વે બાળલગ્નનો રિવાજ, વિધવાઓનો પ્રશ્ન, સ્ત્રીશિક્ષણ, રડવાકૂટવાનો રિવાજ વ. હતાં. રૂઢિચુસ્ત સમાજ એ દરેક પ્રશ્નમાં ધર્મનું નામ વચ્ચે લાવતો – આજે પણ દરેક પ્રગતિમાન પગલામાં એ 'હાઉ'થી ડરાવવાનો પ્રયત્ન થાય છે જ.

હવે આ પ્રશ્નોનું તે વખતનું ને હાલનું સ્વરૂપ સરખાવીએ. બાળલગ્નો નાબૂદ થયાં છે એમ તો કોઈ કહી શકે નહિ. હજી ઈ. સ. ૧૯૫૫ની

સાલમાં એકલા મારવાડમાં ફક્ત અખાત્રીજને જ દિવસે પચાસ હજાર લગ્નો થયાં હતાં અને તેમાંનાં ઘણાખરાં બાળલગ્ન જ હતાં. બીજે વરસે સિંહસ્થનું વરસ આવતું હોવાથી દોઢ વરસ સુધી લગ્નો થઈ શકે નહિ તે માટે તરત જન્મેલાં બાળકોનાં પણ લગ્ન કરી દીધાં હતા! આ સિંહસ્થના કારણને લીધે આખા દેશમાં લગ્નોની અસાધારણ દોડાદોડ થઈ હતી – જાણે બાર વરસ સુધી લગ્ન ન આવવાનાં હોય તેમ! અને આવી દોડાદોડમાં અસંખ્ય લગ્નો બાળલગ્નનિષેધક (સારડા) કાયદાનો ભંગ કરીને થયાં હતાં.

તે છતાં એટલું કહી શકાય કે શહેરોમાં કન્યાઓની લગ્નની ઉંમર જરૂર વધી છે અને ગામડાંમાં પણ કન્યાકાળ વીતી જાય તો તે ધર્મવિરોધી ગણાતું નથી. સો વરસ ઉપર તો બાળલગ્નની વિરુદ્ધ બોલનારાંને અધર્મી, ભ્રષ્ટ, વહી ગયેલાં માનવામાં આવતાં. બાળકો ઝોળામાંથી ઝડપાય એમાં જ માબાપની અને આખા કુટુંબની પ્રતિષ્ઠા ગણાતી. કોઈ કન્યા માબાપની ગરીબાઈ કે એવા કોઈ કારણથી પણ રૂઢિએ સ્થાપેલી ઉંમર વટાવી જાય તો એના તરફ શંકાની નજરે જોવાતું – કાંઈ ખોડખાંપણ કે ખરાબ ચારિત્ર્ય હશે ત્યારે જ આટલી મોટી થઈ હશે એમ માની એને કોઈ વેવા તૈયાર થતું નહિ અને એ અને એનું કુટુંબ ભારે મુશ્કેલીમાં મુકાઈ જતા; પણ હવે આવું રહ્યું નથી અને એ બાબતમાં સો વરસમાં કાંઈક પ્રગતિ થઈ છે એમ કહી શકાય.

જૂના સુધારકોએ "વિધવાવિવાહ સશાસ્ત્ર છે" એ સાબિત કરવામાં પુષ્કળ શ્રમ અને સમય આપ્યાં હતાં. બંગાળના ધુરંધર સુધારક પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે તો એ સિદ્ધિ માટે પોતાની જિંદગી જ અર્પી હતી, કારણ શાસ્ત્ર વિરુદ્ધ હોય એવું એક પણ પગલું ભરવા સમાજ તૈયાર નહોતો. આપણે આગળ જોઈ ગયાં તેમ સ્મૃતિઓના વિચાર વિધવાવિવાહની બાબતમાં તદ્દન અસ્થિર છે. એટલે

સુધારક પક્ષ અને રૂઢિચુસ્ત પક્ષ બન્ને એમાંથી પોતપોતાને સૂઝતો અર્થ તારવી શકતા. પુરુષો અનેક વખત પરણે તો પછી વિધવા અને તે પણ બાળવિધવા ફરી ન પરણી શકે એ અન્યાય છે એવી સુધારકોની દલીલના જવાબમાં રૂઢિચુસ્તો કહેતા કે સ્ત્રી એ વધારે ઉચ્ચતર માનવ છે, એની પ્રતિષ્ઠા વધારે છે માટે એ પુરુષની માફક નીચી કોટિનું વર્તન ન કરી શકે! સ્ત્રીને માન આપવાનો આવો ડોળ કરી એને થતો અન્યાય ચાલુ રાખવામાં આવતો.

આજના સુધારકો શાસ્ત્રાર્થ શોધવા નથી બેસતા, કારણ તેઓ જાણે છે કેપોકો એવી દલીલોથી વિચાર કરતા થતા નથી. બધી મહેનત ધૂળ ઉપર લીંપણ જેવી છે. આજે તો સાચા સુધારકની દલીલ એ જ છે કે પુખ્ત ઉંમરનાં સ્ત્રી અને પુરુષ બન્નેને માટે પુનર્લગ્ન એ લગ્નના જેવો જ સ્વેચ્છાનો વિષય છે; પણ એવું માનનારાની સંખ્યા અલ્પ છે.

વિધવાઓ સંયમ પાળી શકે નહિ તેથી વ્યભિચાર કરે અને પરિણામે ગર્ભપાત કે બાળહત્યા જેવા અધમ આચારો થાય છે એમ જ્યારે આદિ સુધારકોએ સાબિત કરી આપ્યું ત્યારે રૂઢિચુસ્તોને કાંઈ જવાબ આપવાનો રહ્યો નહિ, પણ વિધવાને ધાર્મિક જીવન તરફ વાળવાથી એ પ્રકારની અધોગતિ રોકાશે એમ મનાવવામનાવવામાં આવ્યું. આને લીધે પચાસેક વર્ષ ઉપર વિધવાઓ માટે સંસ્થાઓ પણ સ્થાપવામાં આવી. આ સંસ્થાઓનો ઉદ્દેશ વિધવાઓને ધાર્મિક શિક્ષણ આપી તેમને ઉન્નત કરવાનો અને પુનર્લગ્ન કરતી રોકવાનો હતો; પણ એ સંસ્થાઓને પણ ધીરે ધીરે વિધવાઓને આર્થિક સ્વાતંત્ર્ય મળે તેવું શિક્ષણ આપવાનું શરૂ કરવું જ પડ્યું.

સાસરામાં અને પિયરમાં બન્ને ઠેકાણે વિધવાની સ્થિતિ અત્યંત દયાજનક હતી એમ અનેક લેખકોએ લખેલું છે. વિધવાનો વેશ જોર-જુલમથી પણ ઉતરાવવામાં આવતો અને એને આખી જિંદગી વિરૂપ

રહેવું પડતું. એને અપશુકનિયાળ ગણી દરેક મંગલ પ્રસંગે દૂર રાખવામાં આવતી. જો કે એવે પ્રસંગે એની પાસે કામ તો ખૂબ કરાવાતું. રસ્તે જતાં વિધવા સામી મળે તો આડું જોવામાં કોઈને સંકોચ થતો નહિ. એનો અવતાર ઓશિયાળો ગણાતો અને એણે લાચાર, દીન થઈને રહેવું જોઈએ એવી સૌ કોઈની દૃઢ માન્યતા હતી. એને ત્રાસ આપવો એમાં કશું અયોગ્ય ગણાતું નહિ, કારણ એનાં ખરાબ પગલાં કે એનાં જ પૂર્વજન્મનાં પાપે એનો પતિ મરણ પામ્યો છે એમ સૌ કોઈની દૃઢ માન્યતા હતી. વિધવાઓની આવી અત્યંત કરુણાજનક હાલત સુધારવા તરફ આદિ સુધારકોએ ઘણું ધ્યાન આપ્યું હતું.

સ્ત્રીશિક્ષણ બાબત આદિ સુધારકોને કેટલી મહેનત કરવી પડી હતી તે આપણે જોયું. આ બાબતમાં તેઓથી શાસ્ત્રાર્થ પણ થઈ શકે તેમ નહોતું, કારણ આપણે ત્યાં શાસ્ત્રોમાં પણ કોઈ ઠેકાણે કન્યાઓનાં ગુરુકુળ વિષે લખ્યું નથી. સ્ત્રીઓએ શાસ્ત્રોનું અધ્યયન કરવું નહિ એવી પણ કેટલીક પ્રાચીન આજ્ઞાઓ છે. ગાર્ગી, મૈત્રેયી કે મંડનમિશ્રની પત્ની સરસ્વતી જેવી વિદુષી સ્ત્રીઓ તો વિરલ અપવાદરૂપે હતી. એટલે રૂઢિચુસ્તોના હાથમાં સ્ત્રીઓને અશિક્ષિત રાખવા માટે પ્રબળ હથિયાર હતું.

આજની શહેરી કન્યાઓને કદાચ જાણીને નવાઈ લાગશે કે રડવા-કૂટવાનો રિવાજ એ પણ એક 'ધાર્મિક' ક્રિયા મનાતી. એ બંધ કરવામાં પણ સુધારકોને પુષ્કળ વિરોધ સહન કરવો પડેલો. સ્ત્રીઓ ચૌટામાં ઊભી રહી રાગડા તાણી રડે, સાડીનો છેડો કમરે બાંધી ખુલ્લી છાતી રાખી કૂટે, આસપાસ ગામના હલકા મવાલીઓ ભેગા થઈ એમનાં અંગો નિહાળી મશ્કરી કરે—એ સર્વ સ્થિતિ 'ધાર્મિક' ક્રિયા ગણાતી! અને આવો રિવાજ બંધ કરનારા વટી ગયેલા, વંઠેલા ગણાતા!

ગરુડપુરાણ જેવા એકાદ પ્રાચીન પુસ્તકમાં મરનાર પાછળ રડવાની ના કહી છે એવો પણ શાસ્ત્રાર્થ સુધારકોને શોધવો પડતો, પણ એનો ઉપયોગ ક્વચિત્ જ થતો.

રોવુંકૂટવું એ સ્ત્રીના જીવનનું એક અગત્યનું અંગ હતું. શ્રી હરગોવિંદદાસ કાંટાવાળા લખે છે કે "રોવાકૂટવાનો ચડસ બૈરાંમાં બહુ વધી પડ્યો છે. નાનમા મરણ જાગ્યું કે બૈરાંને બાર પાદશાહી! ઘરમા ભલે નાનાં છોકરાં રોઈ મરે, કે ભૂખે ટૌકાય, ઘરનું કામકાજ ભલે બગડે, પુરુષો ભલે ટાઢુંશીળું ખાય, પરંતુ નાતજાતમાં કે પાડાપડોશીમાં મરણ થયું એટલે સનાનમાં ગયા વગર ન ચાલે. × × બૈરાંને જો ઘણા દહાડા લગી રોવાકૂટવાનું ન મળે તો તેમના હાથ સળવળે છે. કોઈ બાઈને કદી નાતજાતની ખબરઅંતર પૂછીએ તો કહે છે કે હમણાં રોવાકૂટવાનુ થયું નથી તેથી મારા જાણવામાં કંઈ આવ્યું નથી. જેમને મરનાર સાથે સંબંધ ન હોય તેઓ બૈરાંના સરઘસમાં પાછળ રહે છે, વાતોના ગપાટા મારે છે, અને દાંતકીડીઆ કાઢે છે!* × × થોડા સંબંધવાળી બાઈઓ ધબડ ધબડ કૂટે છે ખરી, પણ તે એવી ચતુરાઈથી છાતી ઉપર હાથ મારે છે કે તેની છાતીને આંચ પણ આવતી નથી કૂટવાનો જે ધ્વનિ સંભળાય છે તે તેમના બે હાથ એક ઉપર એક અથડાવાથી થાય છે; છાતીથી નીકળતો નથી. નદીતળાવે જતી વખતે બૈરાં કપડાંના ગાંસડા ધોવા સારુ સાથે લઈ આવે છે એટલે "એક પંથ દો કાજ" જેવું થાય છે."

આમ કોઈને ત્યાં દિલાસા ખાતર જવાની રીતને એક મશ્કરીનું સ્વરૂપ એ જમાનાનાં બૈરાંએ આપી દીધું હતું અને છતાં આપણા એક પ્રખ્યાત રૂઢિચુસ્ત લેખકે લખ્યું હતું કે કોઈનું મરણ થાય ત્યારે

* જુઓ શ્રી કેશવપ્રસાદ દેસાઈની "એક દુઃખદાયક દૃશ્ય" એ વાર્તા. તેમાં આ કથનનું સમર્થન દેખાય છે

ગોરાઓ (અંગ્રેજો)નો બોલીને બેસી રહે છે પણ આપણી સ્ત્રીઓ તો એને ઘેર જઈ છાતી કૂટી નાખી ખરી લાગણી બતાવે છે !

પારકા ઘરના મરણના વખતનું સ્ત્રીઓના વર્તનનું સચોટ વર્ણન જેમ શ્રી કાંટાવાળાએ કર્યું છે તેમ જેને ઘેર મરણ થયું હોય તેના ઘરની સ્ત્રીઓની કેવી દુર્દશા થતી તે પણ એમણે સ્વાનુભવથી વર્ણવ્યું છે. તેઓ લખે છે, "મરનારની મા, સ્ત્રી કે જે નજીકની મુખ્ય સગી હોય, તેને દરેક નવી આવનારી સ્ત્રી સાથે છાજિયાં લેવાં પડે છે. નવી આવનાર પોતાનો વધારે સંબંધ બતાવવાને વધારે જોરથી ને વધારે વાર કૂટે છે, તેથી ઘરની મુખ્ય સ્ત્રીને તેનાં કરતાં પણ વધારે જોરથી કૂટવાની ફરજ પડે છે. તે બિચારી શોકથી અધમૂઈ થઈ ગઈ હોય, શરીરે અશક્ત હોય કે બેઠ્ઠવરોતી હોય તો પણ તેણે કમ્મર બાંધી કૂટવું જ જોઈએ, તેની છાતી ઉપર હાથની થાપડીઓ સૌ કરતાં વધારે જોરથી ન પડે, ને કૂદી કૂદીને છાજિયાં ન લે, તેની છાતીમાંથી લોહીની છોળો ન વહે, અને તેનું માથું કૂટવાથી લોહીલુહાણ ન થાય તો નાત-જાતનાં ગૈરાંમાં તેની નિંદા થાય છે ! લોકલાજની બીક એટલી જબરી છે કે તેના ભયથી માણસને ઘણું સોસવું પડે છે.* × × ઘણેખરે ઠેકાણે ગામ બહાર નદી કે તળાવ હોય, ત્યાં ગૈરાં નાહવા જાય છે. ગૈરાંનું સરઘસ ધીમે ધીમે ચાલે છે, અને જેમ લગ્નના સરઘસને મુખ્ય મુખ્ય જગાએ થોભવું પડે છે, અને ત્યાં વાજાંવાળા વધારે જોરથી, થોભાને વગાડે છે તેમ આ ગૈરાંનું સરઘસ ચકલે ચકલે થોભે છે અને ત્યાં કૂટવા મંડે છે. ચૌટા જેવે મોટે સ્થળે તો કૂટવાનું કામ વધારે ચાલે છે. × × રાજારજવાડામાં રાણીઓ કે ગરાસિયણો પડદેનશીન હોવાથી જાહેર રીતે રોવાકૂટવાનું કામ કરી શકતી નથી, તેથી તેમની વતીનું કામ ખવાસણો—વડારણો કરે છે, અને જો તે પૂરતી ન હોય તો રોવાકૂટવા સારૂ બીજી બૈરીઓને મજૂરીએ પણ બોલાવે છે !!"

* જુઓ શ્રી મેઘાણીની "દેશના બાપનું દારજ" અને "હાડકાં રંડાપો" એ વાર્તાઓ. આજ સ્થિતિ વર્ણવી છે.

આવો એક તરફથી નિર્લજ્જ, બીજી તરફથી ત્રાસજનક રિવાજ (જે માત્ર ગુજરાતમાં જ પ્રચલિત છે) તેને 'ધર્મ' ગણી પાળવામાં આવે અને સુધારકોને તેની સામે મોરચા માંડવા પડે તે આપણા સ્ત્રી-જીવનને ઓછું કલંકરૂપ છે?

એ જમાનાની સમગ્ર જનતાનો અને ખાસ કરીને સ્ત્રીવર્ગનો વિકાસ રૂંધી રહેલો મોટો શત્રુ તે વહેમ હતો. આજે પણ આપણા સમાજમાંથી વહેમનું સામ્રાજ્ય ગયું નથી. ભણેલાંગણેલાં, અનેક વખત પરદેશ મુસાફરી કરી આવ્યાનું અભિમાન લેનારાં, જાહેર જીવનમાં આગળ પડેલાં પણ શુકન, મુહૂર્ત, નજર, અને ખાસ કરીને ગ્રહદશામાં માને છે. જેમણે વહેમોનો સમૂળગો ત્યાગ કર્યો હોય એવાં સ્ત્રીપુરુષો આંગળીને વેઢે ગણાય એવાં પણ ન નીકળે. છતાં શહેરોમાંથી વળગાડના વહેમ ઓછા થયા છે. વળી બળિયા, કોલેરા વ. માટે રોગ અટકાવનાર કે રોગ સારો કરનારા ઉપાયો ન અજમાવાય એવું માનનારાંની સંખ્યા ખૂબ ઘટી ગઈ છે. સ્ત્રીઓ મંદવાડમાં કે બીજી મુસ્કેલીઓમાં બાધા-આખડી તો રાખે છે જ; પણ સાથે સાથે દાક્તરી ઇલાજો કરે છે અને મુસ્કેલીઓમાંથી છૂટવા માટે પણ માત્ર ગ્રહોની કે દૈવી કૃપા ઉપર આધાર રાખી બેસી રહેતી નથી. વળી કોઈ વહેમી આચાર ન પાળે તો તેને ખાસ સહન કરવું પડતું નથી.

પણ સુધારાના વિચારોની શરૂઆતમાં તો આ પણ કાર્યકર્તાઓ માટે એક મોટો મોરચો હતો; ભૂવા, જતિ, તેલિયા રાજા, જાદુગરો એ સર્વની સત્તા સંપૂર્ણ વ્યાપેલી હતી. ચમત્કારો કરવાની પોતાની શક્તિ વિષે એ લોકો પોતે જ ડંકાઓ મારતા, પણ એમનાં પારખાં જોવાની કોઈની હિંમત નહોતી, કારણ એ લોકો શાપ આપવા તૈયાર જ રહેતા અને એમના શાપ સાચા જ પડશે એમ માની લઈ સૌ ડરતાં રહેતાં. સ્ત્રીઓ એમને રાજી રાખવા પૈસા, અનાજ, કપડાં આપ્યા કરતી. સુરતના પ્રખ્યાત સુધારક દુર્ગારામ મહેતાજીએ જાદુગરોને 'ચેલેંજ'

આપી એમની ચમત્કાર કરવાની શક્તિ જૂઠી પાડી બનાવી ત્યારથી ગુજરાતમાં એમનું જોર ઘટ્યું. જો કે એ પ્રયત્નમાં દુર્ગારામને થોડું સહન નહોતું કરવું પડ્યું.

ગુજરાતના આદિ સુધારકોમાંના એક—સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠનાં પત્ની સ્વ. પાર્વતીકુંવરે એક વખત ભીખ માગવા આવેલા એક તેલિયા રાજાને * ભીખ આપવા ના કહી અને ધમકાવીને કાઢી મૂક્યો. તેલિયા રાજાએ જતાં જતાં શાપ આપ્યો કે "તું છ મહિનામાં આંધળી થઈશ." પાર્વતીકુંવરનાં મા અને બહેન ડરી ગયાં અને એમને ખૂબ આગ્રહ કરી કે તેલિયા રાજાને પાછો બોલાવી માફી માગ અને જોઈએ તે આપી શાપનિવારણ કરાવ. પણ પાર્વતીકુંવરે તો ચોખ્ખી ના કહી અને એવા બામટાની અનિષ્ટ કરવાની શક્તિમાં જરા પણ વિશ્વાસ ન બતાવ્યો. કહેવાની જરૂર નથી કે એમને કશું સહન કરવું ન પડ્યું. આ વાતને સો ઉપર વરસ થઈ ગયાં પણ આજે પણ સ્ત્રીઓમાં આવા વહેમવિમુક્ત માનસનું દર્શન ભાગ્યે થાય.

નાતજાતનાં બંધન તો સ્ત્રીપુરુષ સૌને સરખાં હાનિકારક હતાં, પણ સ્ત્રીના સંબંધમાં કેટલીક બાબતમાં એનાં અનિષ્ટ પરિણામ વિશેષે કરીને દેખાઈ આવતાં. પોતાની જ્ઞાતિમાં પણ નક્કી કરેલા અતિશય નાના વર્તુલમાં જ સૌ કોઈ પરણી શકતાં. છોકરાઓ પણ જેમ વહેલા પરણે તેમ સારું એવી હોંસ સૌ કોઈને રહેતી, પણ છોકરો મોટો થાય તો એને માથે અપવાદ રહેતો નહિ. જ્યારે છોકરીનો તો કન્યાકાળ વીતી જાય તો માબાપને માથે આભ તૂટી પડ્યું ગણાતું. એટલે અગિયાર-બાર વરસની ઉમરની થાય તો પછી જેવો વર મળે તેની સાથે પરણાવી દેવી પડતી. વૃદ્ધ, બીજી પત્નીવાળો, અપંગ, ખરાબ ચારિત્ર્યનો, રોગી,

---

* કપડાં અને શરીર ઉપર તેલ રેડી બેરોજ, ભયાનક દેખાવ કરી તેલિયા રાજા લોકોને ડરાવી ભીખ માગતા.

ગમે તેવો હોય, પણ કન્યાનો હાથ ઝાલવા તૈયાર હોય તો બસ. એવા નાલાયક પતિ સાથે પુત્રીને પરણાવી માબાપ પોતાનો આ લોક અને પરલોક સાર્થક થયેલા માનતા!

વળી જે જ્ઞાતિઓમાં વરવિક્રય અને કન્યાવિક્રયના રિવાજ હોય તેમાં પણ એ જાતિ રિવાજ કન્યાને જ વધારે નડતો – હજી પણ નડે છે. વરવિક્રયવાળી જ્ઞાતિઓમાં કન્યાના માબાપ બને તેટલો સસ્તો વર શોધે. સારા ગણાતા કુટુંબોના જુવાન છોકરાઓની કીંમત ખૂબ મોટી હોય. સાધારણ સ્થિતિવાળાં માબાપને એ કિંમત આપવાનું પરવડે નહિ – પછી છોકરી ગમે તેટલી સારી, સંસ્કારી હોય. એટલે સસ્તામાં જેવો મળે તેવાની સાથે દીકરી પરણાવી દે. ઉપર લખ્યા મુજબનો ગમે તેવો નાલાયક હોય પણ બીજે છુટકો નહિ. જ્યારે છોકરાઓ તો પોતાનો ભાવ ઊંચે ચડાવીને ઊંચે ને સારામાં સારી કન્યા પસંદ કરે ને ઉપરથી મોટી પહેરામણી પામે.

બીજી તરફ કન્યાવિક્રયનાં અનિષ્ટ પરિણામ પણ કાંઈ સ્ત્રીને માટે ઓછાં દુઃખદાયક નહોતાં. લિલામના માલ પેઠે કન્યાઓની હરાજી લગ્નના બજારમાં થાય અને જે સૌથી વધારે રકમ આપી શકે તે સારી કન્યા પામે. આવા કઢંગા રિવાજને લઈ વૃદ્ધો સાથે નાની ઉંમરની છોકરીનાં લગ્ન બહુ સામાન્ય થતાં. કારણ જુવાન માણસ પાસે વૃદ્ધ જેટલો ધનસંચય ન હોય, એટલે એ લગ્નનાં બજારમાં ફાવી ન જ શકે. આને લીધે કન્યાવિક્રય કરનાર જ્ઞાતિઓમાં એક તરફ વૃદ્ધ લગ્ન (વૃદ્ધ પુરુષ સાથે નાની કન્યાનાં) થતાં તેમ બીજી તરફથી મોટી ઉંમરના કુંવારા પુરુષોની (જેને સામાન્ય ભાષામાં 'વાંઢા' કહેવામાં આવે છે તેમની) સંખ્યા બહુ રહેતી. આ બન્ને પરિણામ અનીતિનાં પોષક હતાં. કેટલીક કન્યાવિક્રય કરનાર જ્ઞાતિઓમાં છોકરીઓને સારો પુષ્ટિકારક ખોરાક ખવડાવી તંદુરસ્ત અને મોટા કદની બનાવવાનો પ્રયત્ન થતો—જેથી લગ્નના

બજારમાં તેમની સારી કિંમત ઉપજે! જે કન્યા નાની ઉંમરની, ઓરીઅછબડામાં મરણ પામવા સંભવવાળી હોય તેની ઓછી કિંમત ઊપજતી; અને જે એ ઉંમર વટાવી ગઈ હોય તેની વધારે ઊપજતી! ઢોર લેવા વેચવાનો ધંધો કરનાર અને આનાં માણસોમાં શો ફેર છે?

વરવિક્રયનો રિવાજ હજી એના અસલ સ્વરૂપમાં ચાલુ છે અને એમાં વરપક્ષની માગણીઓ અનેકગણી વધી ગઈ છે, એ સૌ કોઈ જાણે છે. આને લઈ સ્ત્રીની સ્થિતિ એવી ને એવી જ છે. ફેરફાર એટલો થયો છે કે એવા રિવાજ ધરાવનાર જ્ઞાતિઓમાં આજે પચીસ ત્રીસ વર્ષની કુંવારી કન્યાઓ નજરે પડે છે. મોંઘવારી અને ફુગાવાની અસર લગ્નના બજાર ઉપર પણ જણાઈ છે. અને વડીલો પેટા જ્ઞાતિના ગોળના અત્યંત સંકુચિત વાડામાંથી બહાર નીકળી શકતાં નથી. એટલે કન્યા માટે વર મેળવવાની મુશ્કેલી ખૂબ વધી ગઈ છે. વૃદ્ધોને કન્યા દેવાનું કાંઈક ઓછું થયું છે અને એક ઉપર બીજી દેવાનું કાયદાથી બંધ થયું છે. વળી કન્યાકાળ વીતી જાય તેમાં પાપ મનાતું નથી; એટલે આવડી મોટી કુંવારી સ્ત્રીઓ નજરે પડે છે. પણ એ કાંઈ રાજી થવાની વાત નથી. પુત્રી કુંવારી મરે તો ભલે પણ રૂઢિમાન્ય સાંકડા વર્તુલ બહાર ન દેવી એ માનસ કન્યાના હિતમાં જરાએ નથી

---

## ૬

## કન્યા

વર્તમાન ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન વિવિધ સ્વરૂપોમાં જરા વિગતવાર તપાસીએ. સૌથી પહેલું સ્વરૂપ તે કન્યા.

નવ મહિનાથી ગર્ભ ધારણ કરનાર સ્ત્રી પોતે અને કુટુંબીઓ, બધાં જ આશા રાખીને બેઠાં છે કે પુત્રનો જન્મ થશે; ત્યાં સૌને નિરાશામાં ડુબાડી દેનાર કન્યાનો જન્મ થયો. જન્મદાતા માથી માંડીને દરેક જણને જબરો આઘાત થાય છે. છોકરો જન્મે તો ખુશાલીમાં જોરથી થાળી વગાડવાની અને છોકરી જન્મે તો હાંડલીમાં પૈસો ખખડાવવાનો. ખબર સાંભળી જન્મ આપનારની સાસુ, નણંદ, જેઠાણી – બધાં મોં વાંકું કરે છે. સગાંવહાલાં, આડોશીપાડોશી સૌ 'પથરો આવ્યો' 'લક્ષ્મી આવી' એવા ઉદ્‌ગારો કાઢે છે અને જન્મ દેનારી બિચારી પોતે કાંઈ ગુનો કર્યો હોય એમ શોકમાં દબાયેલી રહે છે.

પુત્રના જન્મની વધામણી આપવા ગામપરગામ કંકોત્રીઓ લખવાનો રિવાજ કેટલેક ઠેકાણે હોય છે. પણ એ જ લોકો પુત્રીના જન્મની ખબર સગાંવહાલાંને સુદ્ધાં આપતાં નથી.

આવા અનાદર સાથે જન્મેલી કન્યાની સારવાર તો પૂરી ન જ થાય પણ એની માની પણ પ્રસૂતિમાં સંભાળ લેવાતી નથી. માતા પુત્રી ઉપર કુદરતી પ્રેમ રાખે તે પણ સાસુ નણંદને પરવડતું નથી. 'દીકરીની માટીને શા ઝટકા પડવાના છે?' 'છોકરીની જાત તો ઉકરડો કહેવાય, એને વધતાં વાર ન લાગે' એમ કહી એને પુષ્ટિકારક ખોરાકની પણ જરૂર મનાતી નથી. એક જ ઘરમાં, એક જ માબાપનાં છોકરાંમાં ખાવા-

પીવામાં પણ કેટલેક ઠેકાણે વહેરોવંચો કરવામાં આવે છે. છોકરી માંદી પડે તો દવા પણ પૂરી નહિ કરવાની એવાં પણ કુટુંબો હોય છે. દીકરીને પારકું ઘર વેઠવાનું છે માટે એને નાનપણથી જ કામની ધૂંસરીમાં જોડી દેવામાં આવે છે અને નજીવી બાબતમાં ગાળો પણ ખાવી પડે છે.

જ્યાં વંશવેલો રાખવા, પિતૃઓને નરકમાંથી ઉગારવા, પુત્રો જન્મ લઈ ચૂક્યા હોય ત્યાં એકાદ કન્યાનો જન્મ આવકારદાયક ગણાય છે; કારણ ઘરનાં લુગડાંઘરેણાં પહેરાવી ઢીંગલી માફક શણગારવામાં એ કામ આવે છે. વળી ભાઈઓને રાખડી બાંધી કે ભાઈબીજે એમને જમવા તેડી એમનું શુભ વાંછનારું એક વ્યક્તિ સંસારમાં આવે છે. પણ ઘણી પુત્રીઓ હોય ત્યારે બીજી એકનો વધારો થવાથી જે મોટો નિરાશાનો આઘાત થાય છે તેનો સોમા ભાગનો પણ ઘણા પુત્રો હોય ત્યારે બીજા એક પુત્રના જન્મથી થતો નથી જ.

આપણા શાસ્ત્રોમાં 'પુત્' નામના નરકમાંથી પિતૃઓને તારે તે 'પુત્ર' એવી વ્યાખ્યા કરેલી છે. સ્વર્ગનરકના ખ્યાલો આપણે ત્યાં એટલા બધા પ્રાધાન્ય ભોગવે છે કે એને લઈ ને આ લોકના વર્તમાન જીવન તરફ લક્ષ આપવાનો વખત જ નથી રહેતો. પિતૃઓને સ્વર્ગમાં મોકલનાર પુત્ર જોઈએ માટે પુત્રીનો અનાદર કરવામાં કે એને 'દૂધપીતી' કરવામાં પણ પાપ નહિ!

પુત્રપુત્રીમાં આટલો બધો ભેદ પૂર્વના દેશોમાં જ ગણવામાં આવે છે. હિંદુસ્તાનની માફક ચીનમાં પણ કન્યાનો જન્મ એ કુટુંબ માટે આફત ગણવામાં આવે છે. (નૂતન ચીનમાંથી એ ભાવના નીકળી જશે એમ આપણે આશા રાખીએ). એશિયાના બીજા દેશો, ઈરાન, અરબસ્તાન, તુર્કસ્તાન – બધે જ પુત્રીનો જન્મ જરાએ આવકારદાયક ગણાતો નથી. જો કે મુસલમાન ધર્મમાં કાંઈ એવી માન્યતા નથી કે પુત્ર પિંડ આપે તો જ બાપને અને તેના મરનાર પિતૃઓને મોક્ષ મળે.

પશ્ચિમના દેશોમાં રાજકુટુમ્બોમાં અને બહુ મોટા જમીનદારોમાં પુત્રની આકાંક્ષા સૌ રાખે. પણ સામાન્ય માણસને ત્યાં પુત્ર પુત્રીના જન્મમાં ફેર ગણવામાં આવતો નથી.

કન્યાનો આટલો બધો અનાદર થવાનું એક કારણ આપણા સમાજની રૂઢિ છે. જ્યાં વરવિક્રયનો રિવાજ હોય ત્યાં કન્યાના જન્મથી માબાપના પેટમાં ફાળ પડે; અને જ્યાં ન હોય ત્યાં પણ કન્યાના સુખ માટે તો એમને ચિંતા રહે જ. એ ચિંતાનું કારણ દીકરીનું પરાવલંબી જીવન પણ છે: નછૂટકે જેટલું ઘરકામ કરવું પડે તેટલું કરતાં એને શીખવવામાં આવે છે. બાકી કોઈ પ્રકારના હુન્નર કે ઉદ્યોગની આવડત એને નથી હોતી. સારાસાર વિવેકથી પોતાનો માર્ગ કાઢી લેવાની એનામાં શક્તિ પણ નથી હોતી. મોટે ભાગે નિશાળમાં ભણતી કન્યા સીધી પત્ની અને કુટુંબની વહુ બની જાય છે. ગૃહિણી જીવનના આદર્શોની તેને કોઈ કલ્પના નથી હોતી, કલ્પના કરવાની તેની ઉંમર નથી હોતી અને મોટા ભાગનાં માબાપમાં એ આદર્શો કેળવવાની આવડત પણ નથી હોતી.

હાલની ભણેલી કે ભણતી કન્યાઓનો અને તેમની ભણેલી માતાઓનો વાંક કાઢતાં ઘણાખરા લોકો કહે છે કે અભણ કન્યાઓને ઘરકામનું શિક્ષણ માતા તરફથી મળતું, પણ ભણેલીને તેવું મળતું નથી, તેથી એ કન્યાઓ ગૃહિણીધર્મ માટે નાલાયક નીકળે છે. પણ ગામડાંની છોકરીઓને છાણવાસીદાં કે એંદવાડઅબોટનું અને શહેરની છોકરીઓને સાધારણ રસોઈનું કે ઉપરઉપરના ઘરકામનું શિક્ષણ અભણ માતા તરફથી મળે છે. મોટે ભાગે ઊટવૈદું બની ગયેલું ડોશીવૈદું કે વહેમી ટુચકા અભણ માતાઓ જાણે છે. જે ઉંમરે કન્યાનાં લગ્ન થાય છે તે ઉંમરે એ પણ ગ્રહણ કરવાની એની શક્તિ નથી હોતી.

સામાન્ય રીતે એમ કહેવામાં આવે છે કે ઘર ચલાવવું તે ગન્ય ચલાવવા બરાબર છે. પણ એને માટે જરૂરી એવું અર્થશાસ્ત્ર, આરોગ્યવિજ્ઞાન, સામાન્ય વૈદક, બાળઉછેરનું પદ્ધતિસર જ્ઞાન,. એમાંનું કન્યાને શું મળે છે? એ આપવાની શક્તિ પણ અભણ માતામાં ક્યાં હોય છે? ઘરમાં દાણાવાળાનો કે દૂધવાળાનો હિસાબ પણ પુરુષોને કરવો પડે કે ધોબીના કપડાં પણ એમને લખવાં પડે એવાં ઊંચી કહેવાતી જ્ઞાતિઓનાં ઘર પણ જોયાં છે. એટલે કન્યાને આ જાતનું શિક્ષણ મળતું નથી એ ચોક્કસ છે.

પારકા ઘરમાં સમાસ કરવાનો છે તે માટે કન્યા ખાસ બે વાત ઘરની વડીલ સ્ત્રીઓ પાસેથી શીખે છે. એક તો પોતાનો સ્વાર્થ કેમ સાધવો અને બીજું પતિને કેમ વશ રાખવો. સાસરું એટલે જાણે દુશ્મનની છાવણી એમાં પગ સ્થિર કરીને રહેવા માટે જાતજાતની યુક્તિપ્રયુક્તિ, ખટપટ વ. કરવાં પડે છે. આનું પ્રત્યક્ષ કે પરોક્ષ શિક્ષણ વડીલ સ્ત્રીઓના વર્તનમાંથી મળી રહે છે.

કન્યા અવસ્થામાં છેક નાની ઉંમરમાંથી જ સ્ત્રીને કપડાઘરેણાનો શોખ લાગી જાય છે. અલબત્ત સ્ત્રીમાં આ શોખ થોડે ઘણે અંશે સ્વાભાવિક છે; પણ નાની છોકરીઓ પોતાની ઢીંગલીને શણગારે છે તેમ માતાઓ પોતાની દીકરીને શણગારે છે. માતાની નજરમાં દીકરી સુંદર દેખાય એવા શણગાર એ સજાવે. પણ એમાંથી દીકરીના બાલ માનસ ઉપર પ્રદર્શનવૃત્તિ જોર કરે છે અને મોટી થયે માત્ર પતિનું રમકડું થઈને રહેવામાં એ સંતોષ માને છે.

ઘણી કન્યાઓ પરણીને સાસરે જાય ત્યાર પછી જ્યારે તક મળે ત્યારે પતિ આગળ કપડાંઘરેણાંની હઠ કરે છે. આનું બીજ નાનપણમાં જ વવાય છે. શ્રી પ્રેમચંદજીની પ્રખ્યાત નવલકથા ‘ગબન’ની નાયિકા જાલપાનાં પલ્લાનાં ઘરેણાં લગ્ન પછી તરત ચોરાઈ જાય છે — પતિ

અને સસરો મળીને ચોરે છે, કારણ લગ્ન વખતે દેખાડવા માટે એ દાગીના માગી આણેલા હતા અને મુદત વીતી જવાથી પાછા આપવાના હતા. દાગીના જવાથી જાલપાને અત્યંત આઘાત લાગે છે અને જીવન શૂન્ય જેવું લાગે છે. શ્રી પ્રેમચંદજી કહે છે કે એમાં નવાઈ જેવું કશું નથી કારણ, જાલપા બોલતીચાલતી થઈ ત્યારથી એની દાદી એને ખોળામાં બેસાડીને લાડ કરતા કરતા એના અંગોને સ્પર્શ કરતી કરતી બોલતી કે "મારી દીકરીનો વર આવશે – અહિં એને બંગડીઓ પહેરાવશે, અહીં ઝાંઝર, અહીં ચંદન હાર, કાને સરસ એરિંગ" એમ પ્રત્યેક અલંકાર પતિ તરફથી મળશે એવી સૂચના કરતી. આને લઈ જાલપા તો એમ જ સમજતી કે વર એટલે સારા સારા દાગીના અપાવનાર માણસ – પરણેલી જિંદગી એટલે ફક્ત ઘરેણાં પહેરી મહાલવાની તક. એટલે ઘરેણાં જવાથી પરણેલી જિંદગી નકામી થઈ ગઈ એમ એને લાગે જ.

આમ કપડાઘરેણાં તરફનો અનહદ અનુરાગ અને સુઘડતા એ બે જુદી વસ્તુઓ છે. સુઘડતાને પાશ્ચી ફેશન સાથે ભેળવી ન દેવી જોઈએ. આજની શાળા કૉલેજમાં જતી કન્યાઓ સફાઈબંધ વાળ ઓળે, સ્વચ્છ અસ્ત્રીબંધ કપડાં પહેરે, નાક મોઢું લૂછવા માટે સાડીનો છેડો ન વાપરતાં રૂમાલ રાખે, એ સર્વ સુઘડતાનાં લક્ષણ કહેવાય—ફેશનનાં નહિ.

શિક્ષણને લીધે કલાત્મક દૃષ્ટિ પણ ખીલે છે અને તેની અસર વસ્ત્રો ઉપર થાય છે. કન્યાના પોશાકમાં કલામય ગોઠવણ હોય એ પણ ફેશન ન કહેવાય. પણ પોતાને અમુક ઘાટ, અમુક રંગ, અમુક પ્રકારની કેશ-રચના શોભે છે કે નહિ તેનો વિચાર કર્યા વગર માત્ર બીજાના અનુકરણ ખાતર જ એ સર્વ સ્વીકારવામાં આવે ત્યારે એ ફેશન થઈ જાય. તેમ જ કશા અર્થ વગરની પણ કેટલીક ફેશનો હોય છે. દાખલા તરીકે એક

હાથમાં ત્રીજી પચીસ બંગડી પહેરવી અને બીજા હાથ ઉપર માત્ર ઘડીઆળ બાંધવી. આવી ફેશનોમાં નથી હોતી સૌંદર્યદષ્ટિ કે નથી હોતી કોઈ ઉપયોગિતા.

એક જ સરખા પોશાક હોય છતાં દરેક માણસની સંસ્કારિતા એના પોશાક ઉપરથી દેખાય છે. કૉલેજમાં જનારી બધી જ કન્યાઓના શરીર ઉપર સફેદ સુતરાઉ સાડી અને હાથવણાટના રંગીન કપડાની ચોળી હશે; છતાં દરેકની પહેરવાની લઢણ ઉપરથી એની કળાની વૃત્તિ અને સુઘડતાનું માપ નીકળી શકે.

પણ કન્યાઓના મન ઉપર નાનપણથી એક વાત ઠસાવવી જોઈએ કે વસ્ત્રાભૂષણ એ તો માત્ર બાહ્ય જીવનનું અંગ છે. વસ્ત્ર કે અલંકારોથી શરીરને શોભાવવું એ જ કાંઈ જીવનની કૃતકૃત્યતા નથી. અને ઘરેણાં કપડાંનો વધારે પડતો શોખ સ્ત્રીને ગુલામી સ્થિતિ તરફ લઈ જાય છે જ. પરિણીત જીવનમાં સ્ત્રીને વશ રાખવાનો ઉપાય તે એને સારાં સારાં કપડાં ઘરેણાં આપી રાજી રાખવી એમ ઘણાખરા પુરુષો માને છે; અને એવા પણ દાખલા જોયા છે કે પતિ ગમે તેવો બેદરકાર કે અનીતિમાન હોય તો પણ સ્ત્રીને ઘરેણાંકપડાં આપ્યા કરે તો સ્ત્રી ગરજ રહે છે અને એના વર્તન કે ચારિત્ર્યનો વિચાર કરતી નથી.

એક જમાનો એવો પણ હતો કે ભણેલા માણસો પણ એમ માનતા કે કન્યાઓ આગળ વારંવાર આપણી પ્રાચીન સતીઓનાં ચારિત્ર્યનાં અને એમના સદ્‌ગુણોનાં વર્ણન કર્યાં કરવાં, જેથી તેઓ ઉંમરલાયક થતાં એ સતીઓ જેવા ગુણો ધારણ કરે. પણ વારંવાર ઉપદેશો આપવાથી દંભનું વાતાવરણ ઊભું થાય છે. કન્યા જે જે વાતો સાંભળે તે બધી જ એના જીવનમાં ઉતારવાની એની શક્તિ છે એમ માની લેવાનું નથી. પરાણે ઉતરાવવા પ્રયત્ન કરવાથી એ ઢોંગી જ બને.

છેક નાની ઉંમરથી છોકરો અને છોકરીના સ્વભાવમાં ફેર જણાય

છે. છોકરી પોતાના નાના ભાઈને તો રમાડે છે, સંભાળે છે જ; પણ નાની બહેન મોટા ભાઈને સાચવતી હોય એવું પણ કેટલીક વાર જોવામાં આવે છે. વળી માતાને કામમાં મદદ કરવાની વૃત્તિ પણ ઘણી કન્યાઓમાં બહુ નાની ઉંમરથી દેખાય છે. પણ આ વૃત્તિઓને યોગ્ય માર્ગે વાળવાનું ઘણી થોડી માતાઓ જાણે છે. કેટલીક માતાઓ કન્યાના ઉત્સાહને મારી નાખે છે. 'તને તે શું આવડે' કહી કામ કરતા અથવા ભાઈને રાખતાં વારે છે; કોઈ વળી 'જાઓ, ભણવા બેસો,' એવું વારંવાર કહી કામ કરતાં અટકાવે છે અને ઉલટો ભણતર ઉપર કંટાળો ઉપજાવે છે. એથી ઊલટું કેટલીક માતાઓ છોકરીની કામ કરવાની હોંસનો ગેરલાભ લઈ બધું જ એના માથા ઉપર નાખી દઈ પોતે નચિંત બની જાય છે. આવા દાખલામાં કન્યાની હોંસ ઊડી જઈ કામ વેઠ જેવું જ લાગવા માંડે છે અને મોટી ઉંમરે કામ કરવાની ખાસ જરૂર હોય ત્યારે એ કામચોર થઈ જાય છે. છોકરી નાની અને બિન-અનુભવી હોય એટલે સ્વાભાવિક રીતે કામમાં એની ભૂલો તો થાય જ. આવે વખતે એને સમજાવીને-શીખવવાને બદલે ઘણી અજ્ઞાન માતાઓ છોકરીને ધમકાવે છે, ગાળો દે છે કે મારઝૂડ પણ કરે છે. આવા વર્તનથી છોકરીને ઘરકામ તરફ કંટાળો ઉપજે તેમાં મુદ્દલ નવાઈ નથી.

કન્યા અવસ્થામાં છોકરીને માતાના સમાગમમાં જ વિશેષ રહેવાનું થાય છે. હવે જ્યાં કન્યાઓ નિશાળે ભણે છે ત્યાં એ સમાગમ ઘણો ઓછો થઈ ગયો છે. કારણ પાંચ છ કલાક શાળામાં જાય તે ઉપરાંત ઘેર આપેલું લેસન કરવામાં વખત જાય અને સાંજે કે રજાઓને દિવસે બહેનપણીઓને મળવા હળવા છોકરી જાય છે. પણ ગામડામાં ભણતર ઘણું ઓછું છે; ત્યાં કન્યા મોટે ભાગે માતાની નજીક જ રહે છે. આડોશીપાડોશીની કે સગાંવહાલાંની સ્ત્રીઓને ત્યાં મા જાય અથવા એ સ્ત્રીઓ માને મળવા આવે ત્યારે કન્યા હંમેશાં સાથે જ હોય છે. આ બધી મોટી ઉંમરની સ્ત્રીઓ સંસાર-

વ્યવહારની અનેક પ્રકારની વાતો કરે છે જેમાંની ઘણીએક નાની છોકરીને ન સાંભળવા જેવી પણ હોય છે. અશ્લીલ વાતો જ્યાં ન થતી હોય ત્યાં પણ નિંદા કે કૂથલી તો થાય જ. વળી જાતજાતના વહેમી આચારો અને તેના પાલનની આવશ્યકતા વિષે પણ સ્ત્રીઓ વાતો કરે છે; અમુકે છોકરાનું મૂંડણ ન કરાવ્યું તેથી છોકરો આંધળો થયો; લગ્ન વખતે નવા ઘરમાં ગોત્રજની સ્થાપના કરી તેથી ઘર બળી ગયું; બાધા મૂકવા માતાને મંદિરે જવામાં વિલંબ કર્યો તેથી ઘરમાં ચોરી થઈ, એવી એવી વહેમોથી ભરપૂર, પાયા વગરની વાતો સ્ત્રીઓ કરે છે. આથી કન્યાના મનમાં વહેમના સંસ્કાર દૃઢ થાય છે અને એનું માનસ ડરપોક બને છે. મોટી થયે વ્યવહારમાં ડરની મારી એ બધા વહેમી આચારોનું પૂરું પાલન કરે છે અને આપણી સ્ત્રીઓને ઉન્નત થવા વારો આવતો જ નથી.

કન્યાઓમાં ઢીંગલાઢીંગલીની રમત હવે શહેરોમાંથી ઓછી થઈ ગઈ છે. વળી જ્યાં નવા વેશવાળી ઢીંગલી (ડોલી)થી કન્યાઓ રમે છે ત્યાં પહેલાંની માફક ઢીંગલીના ગોટા સમારંભથી લગ્ન થતાં નથી. પહેલાં તો ઢીંગલાંનાં લગ્નમાં જાન આવે, મોસાળું નીકળે અને ફટાણાં ગાવાનું પણ ચાલતું. એમાંથી સીમંત, ને સુવાવડ સુધી ઘણી વાર રમત પહોંચતી.

કન્યાઓ પોતે પણ (ઢીંગલી વગર) કેટલીક વાર લગનની અને સુવાવડની રમત રમતી. એક છોકરી વર થાય, એક વહુ થાય એ સુગ્ન્ય. આમાં ઘણી વાર બીભત્સપણું આવી જતું. મોટાથી છાની રીતે આવી રમતો રમાતી અને વડીલોને ખબર પડે તો કોઈ વડીલો હસી કાઢતાં કે કોઈ છોકરીઓને ધમકાવીને કે મારીને પોતાની ફરજ પૂરી થયેલી સમજતાં.

વરસમાં પાંચ દિવસ ગુજરાતી કન્યાઓ માટે એવા આવે છે કે

જ્યારે એના તરફનો બધો અનાદર ભૂલી જવાય છે, એને ખૂબ લાડ કરવામાં આવે છે, એને માટે ખાસ વાનીઓ પણ બનાવવામાં આવે છે. આ પાંચ દિવસ તે ગોરો – અલૂણાના વ્રતના દિવસ છે. દાળ, ભાત, શાક ખવાય નહિ એટલે રોજ ફરતાફરતી મિષ્ટાન્ન બનાવાય અને વળી લીલાસૂકા મેવા જેવી મોંઘી ચીજો પણ કન્યા માટે ખાસ મંગાવાય છે. ગૌરીપૂજન કરી સારો વર માગવો એ આ વ્રતનો હેતુ હોય છે. શિષ્ટ કુટુંબોમાં રોજ સાંજે કન્યાઓ સારાં સારાં વસ્ત્રાલંકાર પહેરી ગરબા ગાય છે. વળી મેંદી મૂકીને હાથપગ શોભિતા કરે છે અને માથાની વેણીમાં ફૂલના જાતજાતના શણગાર કરે છે. આ વ્રત ચોમાસામાં આવતું હોવાથી એ વખતે મેંદીના છોડ ખૂબ ફાલે છે ને રંગભર્યા થાય છે અને જૂઈનાં ફૂલ પણ પુષ્કળ થાય છે. એ કારણથી એ બે ચીજો ગોરોમાં ખૂબ વાપરવાની પ્રથા પડી હશે.

કન્યાઓને માટે આવો એક ઉત્સવ આવે તો એ જરૂર વધાવી લેવા જેવો ગણાય. પણ ઉપર જણાવ્યા ઉપરાંત પણ ગોરોના દિવસોમાં કન્યાઓની પ્રવૃત્તિ ઘણી હોય છે. સવારમાં છોકરીઓ ટોળે વળીને નદિયે કે તળાવે નાહવા જાય છે અને હરીફ ટોળીઓ સાથે લડવાડ, ગાળાગાળી કરે છે. જતાઆવતા છોકરાઓ અને મોટી ઉંમરના પુરુષો પણ કન્યાઓની હલકી મશ્કરીઓ કરે છે અને છોકરીઓ સામી ગાળો દઈ ફુલાય છે. સાંજ પડે ગામના શિવાલયમાં કે ધર્મશાળામાં આખા ગામની કન્યાઓ એકઠી થાય છે. ત્યાં ગરબા ગાવાનું થોડું ચાલે છે. વધારે ભાગે રડનાંકૂટનાં શીખવાનું ચાલે છે. કોઈ મરી ગયું હોય તેમ કાણમોકાણ માંડે છે અને તે અંગેની બધી ક્રિયાઓ કરે છે. કેટલીક વખત ફટાણાં ગાવાનું કે વેવાણો થઈ રીસામણાંમનામણાં કરવાનું પણ શીખે છે. મોટી ઉંમરની સ્ત્રીઓ હાજર રહી એ બધું શીખવવામાં અગ્રભાગ લઈ ખૂબ આનંદ માણે છે! કોઈ ઠેકાણે છોકરીઓ સામસામી ટોળીઓ બાંધી ગીતોની ટૂંકો સવાલજવાબ રૂપે ગાય છે. આવાં ગીતોમાં સાસુ, સસરા,

કે દિયર, જેઠ, જેઠાણી સંબધી ઉલ્લેખો કે તેમની મશ્કરીઓ પણ હોય છે. એટલે આ ઉત્સવનો આનંદ મોટે ભાગે ક્ષુદ્ર આનંદ હોય છે. છોકરીના કુમળા મગજ ઉપર હલકા સસ્કારોનું સિંચન આ વ્રતની ઉજવણીમા ઘણુ થાય છે. કન્યાને લાડ કરવા માટે આપેલી છૂટ, મર્યાદા ઓળંગી જાય અને વ્રતની ધાર્મિક ભાવના મટી જઈ અધોગતિના માર્ગની શરૂઆત થાય છે.

નાની બાબતોમાં બતાવેલી બેદરકારી આગળ જતાં ગંભીર નુકસાન કરનારી બને છે. બાળ મગજ ઉપર પડેલા સંસ્કારો — સારા કે માઠા — પાછળથી ભૂંસાતા બહુ મુશ્કેલ પડે છે. રૂઢિ મુજબના અને વહેમી આચારવિચારોના પાલનમાં સ્ત્રીના અવતારનું સાર્થક મનાય છે. જે સ્ત્રી મોટી વયે આવું પાલન ન કરે, સારા સસ્કારોને લઈ વિવેકબુદ્ધિ વાપરતા શીખે, તેનો અવતાર સ્ત્રીવર્ગના મોટા ભાગને મનથી નકામો ગયો ગણાય છે અને એને નાનપણમા વહેમી સસ્કારો ન પાડ્યા તે માટે એની માને દોષ દેવાય છે.

સ્ત્રીજાતિની જે દશા છે તે ઇષ્ટ નથી, એમા સુધારાને ખૂબ અવકાશ છે એ વાત પ્રથમ તો આપણે સ્વીકારવી પડશે અને; એ સુધારવી હોય તો કન્યા અવસ્થામાથી જ પગલા ભરવા પડશે

પ્રથમ તો કન્યાના જન્મને હલકો ગણવાનું જ છોડી દેવુ પડશે. હજારો વરસથી રૂઢ થયેલી માન્યતા ઉખાડવી એ સહેલુ તો નથી જ, પણ પોતાની જાતને હલકી પાડનાર આ માન્યતા જાળવી રાખી સ્ત્રીઓ પોતાને કાયમનુ નુકસાન કરે છે, સમાજમા એમનું સ્થાન નીચુ રાખવામા હાથે કરીને સહાયભૂત થાય છે, એ હવે બરાબર સમજવાની જરૂર છે.

શહેરોમા જે હજારો કન્યાઓ નોકરીધધા કરે છે તેમાની અનેક પોતાના માબાપને પોષે છે. દીકરાઓ, જેમના જન્મ વખતે

માબાપનો — ખાસ કરીને માનો — હરખ સમાતો નહોતો, તે માબાપની કશી દરકાર કરતા નથી અને છોકરી, જેના જન્મ વખતે સગાં-વહાલાંએ મોઢાં મરડ્યા હતા અને માએ નિસાસા મૂક્યા હતા તે જ માબાપને પોષતી હોય એવા કેટલાયે દાખલા નજરે પડે છે. માબાપને પોષવા ખાતર કન્યા લગ્ન પણ ન કરી શકે એવા પણ દાખલા બને છે.

કન્યા એ પારકું ધન છે એ માન્યતા પણ જવી જોઈએ. દરેક સંતાન માબાપનું પોતાનું જ અમૂલ્ય ધન છે. કન્યા પરણીને સાસરે જાય એથી એ માબાપની દીકરી મટી જતી નથી. માબાપનો અને તેનો સંબંધ જિંદગીપર્યંત ચાલુ જ રહે છે. એકબીજાના સુખદુઃખમાં સૌ ભાગ લે છે. દીકરીનાં બાળકો મોસાળમાં ખૂબ લાડકાં હોય છે. જ્યાં માબાપને આર્થિક મદદની જરૂર ન હોય ત્યાં પણ દીકરી જ માબાપની દાઝ વધારે જાણે છે અને માને મંદવાડ આવે તો દીકરી જ ચાકરી કરે છે. આવી પરિસ્થિતિનો અનુભવ સૌને છે, છતાં પુત્રીને 'પથરો' કે 'ઉકરડો' ગણવી એ સ્ત્રીજાતિને માટે કેટલું શરમાવનારું છે?

પહેલાંના જમાનાની સ્ત્રીઓ ડરપોક થવામાં વડાઈ લેતી. સ્ત્રી એ અબળા કહેવાય એટલે એ અસહાય, અશક્ત હોય તો એમાં શરમાવાનું નહિ એમ ગણાતું. 'બાર બૈરે બગલાનું જોર' એવી કહેવતો પ્રચલિત હતી.

પણ હવેની કન્યાઓને પ્રબળા થવાનું શિક્ષણ આપવું પડશે. સતીઓના ચરિત્રો વંચાવવાથી કન્યામાં સુસંસ્કારો આવશે એ ભ્રમ-ભરેલી માન્યતા છોડી માતુ સુવર્તન જ કન્યામાં સંસ્કાર રેડશે એ સમજી લેવાનું છે.

વળી કન્યાએ પારકા ઘરમાં સમાસ કરવાનો છે એ સાથે

દુનિયાનાં સુખદુઃખો સામે પણ ટક્કર ઝીલવાની છે; ગૃહિણી અને માતા બનવા સાથે નાગરિક તરીકેની જવાબદારીઓ સમજવાની છે; કુટુંબીઓ સાથે મેળ સાધવા ઉપરાંત સમાજ અને દેશ તરફની ફરજો અદા કરવાની છે; એ સર્વ વાતો બાલ્યાવસ્થામાં મગજ ઉપર ઠસાવવાની જરૂર છે. માત્ર પતિના ચરણોની દાસી બનવામાં જીવનની કૃતકૃત્યતા નથી. રાષ્ટ્રનું ઉપયોગી અંગ બનવું એ જ જેમ પુરુષનું તેમ સ્ત્રીનું પણ લક્ષ્ય હોવું જોઈએ અને આ લક્ષ્યને પહોચવા માટે કુમારિકાની અવસ્થામાંથી જ તૈયારી કરવાની છે.

---

૭

# શિક્ષણ

“ અજ્ઞાન અને અણકેળવાયલી સ્ત્રીઓ દેશને ભારરૂપ છે. કુટુંબોમાં ફેલાતા પ્રકાશનું ધરણ કરનારી છે – પુરુષોની પાંખો કાપનારી છે, એનું તમને ભાન થશે ત્યારે ગુજરાતની એક પણ સ્ત્રી અજ્ઞાની કે અણકેળવાયલી રહેશે નહિ. ”

ગુજરાતના ઉત્સાહી, વિદ્વાન સાહિત્યકાર સ્વ. રણજીતરામ વાવાભાઈએ ચાળીશ વરસ ઉપર આ શબ્દો ઉચ્ચાર્યા હતા. પણ હજી આજે પણ આપણે એ શબ્દોનું હાર્દ સમજ્યાં નથી; તો પછી એને જીવનમાં ઉતારવાની તો વાત જ ક્યાં રહી?

આદિ સુધારકોને કન્યાશિક્ષણ સામે એક મોટી માન્યતાનો સામનો કરવો પડતો અને તે એ હતી કે છોકરીને ક્યાં કમાવા જવું છે કે એને ભણવાની જરૂર પડે. હજી આ માન્યતા કાંઈ સમૂળગી ગઈ નથી. જો કે શહેરોમાં તો કન્યાઓ ભણે છે અને પછી કમાય છે પણ ખરી. શહેરોની મધ્યમ વર્ગોમાં કન્યાને કમાવાની જરૂર પડે છે અને તે માટે આધુનિક શિક્ષણ એને ઉપયોગમાં આવે છે.

આપણા દેશની વસ્તીનો મોટો ભાગ ખેડૂતોનો છે અને તેઓ પોતાની આજીવિકાના સાધન માટે શિક્ષણ ઉપર બિલકુલ આધાર રાખતા નથી. અજ્ઞાનને લઈ એમને અનેક પ્રકારની મુસ્કેલીઓ જીવનમાં પડે છે એ જુદી વાત છે. પણ આધુનિક ઢબની ખેતીની જરૂર સ્વીકારીએ તો પણ એ માટે એમને વર્ષોનાં વર્ષો શાળા પાઠશાળામાં જવામાં કાઢવાં પડશે નહિ. જ્યાં એવી જાતની ખેતી સફળ રીતે થાય છે અને તેથી ખેડૂતો સમૃદ્ધ

બને છે એવા પશ્ચિમના દેશોમાં પણ ખેડૂતવર્ગ ઊંચું શિક્ષણ લેતો નથી. આપણે ત્યાં જેમને પોતાની માલિકીની જમીન નથી તેવા કરોડો લોકો ખેતરોમાં મજૂરી કરે છે અને એમનો સ્ત્રીવર્ગ પણ એમના જેટલી જ સખત મજૂરી કરે છે જે સૌ અશિક્ષિત છે, છતાં પોતાની આજીવિકા મેળવે છે.

હવે બીજો રહ્યો વેપારી વર્ગ. આ વર્ગ પણ પોતાના ધંધા માટે શિક્ષણને જરૂરી ગણતો નથી. માંડ સહી કરી જાણનારા પણ લાખોના વેપાર ખેડે છે. નામું લખી ન શકે પણ મહોડેથી નામાના કોયડા ઝપાટાબંધ ઉકેલી શકે. એ વર્ગના યુવાનો જે ભણે છે તે પણ મોટે ભાગે બાપીકા ધંધામાં જોડાય છે અને શિક્ષિત તથા અશિક્ષિત બધા જ પુત્રો ધંધાની કુનેહમાં સરખા જ નીવડે છે. આ વર્ગમાં પ્રમાણમાં આર્થિક સ્થિતિ સારી હોવાથી સ્ત્રીઓને કામ કરવાની જરૂર પડતી નથી.

મહેનતમજૂરી કરનાર વર્ગને તો શિક્ષણની સગવડ હોતી જ નથી અને એમને માત્ર પોતાની શારીરિક શક્તિ ઉપર જ ઝૂઝવાનું હોય છે. સ્ત્રીપુરુષો સૌ મહેનત કરી ખાય છે. કારીગર વર્ગ પણ હસ્તકૌશલ્યથી જીવે છે.

માત્ર મધ્યમ વર્ગને જ ગુજરાન માટે ભણતરનો આધાર લેવો પડે છે. એમની પાસે ખેતી કરવા જમીન નથી હોતી, અને વેપાર માટે મૂડી નથી હોતી. એટલે કાં તો દાક્તર, વકીલ કે ઇજનેર થવાનું ખાસ શિક્ષણ લઈ સ્વતંત્ર ધંધો કરે અથવા સામાન્ય ધરેડનું શિક્ષણ લઈ નોકરી સ્વીકારે.

આમ છતાં કન્યા ગમે તે વર્ગની હોય છતાં એને ભણાવવાની વાત આવે ત્યાં 'છોકરીને ક્યાં કમાવા જવું છે?' એ દલીલ આગળ ધરવામાં આવે છે. ખેડૂત, વેપારી, કારીગર, શહેર અને ગામડાનાં મજૂર કામદાર

જ વગરભણે કમાણી કરે છે. એટલે ભણતર એ પુરુષવર્ગના મોટા ભાગ માટે કમાણીનું સાધન નથી; તો પછી સ્ત્રીના સંબંધમાં શા માટે હોય એનો કોઈ વિચાર કરતું નથી.

પણ સ્ત્રીપુરુષ સૌને માટે શિક્ષણ એ સંસ્કારસિંચનનું, જવાબ-દારીઓ સમજવાનું, હકોનું રક્ષણ કરતાં શીખવાનું સાધન છે. મધ્યમ વર્ગને એનો ઉપયોગ કમાણી માટે કરવો પડે છે પણ એ ગૌણ ઉપયોગ છે. મુખ્ય વાત જીવનધોરણ ઊંચું લઈ જવાની છે. આ જરૂરિયાત જેટલી પુરુષને છે તેટલી સ્ત્રીને છે.

આપણે મુખ્યત્વે કન્યાના શિક્ષણનો જ વિચાર કરીશું. કન્યાને શિક્ષણ આપવું એ વાત પ્રથમ સ્વીકારવી જોઈએ. શહેરોમાં એ વાત સ્વીકારવામાં આવી છે; પણ એની પાછળ કન્યાને ઊંચી કોટિનું જીવન જીવતી કરવાનો આદર્શ ભાગ્યે જ રહેલો દેખાશે. પહેલાં નાની છોકરી-ઓને પ્રાથમિક શાળામાં મોકલનાર માતાઓ એમ કહેતી, "ઘેર બેઠી બેઠી તોફાન કરે એના કરતાં છો નિશાળે જતી." હવે એમ કહે છે, 'હજી લગનનું ઠેકાણું પડ્યું નથી તો છો કૉલેજમાં જતી.' કેટલેક ઠેકાણે દેખાદેખી કન્યાઓને ભણાવવામાં આવે છે. ભાભીની છોકરી ભણતરમાં આગળ વધી તો મારી કંઈ જાય એવી નથી, એમ ધારી નણંદ પણ પોતાની છોકરીને ભણાવે છે. કેટલીએ છોકરીઓ પોતાની હોંસથી આગળ ભણે છે ને ઘણીને આજીવિકા મેળવવા પણ શિક્ષણ લેવું પડે છે..

પણ છોકરીઓને ભણાવવાની પ્રથા પાછળ એક બીજું પણ મોટું કારણ છે અને તે એને સારો વર મળે તે. કેટલાંક વર્ષ ઉપર કન્યાઓની એક હાઈસ્કૂલમાં એક છોકરીને મૅટ્રિકમાં બેસવાનું ફૉર્મ ન મળ્યું. કન્યાના પિતાએ આવી મુખ્ય શિક્ષકને પુષ્કળ આજીજી કરી અને એમના પગમાં પાઘડી પણ ઉતારી! એક વરસ અભ્યાસ પાકો કરવાથી કંઈ નુકસાન ન થાય અને કાચા અભ્યાસે પરીક્ષા આપવામાં ફાયદો પણ

નહિ એ બધી દલીલો વડીલની સામે નકામી ગઈ, અને છેવટે તેમણે કહ્યું કે 'મેટ્રિકમાં બેઠી છે' એમ કહેવાય તો કન્યાને બહુ સારો વર મળે તેમ હતું – કારણ એમની જ્ઞાતિ સ્ત્રીશિક્ષણમાં બહુ પછાત હતી. પરિણામ જણાતાં પહેલાં લગ્ન કરી દેવાનો એમનો ઇરાદો હતો. પછી નપાસ થાય તો પણ લગ્ન થયું તે તો કોક થાય નહિ!

બીજી એક શાળાનાં અધિષ્ઠાત્રી પણ કહેતાં હતાં કે એમને ત્યાં ઘણાં માબાપ બીજી નિશાળોમાં નપાસ થયેલી પોતાની પુત્રીઓને લઈ આવે છે અને ઉપલા ધોરણમાં ચઢાવવા ખૂબ આગ્રહભરી વિનંતી કરે છે. અભ્યાસ કાચો હોય અને નપાસ થઈ હોય તો પછી ધોરણ ચઢાવવામાં શો લાભ એવા સવાલના જવાબમાં વડીલો ચોખ્ખું કહે કે 'અમને તો ભણતરની કાંઈ પડી નથી. કારણ આખરે છોકરીની જાતને તો ચૂલો જ ફૂંકવાનો છે – પણ નાતના છોકરા ભણેલી કન્યા માગે છે અને જેમ ઉપલા ધોરણમાં હોય તેમ સારો વર મળવાની અને ઝટ ઠેકાણે પડી જવાની તક વધારે!' જે લોકો એમ કહે છે કે છોકરીને ક્યાં કમાવા જવું છે તે ભણવું પડે, તે જ લોકો છોકરીના ભણતરનો ઉપયોગ લગ્નના બજારમાં સારો વર કમાવી આપવામાં કરતા જરાયે મંઝાતા નથી.

છોકરીઓને ઊંચું કૉલેજનું શિક્ષણ પણ સારો વર મળે એ હેતુથી ઘણી વાર આપવામાં આવે છે. મેડિકલ (વૈદકીય) કૉલેજોમાં તો છોકરીઓ એ જ હેતુથી દાખલ થાય છે એવો આક્ષેપ કેટલાક મૂકે છે તે તો સદંતર ખોટો છે; પણ એક વાત તો સાચી છે કે એ કૉલેજોમાં સહ વિદ્યાર્થીઓ સાથેના લગ્નના દાખલા સૌથી વધારે બને છે; પણ એ આપણો વિષય બહારની વાત છે.

શિક્ષણ એ સાધ્ય નહિ પણ સાધન છે. એનો હેતુ માણસની દૃષ્ટિ વિશાળ કરવાનો, દરેક વસ્તુનો બુદ્ધિપૂર્વક વિચાર કરવાનો, અંધશ્રદ્ધા અને વહેમોને તોડવાનો હોય છે. જેના ઉપર શિક્ષણે આ સર્વ

પ્રકારની અસર કરી હોય, એમનામાં વિશિષ્ટ વ્યક્તિત્વ ખીલવ્યું હોય ને જિંદગીમાં દરેક કામ કરવાને વધારે લાયક તો બને જ, અને એ રીતે લગ્નના ક્ષેત્રમાં પણ તેઓ વધારે લાયકાત કેળવે એવો પૂરો સંભવ છે. કૌટુંબિક જીવન એ સમાજનું એક અતિ અગત્યનું ઘટક છે. એના ઉપર સારાએ સમાજની આર્થિક, નૈતિક સ્થિરતાનો આધાર છે. ભવિષ્યનાં નાગરિકોનું ઘડતર એમાં જ થાય છે. તો એવા જીવનમાં પ્રવેશ કરનાર બન્ને સાથી પોતાની જવાબદારીઓ માટે પૂરાં તૈયાર હોય એ જ એમના પોતાના અને સમાજના હિતમાં છે. ભણતરનો કમાણી માટે ઉપયોગ એ આનાથી તદ્દન જુદી જ વસ્તુ છે.

ભણતર—એટલે ઊંચું કૉલેજનું શિક્ષણ, કન્યાને કૌટુંબિક જીવન માટે લાયક નહિ પણ નાલાયક બનાવે છે, એવું આપણા સમાજમાં મોટો વર્ગ માને છે. જો કે કૉલેજમાં શિક્ષણ લેનારી કન્યાઓની સંખ્યા તો દિનપ્રતિદિન અતિશય વધતી જાય છે. તે છતાં અભણ ગૃહિણી એ હજી આપણો આદર્શ છે. ભણેલી કન્યાની રસોડામાં ફજેતી થઈ, ઘરની વહુ તરીકે એ ઉદ્ધત નીકળી, એના પતિ તરફ એણે બેદરકારી બતાવી, માતા તરીકે નાલાયક નીવડી એવું એવું આક્ષેપતી વાર્તાઓ પુષ્કળ લખાય છે અને હોંસથી વંચાય છે. અભણ પણ ટેકીલ પત્નીને છોડી પુરુષ ભણેલી પતંગિયા જેવી કન્યાના મોહમાં ફસાયો પણ છેવટે અભણ સતી જ એની ઉદ્ધારક થઈ, જીવનસંગિની બની, એવી વાર્તાઓનો તો પાર નથી.

એક તરફથી સંખ્યાબંધ કન્યાઓ ભણે છે. પચીસ વરસ ઉપર જે જ્ઞાતિઓમાં સ્ત્રીઓ મોટે ભાગે નિરક્ષર હતી તેમનામાં હવે અનેક કન્યાઓ ગ્રેજ્યુએટ થાય છે, કેટલીક પરદેશ પણ અભ્યાસ માટે ગઈ છે. શહેરોમાં મધ્યમ અને ઉપલા વર્ગોમાં કન્યા ભણે નહિ તે નવાઈ જેવું ગણાય છે.

તે છતાં ભણતર સામે આટલો રોષ લેખકોને કેમ છે? એમના લેખોથી કોઈ કન્યાઓને ભણાવતું અટકયું હોય એમ જાણ્યું નથી. વળી છેલ્લાં પંદરવીસ વર્ષમાં સેંકડો કે હજારો કન્યાઓ ગ્રેજ્યુએટ થઈ છે. એમાંની મોટા ભાગની પરણીને ગૃહિણી બની છે. લેખકોની અને એમને આવકારનાર વાચક જનતાની માન્યતા પ્રમાણે જો ભણેલી સ્ત્રી ગૃહિણી અને માતા તરીકે નિષ્ફળ જ નીવડતી હોય તો આપણો સમાજ, આપણું કૌટુંબિક જીવન દિવસે દિવસે નિષ્ફળતા તરફ ઢળે છે એમ માનવું જોઈએ. પણ હકીકતમાં આ સત્ય છે ખરું? ભણેલી સ્ત્રીનું ઘર ફૂવડ હોય, એનાં બાળકો ગંદાં અને અસંસ્કારી હોય, એનો પતિ એનાથી દુઃખી હોય એવું આપણે સાબિત કરી શકીએ તેમ છે?

શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યા વધતી જાય છે અને એ શિક્ષણની માઠી અસરો સાબિતકરવા માટે આપણી પાસે કોઇ આંકડા કે પુરાવા નથી. તો પછી જે પ્રવાહ આગળ જ વધે છે તેને પાછો વાળવાના મિથ્યા પ્રયાસો કરવાને બદલે એને યોગ્ય રસ્તે વાળવામાં જ આપણાં વખત અને મહેનતનો ઉપયોગ કરીએ એ જ ઇષ્ટ નથી?

એટલે હવે કન્યાશિક્ષણ કેવું હોવું જોઈએ એ બાબતનો આપણે થોડો વિચાર કરીએ. આ પ્રશ્ન આપણે કોઈ પણ વ્યક્તિ કે સમૂહ આગળ મૂકીશું તો મોટો ભાગ એમ જ બોલી ઊઠશે કે "ઉત્તમ ગૃહિણી અને માતા થાય તેવું શિક્ષણ સ્ત્રીને આપવું જોઈએ." પણ આવા શિક્ષણનો ક્રમ કેવો હોવો જોઈએ, કેટલી ઉંમરે કન્યાને એ આપવું, એ બાબતમાં એવો જવાબ દેનારામાંથી ભાગ્યે કોઈએ વિચાર કર્યો હોય છે.

૮ (સ્ત્રીપુરુષમાં કુદરતે જ ભેદ પાડ્યા છે, એટલે એમના ઘડતરમાં પણ ભેદ હોય જ અને એ ઘડતર માટેનું શિક્ષણ પણ જુદું જ હોય એમ ઘણા કહે છે.) કુદરતી ભેદ કેટલો છે અને કૃત્રિમ ભેદ કેટલો છે તથા એ ભેદ જેમ બને તેમ મિટાવી દઇ બન્નેને સરખી સપાટી ઉપર લાવવા

યત્ન થવો જોઈએ કે નહિ તે બધા પ્રશ્નો વિચારણા માગી લે છે. વળી શિક્ષણમા પડેલા એ ભેદ જીવનમાં વિવિધતા આણી ઐક્યનો સાધક બને છે કે બન્નેમા ભિન્ન ભાવ ઉત્પન્ન કરી એકબીજાથી વિમુખ કરે છે, એ પણ નક્કી કરવાનું છે.

ભણેલી અને અભણ કન્યાઓના બાહ્યાચારમાં તો ઘણો જ ફેર દેખાય છે એમા કશો જ શક નથી. સુઘડતાનો, સ્વચ્છતાનો દેખાવ ભણેલી કન્યાને વધારે આકર્ષક બનાવે છે જ. પણ એ બહારના ઢાંકણ નીચે જો અજ્ઞાન સ્ત્રીના જેવા જ સ્વાર્થ, સંકુચિત મનોવૃત્તિ, વહેમ એ બધુ હોય તો એણે શિક્ષણ સાર્થક કર્યું ન કહેવાય.

કન્યાને આપણે અમુક બીબામાં જ ઢાળવી છે એવો પહેલેથી વિચાર કરી દઈ જે શિક્ષણ અપાય તે સર્વાંગી વિકાસનું શિક્ષણ ન કહેવાય. એમ દલીલ કરી શકાય કે જ્યારે નેવું ટકા કે તેથી વધારે કન્યાઓ ગૃહિણી અને માતા જ બનવાની છે ત્યારે એમને એ જ કાર્યોને લગતુ શિક્ષણ અપાય તો ખોટું શુ છે? પણ આપણે બીજી રીતે પણ વિચાર કરવો જોઈએ કે દરેક પુરુષને પતિ અને પિતા બનવાનું છે. એ અગેની એની જવાબદારીઓ ઓછી નથી; છતા પુરુષ પોતાના શિક્ષણના બધાં જ વર્ષ એ જવાબદારીની તૈયારીમાં જ ગાળે એમ કોઈ જ અપેક્ષા રાખતું નથી. બલ્કે પુરુષને માટે એ જાતનું શિક્ષણ લેવું તે આજે તો જાણે એક હસવાની વાત ગણાય છે. પુરુષને માટે તો મધ્યમ વર્ગોમા શિક્ષણ એ આજીવિકાનું સાધન જ ગણાય છે ડાક્ટર, ઇજનેર કે વૈજ્ઞાનિક થવા માટે લેવાના ખાસ શિક્ષણ સિવાય બીજા ક્ષેત્રોમા ખાસ શિક્ષણની જરૂર મનાતી નથી. ગ્રેજ્યુએટ યુવાન, શિક્ષક થઈ શકે છે તેમ જ મહેસૂલી ખાતું, પોલીસ, ઇન્કમટેક્સ, હિસાબી ખાતું, રેડિયો એવાં અનેકાનેક સરકારી ખાતાના કારકુન અથવા વેપારી કંપનીનો મેનેજર, સેલ્સમેન, ગમે તે થઈ શકે છે, જાતે વેપાર પણ કરે છે. છઆઠ મહિનાની તાલીમથી

એમાં પલોટાઇ જઇ પોતાનું કામ સારી રીતે કરી શકે છે. અંગ્રેજી ભાષાના જ્ઞાન સિવાય એના શિક્ષણમાંનો કોઇ વિષય એને પોતાના કામમાં ઉપયોગી થઇ પડતો નથી. એટલે ઉચ્ચ શિક્ષણનો જગાએ ભોગ આપ્યા સિવાય એ પોતાના કામને લાયક બને છે; અને પતિ અને પિતા થવું એ તો જાણે એને કુદરતે જ શીખવી મૂક્યું છે એમ માની લેવામાં આવે છે.

તે છતાં આપણે એમ આગ્રહ રાખીએ છીએ કે સ્ત્રીએ તો આદિથી અંત સુધી ગૃહિણી અને માતાનું જીવન એ જ લક્ષ્ય રાખીને શિક્ષણ લેવું. સાહિત્ય, ફિલસૂફી, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર એવા કોઇ વિષયો તરફ એણે આસક્તિ રાખવી નહિ.

હવેના જમાનામાં ગૃહકાર્ય અને બાળઉછેર પદ્ધતિસરનાં કરવાનાં છે, માટે તેનું શિક્ષણ પણ નિષ્ણાતોના હાથ નીચે પદ્ધતિસરનું લેવું જોઈએ એમ પણ માનવામાં આવે છે. પણ એ વિષયોનું શિક્ષણ શું એટલું બધું અટપટું છે કે એની પાછળ કન્યાએ પોતાના વિદ્યાર્થીજીવનના શ્રેષ્ઠ વરસો આપી દેવાં પડે ? છ મહિના કે બહુ તો વરસેકના અભ્યાસથી એ ખુશીથી શીખી શકાય. ગૃહિણી અને માતા બન્નેના ધર્મ એવા છે કે પુસ્તક કે પ્રયોગશાળા મારફત મેળવેલું જ્ઞાન માત્ર દોરવણી આપી શકે. એમાં નિષ્ણાત તો પ્રત્યક્ષ અનુભવથી જ થઇ શકાય. વળી માતા જો કુશળ અને સંસ્કારી હોય તો ઘરમાં પણ પુત્રીને પ્રત્યક્ષ જ્ઞાન ઘણું મળી શકે છે.

અલબત્ત જેમને ખાસ શોખ હોય તે કન્યાઓ ગૃહવિજ્ઞાન પાછળ અભ્યાસનાં ઘણાં વરસ ગાળી શકે છે. એ માટે એમને સગવડ પણ હોવી જોઈએ; પણ બધી જ કન્યાઓએ આ સિવાય બીજું કોઇ શિક્ષણ જ ન લેવું જોઇએ એમ કહેવાનો કોઇને અધિકાર નથી.

અત્યારે શાળાઓમાં અને વિદ્યાપીઠોમાં જે શિક્ષણ અપાય છે તેમાં

સુધારાને અવકાશ નથી એમ કહેવાની મતલબ નથી જ. વિદ્યા એ જડ ચોકઠામાં બેસાડેલી વસ્તુ નથી. એ નિત્ય નિરંતર વિકાસ પામે છે અને એને આપવાની પદ્ધતિ પણ બદલાતા જતા સંજોગો અને વિચારો મુજબ બદલાતી રહે છે. એટલે સો વરસ ઉપર શરૂ થયેલો શિક્ષણક્રમ આજે એના અસલ સ્વરૂપમાં કાયમ રાખવો જોઈએ એવો આગ્રહ રાખવામાં આવે તો તે સંકુચિત મનોદશાનું લક્ષણ ગણાય.

સાથે સાથે કહેવું જોઈએ કે ચાલુ પદ્ધતિને વખોડવાથી, એને 'કારકુનીનું ભણતર' કહી લોકોમાં પ્રતિષ્ઠા મેળવવાની લાલસા રાખ્યાથી કશો અર્થ સરતો નથી. જો એ પદ્ધતિમાં નક્કર સુધારા સૂચવી શકાય તો જ એની ટીકા કરવાનો આપણને હક રહે છે. જ્યાં જ્યાં નવા અખતરા થયા છે ત્યાં એમને સફળતા ભાગ્યે જ મળી દેખાય છે. કેટલેક સ્થળે જૂની પદ્ધતિનાં સસ્તાં અનુકરણ થયાં છે. 'લેસન'ને 'સ્વાધ્યાય' નામ આપવાથી એનું સ્વરૂપ બદલાયું નથી કોઈ સ્થળે અમુક ક્ષેત્ર ઉપર જ ભાર દેવાથી વિદ્યાર્થીઓની સંકુચિત મનોવૃત્તિ થઈ ગઈ છે અને કેટલેક સ્થળે દંભને પણ ઉત્તેજન અપાયું છે. અને જૂની રૂઢ થયેલી પદ્ધતિએ ચાલતી સંસ્થાઓ તરફ જ હજી બહુ મોટી — છોકરાઓ અને છોકરીઓની સંખ્યાનું — આકર્ષણ રહેલું છે એ હકીકત નક્કર છે અને એને અવગણી શકાય નહિ.

જે આજે ઊંચું શિક્ષણ ગણાય છે તે મોટે ભાગે ગોખણપટ્ટીથી મળે છે, એટલે એનાથી બુદ્ધિનો માત્ર એકતરફી વિકાસ થાય છે એમ કહેવામાં આવે છે. આ ખરું હશે; પણ એને માટે એ શિક્ષણનો ક્રમ ગોઠવનારા દોષપાત્ર છે અને એથી વિશેષ દોષપાત્ર પરીક્ષકો છે. વિદ્યાર્થીને શું નથી આવડતું, કેમ કરી એને ગૂંચવી નાખવો, એની આવડતના ઉત્સાહને મારી નાખવો, એ સર્વ ઉપર નજર રાખી પરીક્ષકો સવાલપત્રો કાઢે છે. વિદ્યાર્થીની સ્વયં વિચારણાશક્તિને ઉત્તેજન આપવાનો અવકાશ

શિક્ષણમાં કે પરીક્ષામાં રહેતો નથી. આને લઈ ગોખણપટ્ટીનો આશ્રય લઈ વિદ્યાર્થીઓ જોઈતા ગુણાંક મેળવી પાસ થાય છે — છોકરાઓ અને છોકરીઓ બધાં જ.

આ સાચી હકીકત હોવા છતાં આપણે એ પણ યાદ રાખવાનું છે કે આજે આપણા દેશના જે નેતાઓ, મંત્રીઓ, કાર્યકરો છે તેમાનો મોટો ભાગ યુનિવર્સિટીનું શિક્ષણ પામેલો છે. મહાત્માજીની લડતોમાં ભણેલા વર્ગે અને વિદ્યાર્થીઓએ જ મોટે ભાગે સાથ આપ્યો હતો અને કારાવાસ વેઠ્યા હતા. એટલે ઊંચું શિક્ષણ માત્ર ગોખણિયા અને કારકુનો જ બનાવે છે એમ કહેવું સદંતર ખોટું છે. એ શિક્ષણ લીધેલો વર્ગ જ આજે દેશમાં સર્વ કામમાં મોખરે છે.

શિક્ષણ એવું હોવું જોઈએ કે જેથી વિદ્યાર્થીની બુદ્ધિને સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ પડે. તે ઉપરાંત અંધશ્રદ્ધા અને વહેમમાંથી એને બહાર કાઢે. આપણે એમ જરૂર ઇચ્છીએ કે શિક્ષિત મનુષ્યનું નૈતિક ધોરણ અશિક્ષિત કરતાં ઊંચું હોય. પુરુષ કે સ્ત્રી શિક્ષિત છે એટલે એ નિઃસ્વાર્થી, ઉદાર, પ્રામાણિક હશે જ એવી આશા રાખવાનો સમાજને હક છે. પણ એક વાત ભૂલવી ન જોઈએ કે માણસના ઘડતરમાં શાળાપાઠશાળાના શિક્ષણ ઉપરાંત અનેક હકીકતો ભાગ ભજવે છે. વંશજ સંસ્કારો, માબાપનું વર્તન, આર્થિક સ્થિતિ, સામાજિક પદવી — એ બધા જ સંજોગો ઉન્નત માર્ગે જવા પ્રેરે એવા હોય તો શિક્ષણ એમાં સહાયતા કરે છે. એ બધાની ઉપરવટ થઈને શિક્ષણ એકલું જ મનુષ્યનું ઘડતર કરે એવું ભાગ્યે જ બને. સર્વ પ્રકારની પ્રતિકૂળ પરિસ્થિતિની સામે હિંમતભેર લડત ચલાવી ઊંચું શિક્ષણ લેનારા આપણા દેશમાં ઘણા માણસો છે — કેટલીક સ્ત્રીઓ પણ છે. એમના સંજોગોએ એમના ઘડતરમાં જુદા પ્રકારનો ભાગ ભજવ્યો. એમને દબાવી દેવાને બદલે કઠણ વસ્તુસ્થિતિએ એમને કઠણ બનાવ્યાં, નિશ્ચયાત્મક બળ આપ્યું અને વિદ્યા મેળવવાનું લક્ષ્ય પાર પાડી આપ્યું. કેટલીક વખત એવું પણ

જોવામાં આવે છે કે એ લક્ષ્ય પાર પડતાં એવી વ્યક્તિઓના ચારિત્ર્યમાં બીજા કોઈ ઉન્નત ગુણો જોવામાં આવતા નથી. પોતે વેઠેલી વિપત્તિઓને લીધે એમને સમસ્ત સમાજ તરફ કડવાશની લાગણી થઈ ગઈ હોય છે. અથવા કોઈ વાર પોતાના સફળ શ્રમ માટે ગર્વ પણ આવે છે. એટલે વિદ્યાર્થી જે વિનય કેળવાવો જોઈએ તેનો અભાવ દેખાય છે.

શિક્ષણની બાબતમાં એક અત્યંત અગત્યનો વિષય સહશિક્ષણનો છે. સામાન્ય રીતે મત એવો દેખાય છે કે પ્રાથમિક શિક્ષણ જ્યારે છોકરાઓ અને છોકરીઓ કેવળ નિર્દોષ વૃત્તિનાં હોય ત્યારે એમની જુદી શાળાઓ રાખવી એ ખરચ અને મહેનતનો વ્યય છે. તે વખતે શીખવાના વિષયો પણ બહુ જ સામાન્ય પ્રકારના હોઈ છોકરીઓ અને છોકરાઓને સરખા જ ઉપયોગી હોય છે. એટલે આ તબક્કે સહશિક્ષણમાં વાંધો નથી એમ ઘણાખરાની માન્યતા છે.

એથી આગળ વધી કેટલાક એમ પણ માને છે કે આ તબક્કે સહશિક્ષણ વાંધા વિનાનું નહિ પણ ખાસ આવશ્યક છે. કારણ કે ઘરમાં આ ઉંમરે ભાઈબહેનો અને પડોશી કે સગાંસંબંધીનાં છોકરાં સૌ સાથે રમે છે. એટલે જુદી શાળામાં મોકલવાથી નાહક ભિન્નતાની ભાવના ઊભી થાય છે, અને નાની ઉંમરમાં જાતીય ચેતના (sex-consciousness) ઉત્પન્ન થાય છે. આ સાબિત કરવા માટે શિક્ષણસંસ્થાઓના અને તેમાંથી બહાર પડેલાં વિદ્યાર્થીઓનાં માનસના સૂક્ષ્મ અભ્યાસની જરૂર છે અને તે કરવાની લાયકાત આપણામાંથી દરેકમાં હોતી નથી. પણ હવે લગભગ સર્વત્ર પ્રાથમિક શિક્ષણ માટે છોકરાછોકરીઓની ભેગી શાળાઓ હોય છે અને તેનાં ખાસ અનિષ્ટ પરિણામ જણાયાં નથી.

પ્રાથમિક પછી માધ્યમિક શિક્ષણ આવે છે. આ વખતે વિદ્યાર્થીઓની ઉંમર બારથી સોળ વરસની હોય છે. આ ઉંમર બહુ સંભાળી લેવાની હોઈ તે વખતે સહશિક્ષણ ઇષ્ટ નથી એમ આપણામાંનો મોટો

ભાગ માને છે. આ ઉંમરે બાળકોમા જાતીય વિષયોમાં કુતૂહલવૃત્તિ જાગ્રત થાય છે એ તો નિર્વિવાદ છે, પણ તે એમને જુદાં પાડવાથી પોષાય છે કે ભેગાં કરવાથી એ નિષ્ણાતોએ નક્કી કરવાનું છે. શહેરોમાં અનેક શાળાઓમાં સહશિક્ષણ અપાય છે અને એવી શાળાઓનાં વિદ્યાર્થીઓ શિથિલ ચારિત્ર્યના જ નીકળે છે અથવા જુદી જુદી શાળાઓમાં ભણતા છોકરાછોકરીઓ કરતા બહુ વધારે ઉચ્ચ ચારિત્ર્યનાં બને છે, એ બેમાથી એકે સાબિત કરી શકાય એમ નથી.

જેઓ આ ઉંમરના સહશિક્ષણની તરફેણમા હોય છે તેઓ તો ચોક્કસ માને છે કે પ્રાથમિક શિક્ષણ ભેગું આપવુ, માધ્યમિકમાં છોકરા છોકરીઓને જુદાં કરવાં, અને પાછા ઉચ્ચ શિક્ષણમા ભેગા કરવા એ પદ્ધતિથી તો આપણે બાળકોમાં જાતીય કુતૂહલ વૃત્તિ ઉશ્કેરીએ છીએ અને રોજ રોજ સાથે રહી ભણવાથી એ વૃત્તિ શાન્ત થાય છે.

બાળકોમાં જાતીય વૃત્તિ જાગ્રત થતી જતી હોય તેને સંભાળી લેવાની આવડત દરેક શાળાના દરેક શિક્ષકમા હોય જ એમ આપણાથી માની લેવાય નહિ જ. મુખ્ય શિક્ષકમા એવી આવડત હોય અને એ તકેદારી રાખી કામ લે એમ આપણે આશા રાખીએ; પણ દરેક સ્થળે તેવું પણ નથી હોતું; પણ તેઓ અનુભવથી ઘડાઈ કામ લેતા શીખે છે એમ સંતોષ માની શકાય. તેમ સહશિક્ષણની શાળાઓમા અનિષ્ટ બનાવોના ખાસ ધ્યાન ખેંચે તેવી સંખ્યામાં દાખલા પણ નથી બનતા. કદાચ જૂજ સંખ્યામાં બનતા હોય તેનો આરોપ શાળાને માથે ન મૂકી શકાય. અનિષ્ટ બનાવો તો પાડોશમા રહેતાં કન્યા કુમારોમા કે મોટાં કુટુંબોમાં પણ કવચિત્ બને છે.

આપણા મુંબાઈ રાજ્યમાં ઉચ્ચ શિક્ષણમાં તો પહેલેથી જ સહશિક્ષણની પ્રથા ચાલુ છે. કન્યાઓની જુદી કૉલેજ તો આખા રાજ્યમાં ભાગ્યે જ એકાદ બે છે. અલબત્ત સ્ત્રીઓની આખી જુદી યુનિવર્સિટી

છે; પણ તે વિચાર ત્રીસપાંત્રીસ વર્ષથી ઉત્પન્ન થયો છે. જ્યારે મુંબાઈ યુનિવર્સિટીને તો સો વર્ષ થયાં અને સ્ત્રીઓ માટેની યુનિવર્સિટી કરતાં મુંબઈ યુનિવર્સિટી તરફ જ કન્યાઓનું આકર્ષણ બહુ વધારે રહ્યું છે એ તો બંનેમાં ભણતી સંખ્યા ઉપરથી તરત દેખાઈ આવે છે.

કૉલેજમાં ભણતાં છોકરાછોકરીઓ પ્રેમમાં પડ્યાં ને પરણીને પસ્તાયાં એવી વાર્તાઓનો ગુજરાતી સાહિત્યમાં પાર નથી. પણ વાસ્તવિક રીતે આવું કેટલા દાખલામાં બને છે તે જોવા કોઈ બેસતું નથી. કૉલેજનાં વરસોમાં કન્યાઓ અને કુમારોની ઉમ્મર એવી હોય છે કે તેઓ ઊર્મિપ્રધાન હોય છે. સ્ત્રીપુરુષોમાં અન્યોન્ય માટે રહેલું કુદરતી આકર્ષણ આ વખતે જોર કરે છે. વળી ઘણાંખરાં કુટુંબોમાં પણ આ સમયે એમને પરણાવવાની વાતો જોરશોરથી ચાલે છે. એટલે એમનામાં લગ્નની ઇચ્છા જાગ્રત થાય છે. ઘણા દાખલામાં એ આકર્ષણ ક્ષીણના ઊભરા જેવું હોય છે અને વખત જતાં શમી જાય છે. મહારાષ્ટ્રના પ્રખ્યાત લેખક શ્રી ખાંડેકર પોતાના પુસ્તક 'પહેલી પ્રીત'ની પ્રસ્તાવનામાં કહે છે તેમ કન્યાઓ અને કુમારોને પરસ્પર આકર્ષણ થવાથી માબાપોએ ગભરાઈ જવાનું પણ નથી તેમ એ 'પ્રેમ'માં નિરાશા મળે તો વિદ્યાર્થીએ આપઘાત કરવા જેવું પણ નથી; કારણ કેટલાએ દાખલામાં એ 'પ્રેમ'માં સફળતા ન મળે છતાં પછી યોગ્ય પાત્ર સાથે લગ્ન થવાથી સુખી જીવન જીવતાં સ્ત્રીપુરુષો દેખાય છે. કૉલેજનાં વિદ્યાર્થીઓ મોહમાં ફસાઈ ઉતાવળમાં લગ્ન કરે છે અને પછી દુઃખી થાય છે એવી વાતો કરવાનો અથવા સાહિત્યમાં એવી કથાઓ લખવાનો કાંઈ અર્થ નથી. ખૂબ દીર્ઘ દૃષ્ટિવાળાં ગણાતાં, દુનિયાના અનુભવથી રીઢાં થયેલાં મનાતાં વડીલો પણ પોતાનાં સંતાનોનાં લગ્ન કરવામાં કુળના, પૈસાના, પોતાની પ્રતિષ્ઠા જાળવવાના એવા અનેક પ્રકારના મોહમાં ફસાય છે અને સંતાનોને દુઃખી કરે છે. પછી અલબત્ત એ દુઃખનો દોષ તેઓ સહેલાઇથી પ્રારબ્ધ ઉપર કે સંતાનોનાં પૂર્વજન્મની કરણી ઉપર ઢોળે છે.

આ ઉપરથી ભાગાભાગીના લગ્નની તરફેણ કરવાનો હેતુ નથી. આ વિશે લગ્નસંબંધી પ્રકરણમાં વિશેષ વિવેચન કરીશ, પણ એટલું તો અત્રે કહી દેવું જોઈએ કે વિદ્યાર્થી અવસ્થામાં સંતાનોને માબાપ પરણાવી દે તે એક ગંભીર ભૂલ છે. તેવી જ ગંભીર ભૂલ એ અવસ્થામાં જાતે પસંદ કરી ઉતાવળમાં પરણી જવું તે પણ છે. આપણો એક પ્રાચીન આદર્શ પચીસ વર્ષની ઉંમર સુધી વિદ્યાર્થી રહી એ અવસ્થામાં બ્રહ્મચર્ય પાળવાનો હતો તે બહુ જ સુયોગ્ય હતો. અલબત્ત આ બંધન એ જમાનામાં પુરુષ માટે હતું, કારણ કન્યાઓના શિક્ષણનો કોઈ પ્રબંધ નહોતો. પચીસ વર્ષના પુરુષે સોળ વર્ષની કન્યા સાથે લગ્ન કરવું એમ આપણાં શાસ્ત્રોમાં લખ્યું છે. પણ હવે જ્યારે કન્યાઓ વીસ બાવીસ વર્ષની ઉંમર સુધી શિક્ષણ લે છે તો એમણે પણ શિક્ષણ દરમ્યાન લગ્ન ન કરવાનો નિયમ દૃઢતાથી પાળવો જોઈએ અને એમના વડીલોએ પણ એ નિયમ પાળવામાં વિઘ્ન ન નાખતાં સહાયતા કરવી જોઈએ. પાશ્ચાત્ય સ્વાતંત્ર્યના વિચારોથી ભરેલું શિક્ષણ અને તે પણ યુવાન વિદ્યાર્થીઓ સાથે પોતાની કન્યાને લેવાની છૂટ આપનાર માબાપે એટલું તો સમજવું જ જોઈએ કે એવા વાતાવરણમાં એ લગ્નની બાબતમાં પોતે પસંદગી કરવાનો આગ્રહ રાખે જ અને એ પસંદગી માબાપને માન્ય સાંકડા વર્તુલમાં ન હોય તો એમાં આભ તૂટી પડ્યું એમ સમજવાનું નથી.

દેશના બંધારણે સ્ત્રીને સમાન હક્ક આપ્યા છે અને તેનો ઉપયોગ કરવાનો સ્ત્રીને હક્ક છે. વળી દેશને પણ ડાક્તર, નર્સ, શિક્ષક એ સર્વ કામોમાં સ્ત્રીઓની ખાસ જરૂર છે. ધંધો અને ગૃહસ્થાશ્રમ સાથે ચલાવી શકાય કે નહિ તે પણ પ્રશ્ન વિચારવાનો છે. તે વિષે પત્નીને લગતા પ્રકરણમાં ચર્ચા કરીશું, પણ ધંધાદારી શિક્ષણ કન્યાઓએ લેવું કે નહિ તે હવે વિવાદગ્રસ્ત પ્રશ્ન ન ગણાવો જોઈએ.

આવું ધંધાદારી શિક્ષણ લેનારે તો એનો પૂરો ઉપયોગ કરવાની

આશા અને ઇચ્છા સાથે જ એ લેવું જોઈએ. માત્ર ફૅશન ખાતર અથવા બધાથી જુદાં થઈ આગળ આવવાની આકાંક્ષાથી એ લેવાય તે ઇષ્ટ નથી.

કન્યાઓના દરેક પ્રકારના – શિક્ષણના ક્રમ અને એ સંબંધી બીજા પ્રશ્નો ઉપર અભિપ્રાય આપવાનું કામ નિષ્ણાતોનું છે. દરેક માણસ એ ઉપર પોતાનો મત દર્શાવી એના ઉપર છેવટની મહોર મારી દે એવી હાલની પ્રચલિત પ્રથા શિક્ષણને કે સમાજને કોઈ પ્રકારની સહાયતા કરી શકતી નથી.

એક વાત તો નક્કી છે – અભણપણું એ જ આર્યત્વનું પ્રતીક છે એ માન્યતા ભૂંસી જ નાખવી પડશે. જમાનો બુદ્ધિવિકાસનો છે. સ્ત્રી મૃદુ છે, હૃદયપ્રધાન છે એમ કહી એના લાગણીવેડાને ઉત્તેજન આપ્યા કરવું એ યોગ્ય નથી. એવી માન્યતાઓએ એને નિર્બળ અને પરાવલંબી બનાવી છે. દરેક વ્યક્તિએ હવે તો પોતાના બળ ઉપર ઝૂઝી, જિંદગીની અનેકાનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડશે.

વળી વાર્તાઓ, સિનેમાઓ ભલે ભણેલી પત્નીને ઉતારી પાડી અભણને બિરદાવે. પણ સાચો સંસ્કારી પુરુષ માત્ર ચૂલો ફૂંકનારી કે છોકરાં ઉત્પન્ન કરનારી સ્ત્રીની અપેક્ષા રાખતો નથી. જીવનની ગૂંચો ઉકેલવામાં મદદ કરે, બાળકોને ઉછેરવામાં માત્ર પોપલાઈ નહિ પણ સુશિક્ષણ વાપરે, આખા કુટુંબના ઘડતરમાં પોતાનો ફાળો આપી પતિનો ભાર ઓછો કરે એવી સ્ત્રી એ વાંછે છે અને ભણેલી સ્ત્રી જ એ સર્વ કર્તવ્યો યોગ્ય રીતે બજાવશે.

અભણ સ્ત્રીઓએ મોટાં પચાસ સાઠ માણસનાં કુટુંબોનાં નાવ કુશળતાથી ચલાવ્યાં છે એમ દલીલ કરવામાં આવે છે. પણ એ જમાનામાં કુટુંબના મુખ્ય પદે રહેલી સ્ત્રીનું ખાસ કર્તવ્ય જૂના ધરેડ પ્રમાણે વ્યવહારની આવડત એ હતું. એમાં અનુભવની જરૂર હતી, વિદ્યાની નહિ. વળી એ કુટુંબો સર્વસત્તાધારી વડીલ ( Dictator )ના

હાથ નીચે ચાલતાં હતાં અને વ્યક્તિત્વને એમાં સ્થાન નહોતું. આર્થિક જવાબદારી માત્ર પુરુષોને માથે જ હતી અને સ્ત્રીનો એની ગૂંચો ઉકેલવામાં હાથ નહોતો. બાળકોના શિક્ષણ માટે સ્ત્રીને કશો વિચાર કરવાનો જ નહોતો. હવે જમાનો જ્યારે બુદ્ધિપૂર્વક ફરજો અદા કરવાનો આવ્યો છે તો એ ફરજો બુદ્ધિપૂર્વક અદા કરી શકે એવું શિક્ષણ સ્ત્રીને મળવું જ જોઈએ.

આજથી સિત્તેર વરસ ઉપર સ્વ. શ્રી ગોવર્ધનરામે એમની ગુણસુંદરીને એવું વિચારતી કલ્પી છે કે પોતાને અભણ અવસ્થામાં ગૃહસંસાર માંડવો પડ્યો અને પરણ્યા પછી જોઈએ તેવું શિક્ષણ લઈ શકાયું નહિ તેનો અસંતોષ રહી ગયો, માટે પુત્રીઓને વિદ્યાનું ભથ્થું બંધાવીને સંસારમાં મોકલવી. આ શબ્દ 'ભથ્થું' એ શિક્ષણની અત્યંત યોગ્ય વ્યાખ્યા છે. *જીવનપંથમાં એ ભથ્થું બાંધ્યા વગર ચાલવાનું નથી એ દરેક કન્યાનાં માબાપ યાદ રાખે.*

## ૮

# લગ્ન

ઇંગ્લંડનો વિશ્વખ્યાત લેખક અને મહાન તત્ત્વચિંતક બર્નાર્ડ શૉ લખે છે કે, "લગ્નના વિષય સંબંધમાં જેટલું અર્થ વગરનું પણ નુકસાનકારી વિચારાય છે અને બોલાય છે તેટલું બીજા કોઈ વિષયમાં હોતું નથી."

આ કટાક્ષમય લેખકના અભિપ્રાયમાં ઘણું સત્ય રહેલું છે. તદ્દન સામાન્ય બુદ્ધિનાં સ્ત્રી-પુરુષો, જેમણે આ વિષયનો કશો અભ્યાસ કર્યો નથી હોતો તેઓ પણ લગ્નની "પવિત્રતા," "આદર્શ," "ધાર્મિકતા" ઉપર લાંબાં ભાષણો લખી અને બોલી શકે છે! આ પ્રકારના લોકો કવિ ન્હાનાલાલનું સૂત્ર "પરણવું એટલે પ્રભુતામાં પગલાં પાડવાં" એનો ખૂબ ઉપયોગ કરે છે; જો કે એનો અર્થ તેઓ સમજતાં નથી. આમે એનો અર્થ સંદિગ્ધ તો છે જ, અને સ્વ. શ્રી મેઘાણીએ એક વખત લખ્યું હતું તેમ, જ્યાં કન્યાનાં માબાપ પ્રથમની કબૂલાત કરતાં વધારે પૈસા ન મળે તો કન્યાદાન દેવાની ના કહી છેલ્લી ઘડીએ માંડવામાં લગ્ન અટકાવીને બેઠાં હોય ત્યાં પણ પ્રવેશદ્વાર ઉપર "પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં" એવું પાટિયું મારેલું દેખાશે!

સર ટી. સ્ટ્રેંજ કહે છે કે હિંદુઓમાં લગ્નને જેટલું મહત્ત્વ અપાય છે તેટલું બીજી કોઈ જાતિમાં અપાતું નથી. પણ આ મહત્વનું કારણ હિંદુઓ લગ્નને પવિત્ર ધાર્મિક બંધન માને છે તે નહિ, પણ મહાત્મા ગાંધીજી પોતાના બાળવિવાહ વિષે ઉલ્લેખ કરતાં લખે છે તેમ – "હિંદુ સંસારમાં વિવાહ જેવી તેવી વસ્તુ નથી. વરકન્યાનાં માબાપો વિવાહની પાછળ ખુવાર થાય છે, ધન લૂંટાવે છે, અને વખત લૂંટાવે છે; કંઈ

મહિનાઓ અગાઉથી તૈયારીઓ થાય. કપડાં બને, દાગીના બને, નાતો જમાડવાના અડસટ્ટા નીકળે, ભોજનની વાનગીઓની હરીફાઈ થાય, બૈરાંઓ સૂર હોય કે ન હોય તોપણ ગાણાં ગાઈ ગાઈ પોતાના સાદ ખોખરા કરી મૂકે, માંદાં પણ પડે, પાડોશીની શાંતિમાં ભંગાણ પાડે. પાડોશી બિચારા પોતે પણ પોતાને ત્યાં અવસર આવે ત્યારે એવું જ કરવાના હોય એટલે ઘોંઘાટ, એઠવાડ, બીજી ગંદકીઓ બધું ઉદાસીન ભાવે સહન કરે."

આપણા લગ્નસમારંભનું આના કરતાં બીજું વધારે તાદૃશ્ય ચિત્ર મળવું મુશ્કેલ છે અને મહાત્માજીએ તો પોણોસો વર્ષ ઉપર થયેલાં પોતાનાં લગ્ન ઉપરથી ઊપજેલા વિચારો દર્શાવ્યા છે; પણ આજે એમાં ખાસ ફેર પડ્યો છે ખરો ? જૂની રૂઢિઓમાં નવા રિવાજ ઉમેરાયા છે અને લગ્ન એ અતિશય ખર્ચાળ વસ્તુ બની ગઈ છે.

આપણો વિષય લગ્નનું બાહ્ય સ્વરૂપ નથી. પરિણીત જીવનથી સ્ત્રીની પદવી ઉપર થતી અસર વિષે જ વિચાર કરીશું.

લગ્નની વખતે વરકન્યાનો હસ્તમેળાપ એ સૌથી મુખ્ય વિધિ છે. આ વિધિનો અર્થ શો છે ? ડૉ. વેસ્ટરમાર્કના અભિપ્રાય મુજબ એ વિધિના "ઘણા અર્થ થઈ શકે. રોમના પ્રાચીન dextrum junctis મુજબ કન્યા લગ્ન પછી વરના હાથ નીચે આવી ગણાતી અથવા એના હાથમાં સોંપી એમ ગણવામાં આવતું. પુરાતન કાળથી હાથોહાથ મેળવવો તે બે મનુષ્યો વચ્ચે કોઈ પ્રકારનો કોલ અપાયાની બાહ્ય નિશાની છે. × × પરંતુ એક વાત તો દેખીતી જ છે કે હાથ મેળવવાની ક્રિયા હંમેશાં નહિ તો ઘણે ભાગે ઐક્યનું લક્ષણસૂચક ચિહ્ન છે. પોલેંડ, બલ્ગેરિયા અને પોર્ટુગલ વ. યુરોપના દેશોમાં તેમજ હિંદુસ્તાનના કેટલાક ભાગમાં પરણતા જોડાના હાથ મેળવવા ઉપરાંત એકબીજા સાથે બાંધી દેવામાં આવે છે." *

---

* ડૉ. વેસ્ટર માર્ક કૃત A Short History of Marriage, પૃ. ૧૮૩

વિલિયમ ટેગ નામનો લેખક લખે છે, "હાથમાં હાથ મેળવવો એ સ્વાભાવિક રીતે જ મૈત્રી થયાનું કે કોલ અપાયાનું સૂચક ચિહ્ન છે; અને જમણો હાથ માણસની સાચી નિષ્ઠાનો સાક્ષી ગણાતો. કોઈ પણ જાતનો કોલ આપતી વખતે સામસામા જમણા હાથ મેળવવામાં આવે છે, તો લગ્નનો ગંભીર કોલ આપતી વખતે હાથ મેળવવામાં આવે એમાં નવાઈ નથી. આથી જ જ્યુ, ખ્રિસ્તી અને બીજા સર્વ ધર્મની પ્રજાઓ યુગોથી આ આચાર પાળતી આવી છે." *

સ્ત્રીપુરુષના લગ્નમાં સહચારને દરેક સંસ્કારી પ્રજાએ મુખ્ય માન્યો છે, અને તેને માટે જરૂરી છે બન્નેનું ઐક્ય. હાથ મેળવવાની ક્રિયા એ આ બન્નેની સૂચક છે. મિત્રો સામસામા મળે તો જમણો હાથ મિલાવે, એ રિવાજ આપણે પશ્ચિમમાંથી લીધો છે; પણ વચન આપતી વખતે હાથ પકડવાનો રિવાજ તો આપણે ત્યાં પણ બહુ જૂનો છે. વળી ગૃહ્યસૂત્રોમાં આપેલા વિધિ મુજબ જે સપ્તપદીની ક્રિયા થાય છે તે મૈત્રીસૂચક હોઈ શકે, કારણ કોઈની પણ સાથે સાત પગલાં ચાલ્યાં એટલે મૈત્રી થઈ ગણાય એવી પ્રાચીન માન્યતા હતી. જો કે આપણી સપ્તપદીની ક્રિયામાં વર-કન્યા સાથે સાત પગલાં ચાલતાં નથી; પણ કન્યાનો પગ પકડીને વર એને પગલાં ભરાવે છે. સામાન્ય રીતે લોકો ધારે છે તેમ અગ્નિની આસપાસ કરાતા મંગળફેરા એ સપ્તપદી નથી; અને ડાંગરની સાત ઢગલી કરી એના ઉપર કન્યાના પગના અંગૂઠાને વર સ્પર્શ કરાવે એ ખરો સપ્તપદીનો વિધિ બહુ જૂજ દાખલામાં પાળવામાં આવે છે અને વેદોમાં એનું નામનિશાન પણ નથી. ઋગ્વેદમાં તો અગ્નિની પ્રદક્ષિણા વિષે પણ લખ્યું નથી. માત્ર અથર્વવેદમાં બીજા વિવાહમંત્રમાં લખ્યું છે કે વરને ઘેર ગયા પછી એના ઘરના અગ્નિની વરકન્યાએ પ્રદક્ષિણા કરવી; એટલે લગ્નવિધિ માટે ખાસ સળગાવેલા

* વિલિયમ ટેગકૃત The Knot Tied, Marriage Ceremonies of All Nations, પૃ. ૨૩-૨૪

અગ્નિની નહિ. આ ઉલ્લેખ કરવાનું કારણ એ જ છે કે સામાન્ય રીતે માનવામાં આવે છે તેમ આપણો વિવાહવિધિ વેદના વારાથી ચાલ્યો આવતો નથી.

આર્યો કે કોઈ પણ પ્રજા જ્યારે ટોળાંઓ રૂપે જુદે જુદે સ્થળે ભટકતી હતી ત્યારે સ્ત્રીઓની સ્થિતિ બિલકુલ સલામત નહોતી. ફળદ્રૂપ જમીનની કે ઢોરની માલિકી માટે જ્યારે ટોળાંઓ લડાઈ કરતી ત્યારે દુશ્મનોની સ્ત્રીઓને ઉપાડી જવી એ એક બહુ મોટું પરાક્રમ ગણાતું. સ્ત્રી પણ એક પ્રકારની મિલકત જ ગણાતી. આવો સમય કાંઈ થોડા વર્ષનો નહોતો—સેંકડો વર્ષનો હતો. એટલે પુરુષે પોતાના હાથના જોરથી સ્ત્રીને દાસી બનાવી. સ્ત્રીજાતિ ઉપર જાતજાતના અંકુશો લાદવામાં આવ્યા.

યહૂદી ધર્મ અને તેમાંથી નીકળેલા ખ્રિસ્તી ધર્મમાં, મુસલમાન ધર્મમાં—બધે જ સ્ત્રીને ઊતરતી પદવી આપવામાં આવી છે.

અરબસ્તાન, ગ્રીસ, રોમ, ઇરાન, એસિરિયા, બેબીલોન અને બીજા અનેક દેશોમાં સગાંસંબંધીમાં કે મિત્રમંડળમાં પત્નીને આનંદના ઉપભોગના સાધન તરીકે, પ્રજોત્પત્તિ માટે અથવા પૈસા મેળવવા ખાતર મોકલવાનો રિવાજ પ્રાચીન કાળમાં પ્રચલિત હતો. સોક્રેટીસ જેવા વિદ્વાન સાધુ પુરુષે પોતાની પત્નીને અંગ ઉધાર આપ્યાનું કહેવાય છે.

આપણા દેશમાં આવો રિવાજ પ્રચલિત ન હતો, પણ ગાલવ ઋષિની કથા જેવા પ્રસંગ ઉપરથી જણાય છે કે અમુક ધ્યેય પ્રાપ્ત કરવા માટે પત્ની પરપુરુષને થોડા સમય માટે આપવાના દાખલા બનતા. વિશ્વામિત્ર ઋષિને આઠસો શ્યામકર્ણ ઘોડા લાવી આપવાનું વચન મૂર્ખાઈમાં આપી દઈ પછી એની પ્રાપ્તિ માટે જુદા જુદા પુરુષોને પોતાની પત્ની ગાલવ ધીરતો હતો એમ આ કથા વર્ણવે છે. 'વચન' પાળવા માટે ગમે તેવો ભ્રષ્ટ ઉપાય પણ લઈ શકાય અને સ્ત્રીના શીલની કિંમત

ન રહે એ તે કેવા પ્રકારની નીતિ? તે છતાં એકંદરે લગ્નનો આદર્શ આપણે ત્યાં ઊંચો હતો. પણ એ આદર્શ અનુસાર વર્તન થાય છે ખરું? કોઈ વખતે પણ થતું ખરું? આપણે પહેલાં જોઈ ગયાં તેમ સમાજમાં રત્નરૂપ ગણાય એવી સતીઓ – સીતા, દ્રૌપદી, તારામતી, દમયંતીની કેવી દશા થઈ હતી?

દ્રૌપદીનો જ દાખલો જરા વિગતથી તપાસીએ. એકલો અર્જુન જ એને પરણીને લાવ્યો હતો; પણ પાંડવોએ કહ્યું "મા, અમે કાંઈ લાવ્યા છીએ." ત્યારે કુંતા માતાએ અજાણપણે કહ્યું "તમે પાંચે ભાઈઓ સરખે ભાગે વહેંચી લો," અને માતાની આજ્ઞા પાળવા ખાતર દ્રૌપદીને પાંચે ભાઈઓની પત્ની બનવું પડ્યું. એને માટે જુદા જુદા લગ્નવિધિ કર્યાનું પણ જાણવામાં નથી. આજના કળિયુગમાં જેને આપણે અતિશય શરમજનક, સ્ત્રીના શીલને અત્યંત અપમાનજનક ગણીએ એવી સ્થિતિમાં દ્રૌપદીને જીવનપર્યંત ગુજારવું પડ્યું, કારણ માતાની ગમે તેવી આજ્ઞા પુત્રોએ શિરસાવંદ્ય ગણવી જોઈએ! એક સ્ત્રીના શીલ કરતાં માતાએ અજાણપણે ઉચ્ચારેલાં વચનો વધારે કીમતી ગણાય? વળી દ્રૌપદીને હોડમાં મૂકી ધર્મરાજા જુગાર રમ્યા એ પણ શું બતાવે છે? એ જ કે એ જમાનામાં સ્ત્રી એ પતિની એક જંગમ મિલકત હતી – એટલી હદ સુધીની મિલકત કે એને કબજે કર્યા પછી નવો માલિક ભરી સભામાં એનાં ચીર પણ ખેંચી શકે!

બર્નાર્ડ શૉ અને બીજા કેટલાક વિદ્વાનો માને છે કે સ્ત્રી ગમે તેવાં દુઃખો સહન કરીને પણ લગ્નની સંસ્થાને આગ્રહથી વળગી રહી છે તેનું કારણ એ છે કે એમાં એની સલામતી છે; પણ ઉપર જણાવેલા દાખલાઓમાં એની કઈ સલામતી હતી? પતિના તરફથી ઊલટી અવળી દશા કરવામાં આવી.

બંડખોર લેખિકા સ્વ. શ્રી લક્ષ્મીબહેન ડોસાણી કહે છે કે,

"પુરુષની સત્તા વજ્રલેપ કરવા માટે પતિવ્રતાનો મહિમા દર્શાવતાં પુરાણો રચીને, તેનો ઉપદેશ રચીને સ્ત્રીઓને વધારે ફસાવી છે. ધર્મ અને નીતિના કાયદાઓથી એમને ઘરના કેદી જેવી બનાવી દીધી, એટલે પુરુષના વર્તનનો હિસાબ કોઈએ ન પૂછ્યો. સ્ત્રીઓએ જાતે સહન કરીને, અગવડો વેઠીને પુરુષજાતિને સ્વતંત્રતા આપી છે; છતાં આજે હકૂમત તો પુરુષની જ ચાલે છે. આનું મૂળ આર્થિક પ્રશ્નમાં છે."

લક્ષ્મીબહેન આના અનુસંધાનમાં કહે છે કે, "પોતે કમાઈ શકતી નથી અને પારકા ઘરમાં પોતાની જગા કરવાની હોય એટલે ત્યાં સ્થિર થવા માટે – **પોતાનો રોટલો રજિસ્ટર્ડ કરવા માટે** સ્ત્રીને તરેહવાર પ્રપંચો કરવા પડે છે. પુરુષ પાસે સાચુંજૂઠું કરીને પોતાની સારી બાજુ વ્યક્ત કરવાની હોય છે. કોઈ પણ પ્રકારે પુરુષનો રોષ નહીં વહોરવા માટે તેને અનેક ઢાંકપીછોડા કરવા પડે છે. જો બે-ચાર છોકરાં થઈ જાય તો જ તેને ખાત્રી થાય છે કે હવે આ ઘરમાં મારો રોટલો કાયમી થયો. બાકી છોકરાં ન થતાં હોય એવી સ્ત્રીની મનોદશા તો જોવા જેવી હોય છે. ક્યારે પોતાના પર બીજી આવશે, ક્યારે **પોતાનો રોટલો** ઊપડી જશે અને ક્યારે બાપને ઘેર જવું પડશે એ વિચારો તેને ભૂતની પેઠે બડકાવતા હોય છે. × × લાંબા વખતથી હિંદી પુરુષે પોતાની સ્ત્રીના પ્રભુ તરીકે પુજાવાના કોડ સેવ્યા છે. પોતે સ્ત્રીને હુકમ આપવા પેદા થયો હોય એવી ભાવના કેળવી છે અને કશા પણ અંતરાય વગર સત્તા ચલાવી છે એટલે આજે (અંગ્રેજી) સરકારશાહીની જે મનોદશા છે તેવી જ હિંદી પુરુષની પણ થઈ પડી છે. × × (અંગ્રેજી) નોકરશાહીની સામે મહાસભાની સલ્તનત ઊભી થાય છે તે જેમ તેઓને નથી ગમતું તેમ જ પુરુષના જેટલા જ અધિકાર ભોગવવા સ્ત્રી તૈયાર થાય તે એમને નથી પોસાતું. એ સમોવડિયાનો સંબંધ ભાગ્યે જ કોઈ પુરુષ સાંખે."

આ થઈ પરિણીત જીવનમાં સામાન્ય સ્ત્રીની વાત. અપ્રસ્તુત,

ન રહે એ તે કેવા પ્રકારની નીતિ? તે છતાં એટંકદરે લગ્નનો આદર્શ આપણે ત્યાં ઊંચો હતો. પણ એ આદર્શ અનુસાર વર્તન થાય છે ખરું? કોઈ વખતે પણ થતું ખરું? આપણે પહેલાં જોઈ ગયા તેમ સમાજમાં સ્તવ્ય ગણાય એવી સતીઓ – સીતા, દ્રૌપદી, તારામતી, દમયંતીની કેવી દશા થઈ હતી?

દ્રૌપદીનો જ દાખલો જરા વિગતથી તપાસીએ. એકલો અર્જુન જ એને પરણીને લાવ્યો હતો; પણ પાંડવોએ કહ્યું "મા, અમે કાંઈ લાવ્યા છીએ." ત્યારે કુંતા માતાએ અજાણપણે કહ્યું "તમે પાંચે ભાઈઓ સરખે ભાગે વહેંચી લો," અને માતાની આજ્ઞા પાળવા ખાતર દ્રૌપદીને પાંચે ભાઈઓની પત્ની બનવું પડ્યું. એને માટે જુદા જુદા લગ્નવિધિ કર્યાનું પણ જાણવામાં નથી. આજના કળિયુગમાં જેને આપણે અતિશય શરમજનક, સ્ત્રીના શીલને અત્યંત અપમાનજનક ગણીએ એવી સ્થિતિમાં દ્રૌપદીને જીવનપર્યંત રહેવું પડ્યું, કારણ માતાની ગમે તેવી આજ્ઞા પુત્રોએ શિરસાવંદ્ય ગણવી જોઈએ! એક સ્ત્રીના શીલ કરતાં માતાએ અજાણપણે ઉચ્ચારેલા વચનો વધારે કીમતી ગણાય? વળી દ્રૌપદીને હોડમાં મૂકી ધર્મરાજ જુગાર રમ્યા એ પણ શું બનાવે છે? એ જ કે એ જમાનામાં સ્ત્રી એ પતિની એક જંગમ મિલકત હતી – એટલી હદ સુધીની મિલકત કે એને કબજે કર્યા પછી નવો માલિક ભરી સભામાં એનાં ચીર પણ ખેંચી શકે!

બર્નાર્ડ શૉ અને બીજા કેટલાક વિદ્વાનો માને છે કે સ્ત્રી ગમે તેવાં દુઃખો સહન કરીને પણ લગ્નની સંસ્થાને આગ્રહથી વળગી રહી છે તેનું કારણ એ છે કે એમાં એની સલામતી છે; પણ ઉપર જણાવેલા દાખલાઓમાં એની કઈ સલામતી હતી? પતિના તરફથી ઊલટી અવળી દશા કરવામાં આવી.

બંડખોર લેખિકા સ્વ. શ્રી લક્ષ્મીબહેન ડોસાણી કહે છે કે,

"પુરુષની સત્તા વજ્રલેપ કરવા માટે પતિવ્રતાનો મહિમા દર્શાવતા પુરાણો રચીને, તેનો ઉપદેશ કરીને સ્ત્રીઓને વધારે ફસાવી છે. ધર્મ અને નીતિના કાયદાઓથી એમને ઘરના કેદી જેવી બનાવી દીધી, એટલે પુરુષના વર્તનનો હિસાબ કોઈએ ન પૂછ્યો. સ્ત્રીઓએ જાતે સહન કરીને, અગવડો વેઠીને પુરુષજાતિને મહત્તા આપી છે, છતા આજે હકૂમત તો પુરુષની જ ચાલે છે. આનુ મૂળ આર્થિક પ્રશ્નમા છે"

લક્ષ્મીબહેન આના અનુસધાનમા કહે છે કે, "પોતે કમાઈ શકતી નથી અને પારકા ઘરમા પોતાની જગા કરવાની હોય એટલે ત્યા સ્થિર થવા માટે – **પોતાનો રોટલો રજિસ્ટર્ડ કરવા માટે** સ્ત્રીને તરેહવાર પ્રયત્નો કરવા પડે છે પુરુષ પાસે સાચુજૂઠુ કરીને પોતાની સારી બાજુ વ્યક્ત કરવાની હોય છે કોઈ પણ પ્રકારે પુરુષનો રોષ નહીં વહોરવા માટે તેને અનેક કાવાદાવા કરવા પડે છે. જો બે ચાર છોકરાં થઈ જાય તો જ તેને ખાતરી થાય છે કે હવે આ ઘરમા મારો રોટલો કાયમી થયો બાકી છોકરાં ન થતા હોય એવી સ્ત્રીની મનોદશા તો જોવા જેવી હોય છે ક્યારે પોતાના પર બીજી આવશે, ક્યારે **પોતાનો રોટલો** ઊપડી જશે અને ક્યારે બાપને ઘેર જવુ પડશે એ વિચારો તેને ભૂતની પેઠે ભડકાવતા હોય છે × × લાબા વખતથી હિંદી પુરુષે પોતાની સ્ત્રીના પ્રભુ તરીકે પુજાવાના કોડ સેવ્યા છે પોતે સ્ત્રીને હુકમ આપવા પેદા થયો હોય એવી ભાવના કેળવી છે અને કશા પણ અતરાય વગર સત્તા ચલાવી છે એટલે આજે (અંગ્રેજી) સરકારશાહીની જે મનોદશા છે તેવી જ હિંદી પુરુષની પણ થઈ પડી છે × × (અગ્રેજી) નોકરશાહીની સામે મહાસભાની સલ્તનત ઊભી થાય છે તે જેમ તેઓને નથી ગમતુ તેમ જ પુરુષના જેટલા જ અધિકાર ભોગવતી સ્ત્રી તૈયાર થાય તે એમને નથી પોસાતુ. એ સમોવડિયાનો સબધ ભાગ્યે જ કોઈ પુરુષ સાખે"

આ થઈ પરિણીત જીવનમા સામાન્ય સ્ત્રીની વાત અલબત્ત.

આદર્શ અને વ્યવહારમાં હંમેશાં ફેર – બહુ મોટો ફેર – હોય છે; પણ તે ફેર તરફ આંખમીંચામણાં કરવા અને જે આદર્શ છે તેવો જ વ્યવહાર પણ ચાલુ જ છે એમ માની બેસવાથી સંતોષની ખોટી ભાવના ઉત્પન્ન થાય છે અને કોઈ પ્રકારની પ્રગતિ થઈ શકતી નથી. શ્રી લક્ષ્મી-બહેને આદર્શોની પાંખે ઊડવાને બદલે વ્યવહારના કાદવ તરફ આપણું ધ્યાન સચોટ રીતે દોર્યું છે.

બર્નાર્ડ શૉ કહે છે "જે સ્ત્રીઓને પરિણીત જીવન સિવાય બીજું આવકનું સાધન જ નથી તે જ લગ્નની સંસ્થાનો આગ્રહ રાખે છે." પણ કામદાર વર્ગો, જેમાં સ્ત્રી પુરુષના જેટલું જ સખ્ત – બલકે વિશેષ કામ કરે છે ત્યાં પણ લગ્નની સંસ્થા બધા જ દેશોમાં ચાલુ છે. આપણે ત્યાં પણ એ વર્ગમાં પહેલેથી જ છૂટાછેડાનો રિવાજ મોટે ભાગે હતો. એટલે એક જ પુરુષને બંધાયલા રહેવાની સ્ત્રીને જરૂર નથી. તે છતાં સ્ત્રી એક પતિને છોડી દે તોપણ ઘણુંખરું બીજો પતિ કરે છે જ – એને સ્વતંત્ર આવકનું સાધન મળી શકે તેમ હોય છે તો પણ.

પરિણીત જીવનની સ્થિતિનો વિચાર કરવાને બદલે લગ્નની સુંદર ભાવનાનાં ગુણ ગાવાથી કશો લાભ નથી. અત્યારે એ ભાવના મોટે ભાગે પ્રવર્તતી નથી. એનાં કારણો શાં છે અને એ ભાવના સ્થાપિત કરવાના ઉપાયો શા છે તે આપણે – આખા સમાજે – વિચારવું જ પડશે.

પ્રથમ તો એ કે આપણા દેશમાં પરણનારની ઉંમર, જ્ઞાન અને પસંદગીનું ક્ષેત્ર – એ ત્રણે વસ્તુઓ સુખી લગ્નજીવનને પ્રતિકૂળ છે. બાળ-લગ્નો પહેલાં કરતાં ઘણાં ઓછાં થયાં છે, છતાં લગ્ન વખતે વરકન્યાની ઉંમર, જે ગંભીર પગલું તેઓ ભરે છે તેનો વિચાર કરવાને બિલકુલ લાયક હોતી નથી. વડીલોની દોરવણીથી જ તેઓ આ જીવનમાં ઝંપલાવે છે.

બાળલગ્નની તરફેણમાં એક એવી દલીલ કરવામાં આવે છે કે નાની

ઉંમરથી કન્યા સાસરામાં જાય એટલે ત્યાંની રીતભાત એ જલદી ગ્રહણ કરી લઈ શકે છે. મોટી ઉંમરે પાકટ વિચારો થયા પછી એમ કરવું મુશ્કેલ પડે છે. પણ આપણી કન્યાઓ એક અંકિત કરેલા અતિશય સાંકડા વર્તુલમાં પરણે છે. તેમાં મોટે ભાગે રીતભાત સરખી જ હોય છે. ઘરઘરના રિવાજમાં અલબત્ત થોડો ઘણો ફેરફાર હોય જ, પણ નાની કન્યા એ જલદી ગ્રહણ કરે એમ માની લેવું બરાબર નથી. એ ઉંમરે એ અજાણ્યા ઘરમાં કશો વિરોધ ફેલાવી શકતી નથી. એટલે મૂગે મહોડે સંજોગોને વશ થતાં માત્ર શીખે છે.

લગ્નનો જે ઊંચો આદર્શ આપણે સ્થાપ્યો છે તેની સાથે આ દૃષ્ટિકોણ સુસંગત છે ખરી? પરિણીત જીવનમાં ભોગ આપવા પડે એ ખરું, પણ માત્ર ભોગો જ આપ્યા કરવા એ લગ્નનો મૂળ હેતુ નથી. મુખ્ય હેતુ છે સુખ. એ સુખ ન મળે તો એમાં લગ્નની સંસ્થાનો નહિ પણ વ્યક્તિઓનો દોષ હોવો જોઈએ એ ખરું છે; પણ લગ્ન કરનાર દંપતીમાંથી એક પાસે બધી જાતનો ભોગ આપવા જ કરવાની આશા રાખવામાં આવે અને બીજી વ્યક્તિ અથવા તેનો આખો પક્ષ એ ભોગો સ્વીકાર્યા જ કરે તો એ અન્યાય કહેવાય. તે ઉપરાંત એવી વ્યવસ્થાથી પતિ અને તેનાં સંબંધીઓની જોહુકમી વધી જાય છે અને ભોગ આપનાર સ્ત્રી કે નવવધૂમાં ત્યાગની ભાવનાને બદલે લાચારી આવી જાય છે.

લગ્નસંબંધને આપણે ધાર્મિક, પવિત્ર અને અખંડ બંધન ગણીએ છીએ. આવા એક બંધનને નિભાવવા માટે સૌથી પ્રથમ જરૂરી વસ્તુ એ છે કે લગ્ન કરનાર બન્ને વ્યક્તિઓ એકબીજાને બરાબર લાયક હોવી જોઈએ. આ બાબત કોઈ મહોડેથી તો નાકબૂલ નહિ જ કરે; તે છતાં એના ઉપર ધ્યાન બિલકુલ જ અપાતું નથી. લગ્ન વખતે તો એક છોકરીને ગમે તે એક યુવાન સાથે ફેરા ફરાવી દેવા એ જ લક્ષ્ય હોય છે; અને એમ કરવામાં ફક્ત રૂઢિગત બધા જ આચારો પાળવા એ તરફ જ

કુટુંબીઓ પૂરેપૂરું ધ્યાન આપે છે; બીજું ધ્યાન આપે છે લગ્નની ધામધૂમ ઉપર. લગ્ન વખતનો આનંદ શાંત હોવો જોઈએ. તેને બદલે કોલાહલ, ધાંધલથી ભરપૂર આનંદ એ બને છે. કન્યાપક્ષને મોટામાં મોટી ચિંતા વરપક્ષને રાજી રાખવાની હોય છે. એની આગળ બધું જ દબાઈ જાય છે. અપમાનભરી ગરજો ખુશીથી નહિ તો લાચારીથી સ્વીકારી લેવામાં આવે છે. ભૂલો કાઢવાના હેતુથી જ આવેલો વરપક્ષ કોઈ રીતે રાજી થતો જ નથી; અને ગમે તે કોઈ પણ બાબતનો અસંતોષ લઈ વિદાય થાય છે. આ અસંતોષનો રોષ પછી કાઢવામાં આવે છે નવી પરણેલી વહુ ઉપર.

આમ પરિણીત જીવન સુખી થવાના સંભવને પહેલેથી જ દૂર ધકેલવામાં આવે છે. લગ્ન કરનાર યુવાન આર્થિક રીતે માબાપને આધીન હોય છે. એટલે એમનો વિરોધ કરવાની એની શક્તિ હોતી નથી. વળી કશા જ પરિચય વગરની પરાયા કુટુંબમાંથી આવેલી કન્યા ખાતર પોતાનાં સંબંધીઓ, જેને ત્યાં એ જન્મ્યો છે અને ઊછર્યો છે તેમને નારાજ કરવા એનું દિલ ચાલતું નથી. આમ દંપતી વચ્ચે વિરોધનાં બી શરૂઆતથી જ રોપાય છે.

વરકન્યાને એકબીજાનો પરિચય હોય તો આ વિરોધ ઓછો થવા સંભવ છે જ; પણ આપણે એવી સ્થિતિમાં અત્યારે ઊભાં છીએ કે નથી આપણાથી જૂની રૂઢિગત સ્થિતિ સ્વીકારાતી, નથી નવી પસંદગીની પદ્ધતિ માટે અવકાશ. અલબત્ત, આ સ્થિતિ થોડા શિક્ષિત વર્ગની છે. મોટા ભાગનો જે અશિક્ષિત વર્ગ છે તે તો રૂઢિએ ઠરાવેલા સાંકડામાં સાંકડા વર્તુલમાંથી જે મળે તે વર કે કન્યા ઝડપી લઈ પોતાનાં સંતાનોનાં લગ્ન કરી નાખે છે. એ વર્તુલ બહાર જવામાં એમને ધર્મભ્રષ્ટતા દેખાય છે. એટલે પોતે માનેલો ધર્મ પોતે પાળે અને સંતાનો એને અનુકૂળ થઈ જાય એ સિવાય બીજી ઇચ્છા કે આશા એમને લગ્નના વિષયમાં હોતી નથી.

પશ્ચિમના દેશોમાં મેળે પસંદગી કરી લગ્ન મોટે ભાગે કરવામાં આવે છે. ત્યાં પણ રાજકુટુંબોમાં એવી પસંદગીને અવકાશ રહેતો નહિ. એમાં તો રાજદ્વારી હેતુઓથી, પોતાનું રાજ્ય બળવાન કરવાના હેતુથી સંબંધ થતા. ત્યાં પણ પ્રતિષ્ઠાનું ભૂત રાજકુટુંબોમા ઓછું નથી હોતું. એમના માન્ય વર્તુલની બહાર પસંદગી કરનારને ઇગ્લંડના છઠ્ઠા એડવર્ડ (ડયુક ઑફ વિંડસર) માફક ગાદીનો ત્યાગ પણ કરવો પડ્યો છે. ઑસ્ટ્રિયાના પ્રિન્સ રૂડૉલ્ફમાં આટલી હિંમત નહોતી. તેથી વર્તુળ બહારની એની પોતાની પસંદગીને માબાપનું પ્રતિષ્ઠાનું ભૂત ભરખી ગયું અને રાજકન્યા સાથેનું અણગમતું લગ્ન એણે સ્વીકાર્યું; પણ એનો અંત કરણ જ આવ્યો અને છેવટે એણે આપઘાત કરી જિંદગીનો અંત આણ્યો.

યુરોપમાં જે ઉમરાવોનો મોટો વર્ગ છે તેમાં પણ સાંકડા વર્તુલમાં—સામું અમીર કુટુંબ જોઈ ને જ પસંદગી થાય છે. બહારથી તો ગણાય સ્નેહલગ્ન—પણ અંદરખાનેથી માબાપ જાણી જોઈ ને એવા પ્રસંગો ઊભા કરે છે કે અમુક કન્યા અમુક યુવાન સાથે જ પરિચયમાં આવે. જુવાન ઉંમરે એક બીજા માટે આકર્ષણ થાય જ અને એને સ્નેહલગ્નનું નામ આપી પરણાવી દેવામાં આવે છે. દેવાળિયા અમીર ઉમરાવો વર્તુલ બહાર જઈ પૈસા ખાતર શ્રીમંત વેપારી વર્ગમાંથી કન્યા લઈ આવે છે ખરા.

પણ હવે યુરોપમાંથી રાજાશાહી તો લગભગ આથમી જ ગઈ છે. ઇગ્લંડ સિવાય બીજા દેશોમાં ઉમરાવ વર્ગ પણ લગભગ નાબૂદ થઈ ગયો છે. ઇગ્લંડમા હજી જમીનદારી અને તેને અંગે ઉમરાવશાહી રહી છે, પણ એનું વર્ચસ્વ તદ્દન ઘટી ગયુ છે.

આ મૂઠીભર ઉપલા વર્ગ સિવાય પશ્ચિમમાં બધે યુવાન સ્ત્રી પુરુષોને પસંદગીથી પરણવાની છૂટ હોય છે. જો કે શ્રીમંત ગરીબના ભેદ તો હોય છે જ, અને તેને લઈ શ્રીમંત માબાપ એમ તો ઇચ્છે જ કે અમારો

છોકરો કે છોકરી અમારી બરાબરીના કુટુંબમાં જ પરણે. આપણે ત્યાં એવી માન્યતા પ્રવર્તે છે કે પર જ્ઞાતિની લાયક વ્યક્તિ કરતાં ન્યાતની ગમે તેવી નાલાયક વ્યક્તિ (વર કે કન્યા) સાથે સંબંધ બાંધવો તે વધારે ઇષ્ટ છે. પશ્ચિમનાં રૂઢિચુસ્ત માબાપોમાં પણ એવી માન્યતા તો હોય છે જ કે પોતે જેને ઊતરતો વર્ગ માન્યો તેની સાથે લગ્ન સંબંધ બાંધવો તે હલકું કહેવાય. એક અમેરિકન હાસ્યરસિક ફિલ્મમાં યુવાન પુત્ર ઘરના શોફરની પુત્રીને પરણવા માગે છે, તે જાણી શ્રીમંત પિતા ખૂબ ગુસ્સે થઈ કહે છે, "અમારા કુટુંબમાં અસલમાં એક ચાંચિયો થઈ ગયો, એક ગુલામોનો વેપારી પણ હતો અને એક દાણચોરી પણ કરતો. પણ મારા દીકરાએ જેવું શરમભરેલું પગલું ભરવા ધાર્યું છે તેવું તો હજી સુધી કોઈએ ભર્યું નથી." એટલે આવા મોટા સામાજિક ગુના કરનાર કરતાં રૂઢિમાન્ય વર્તુલ બહાર જઈ લગ્ન કરનાર વધારે ભ્રષ્ટ ગણાય!

આપણે ત્યાં પણ આવી માન્યતા નથી પ્રવર્તતી? અપંગ, મૂઢ, ચારિત્ર્યહીન કે પત્નીનું ખૂન કરવાના શકદાર પુરુષોનાં લગ્ન થાય છે. તેનું કારણ એ જ કે કન્યાનાં માબાપો રૂઢિમાન્ય વર્તુલની બહાર જવા માગતાં નથી અને વર્તુલની અંદર એવા વર પ્રમાણમાં સહેલાઇથી સાંપડે છે.

આપણે ત્યાં જે ઉંમરે વરકન્યા લગ્નજીવન આરંભે છે તે ઉંમરે કોઈ પણ જાતની ગંભીર જવાબદારી લેવા જેટલી એમની બુદ્ધિ વિકસી જ નથી હોતી. શહેરોમાં શિક્ષિત વર્ગોમાં પરણનાર દંપતીની ઉંમર ઘણી વધી છે. પણ દેશના મોટા ભાગમાં ચૌદપંદર વરસની છોકરી અને અઢારથી વીસ વરસના છોકરાનાં લગ્ન થાય છે. ઘણાં માબાપ આ ઉંમરનાં છોકરાંને પોતાનાં વસ્ત્રો પણ મેળે ખરીદવા દેતાં નથી, કારણ એમનામાં પૂરી સમજણ ન હોય, કદાચ અયોગ્ય ખરીદી કરી બેસે; પણ એ જ ઉંમરનાં છોકરાં લગ્ન જેવું જિંદગીપર્યંતના બંધનનું અત્યંત ગંભીર પગલું ભરવા માટે લાયક ગણાય! વડીલો એમ

કહેશે કે અમે અમારી દીર્ઘદૃષ્ટિ વાપરી પસંદગી કરી છે, પણ એ પસંદગી જેમને પચાવવાની છે, જિંદગીભર નિભાવવાની છે તે આ બાબતમાં કશું સમજતાં નથી.

વૈદિક વિધિના વિવાહમંત્રોમાં, સપ્તપદીની પ્રતિજ્ઞાઓમાં રહેલા ઉચ્ચ ભાવોનાં વખાણ કરતાં આપણે થાકતાં નથી; પણ એ મંત્રો ઉચ્ચારનારાં એ મંત્રો, પ્રતિજ્ઞાઓ સમજે છે ખરાં? મોટે ભાગે મંત્રો ઉચ્ચારાતા જ નથી. લગ્ન કરાવનાર બ્રાહ્મણોમાંના ઘણાખરા અજ્ઞાન હોય છે. કેટલેક ઠેકાણે સમુદ્રમંથનમાંથી નીકળેલાં ચૌદ રત્નોનાં કે દેશની નદીઓનાં નામવાળા શ્લોકો—लक्ष्मी कौस्तुभपारिजातकसुराः અથવા गंगा सिंधुसरस्वती च यमुना જેવા આશીર્વાદ રૂપે ઉચ્ચારી ગોર મહારાજો મંત્રો ભણ્યાનો સંતોષ માને છે અને ગામડામાં તો વાચનમાળામાંની કવિતાઓ પણ ખબડી જાય છે. એમ પણ કહેવાય છે કે કેટલીક વાર એટલી પણ આવડતને અભાવે આંકના ઘડિયા પણ જલદી જલદી બોલી જઈ શ્લોકો બોલ્યાનો ડોળ કરે છે!

પરણનારની નાની ઉંમર ઉપરાંત એમનું અજ્ઞાન પણ જીવનમાં નિષ્ફળતાનું કારણ બને છે. લગ્નની સંસ્થાના રક્ષણમાં રહેલા છતાં એને સફળ બનાવવાની ચાવી એ જાણતાં નથી. દંપતીને ન બને તો સામાન્ય રીતે સ્ત્રીનો જ દોષ કાઢવામાં આવે છે; પણ દોષ બન્નેનો અથવા સંજોગોનો પણ હોય. જેઓ એક બીજાના બિલકુલ પરિચય વગર પરણ્યાં હોય, માત્ર વડીલોએ જ્ઞાતિના વર્તુલની અંદર પોતાની અનુકૂળતાનો સંબંધ બાંધ્યો હોય તેમને આવા સંજોગો ઊભા થવાનો સંભવ વધારે રહે છે.

પણ પોતાની ઇચ્છા મુજબ સ્નેહલગ્નથી પરણ્યાં હોય તેમનામાં ખટરાગ ઊભો ન જ થવો જોઈએ એમ સૌ કોઈ માને છે. હાલમાં સ્નેહલગ્નો મોટે ભાગે દંભ જ થાય છે. વડીલો જ પસંદગી કરે છે અને

પછી કન્યાને ભણતર કે સિનેમાના શોખ સંબંધી થોડા સવાલો વર પૂછે છે, બે ત્રણ વખત બે જણાં સાથે ફરવા કે ફિલ્મ જોવા જાય છે અને એમ પાંચ-સાત દિવસના પરિચયમાં લગ્ન માટે સંમતિ આપી દે છે. આ વ્યક્તિ સાથે પરણવાનું છે એ ભાવનાથી જ આ પરિચય શરૂ થાય છે. તેથી એકબીજાને આકર્ષવા બંને પ્રયત્ન કરતાં હોય. વળી એ વખતે ઉંમર એવી હોય કે લગ્ન માટે શારીરિક અને માનસિક ઇચ્છા તીવ્ર હોય, એટલે મોટે ભાગે યુવક અને યુવતી એ ઠેક ટૂંકા પરિચય પછી લગ્નની 'હા' જ કહી દે છે. એમને એકબીજાના સ્વભાવ જાણવાની આ કઢંગા રિવાજમાં તક જ નથી મળતી.

પશ્ચિમના દેશોમાં જ્યાં લાંબા પરિચય અને સંવનન પછી લગ્ન થાય છે ત્યાં પણ ઘણી વાર દંપતીમાં અણબનાવ નજરે પડે છે, કારણ સંવનનના કાળ દરમિયાન બન્ને પોતાની સારામાં સારી બાજુ જ સામાને બતાવે છે. સ્વભાવની વિચિત્રતાઓ સાથે રહેવા માંડ્યા પછી જ જાણવા મળે છે. લગ્ન પહેલાં એ વિચિત્રતાઓ છુપાવવાની દાનત હોય છે એમ કહેવાની મતલબ નથી. પણ સાથે રહેવા માંડ્યા પછી જે ઝીણા ઝીણા દોષો દેખાય તેનો લગ્ન પહેલાં સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી. 'સોનું જોઈએ કસી અને માણસ જોઈએ વસી,' એ કહેવત સો ટકા સાચી છે.

પરિણીત જીવનને સફળ કરવા માટે બંને પક્ષે ધીરજ કેળવવાની અને વિનય રાખવાની જરૂર છે. આપણે ત્યાં ફક્ત કન્યાને આ ગુણો કેળવવાની શિખામણ અપાય છે. પુરુષ સ્વભાવે ઉતાવળિયો કે ઉદ્ધત હોય તો તે એનો દોષ નથી ગણાતો. એ તો પુરુષ જાતની પ્રકૃતિ જ માનવામાં આવે છે. જ્યારે અત્યંત પ્રતિકૂળ સંજોગોમાં પણ સ્ત્રીએ તો ધીરજ રાખવી જ જોઈએ અને વિનયભર્યું વર્તન બતાવવું જોઈએ એમ ગણવામાં આવે છે..

સ્ત્રીને આમ કરવાની ફરજ પણ પડે છે, કારણ કે સ્ત્રીને લગ્ન અને

પરિણીત જીવન સિવાય બીજો આશ્રય જ નથી હોતો. પુરુષો પણ મોટે ભાગે પરિણીત જીવન ગાળે છે જ પણ, એ એમના જીવનનો મુખ્ય અંશ નથી ગણાતો. જીવનનિર્વાહના સાધનરૂપ ધંધો એ જ એની જિંદગીનું મુખ્ય પાસું ગણાય છે. એ પાસું સલામત રાખવા માટે એને ધીરજ કેળવવી પડે છે અને વિનયભર્યું વર્તન દેખાડવું પડે છે; અપમાનો પણ ગળી જવાં પડે છે. પણ એમાંનું કશું જ એ ગૃહજીવનમાં બતાવવા તૈયાર હોતો નથી. ઘરમાં તો સ્ત્રીની પાસેથી જ એ બધાની આશા રાખે છે. એ ગુણો દાખવ્યાથી ગૃહજીવન સફળ થાય અને તે માટે સ્ત્રી પ્રયત્ન કરે તે ઇષ્ટ છે; પણ સામે પક્ષેથી એની મુદ્દલ કદર જ ન થાય, એની નમ્રતાનો અવળો લાભ લેવાય તો એને જીવનમાં રસ તો ન જ રહે. માત્ર બીજો આશ્રય ન હોવાથી એ ન છૂટકે બધું નિભાવી લે. આમ જ પતિની સ્વાર્થવૃત્તિ અને સ્ત્રીની ગુલામીવૃત્તિ વધતી જાય છે.

પુરુષનાં અને સ્ત્રીનાં ક્ષેત્ર જુદાં છે એ વસ્તુ ઉપર અતિશય ભાર મૂકી સ્ત્રીને કર્તવ્યપરાયણ કરવાના પ્રયત્નમાં આપણે દંપતીને એક-બીજાથી વિમુખ કરવામાં સહાયભૂત થઈએ છીએ. પતિ એમ માને છે કે એને સ્ત્રીના ક્ષેત્રમાં રસ લેવાની જરૂર નથી અને પત્ની પણ તે મુજબ એમ જ સમજે છે કે પુરુષના ધંધાની બાબતમાં એણે કોઈ પંચાત કરવી તે ઠીક ન કહેવાય. એવા પણ દાખલા જુનવાણી કુટુંબોમાં જોયા છે કે પતિના ધંધામાં કેવા પ્રકારનું કામ કરવાનું હોય છે તે પણ એની પોતાની પત્ની જાણતી નથી. એથી આગળ એવો પણ દાખલો જોયો હતો કે જ્યાં સ્ત્રીને પૂછવામાં આવ્યું છે કે "તમારા પતિની ઑફિસ ક્યાં છે?", ત્યારે જવાબમાં તેણે ખૂબ ગર્વથી કહેલું કે "આપણે પૂછતાં પણ નથી ને એ બતાવતા પણ નથી!" આવી જાતની બેદરકારી બંને માટે અક્ષમ્ય છે. દોષ બંનેનો છે. પુરુષ એમ સમજે છે કે સ્ત્રીને બધી વાતથી માહિતગાર કરીશું તો એ હોશિયાર થઈ જઈ આપણા કહ્યામાં નહિ રહે

અને સ્ત્રીને પક્ષે કેવળ ઉદાસીનતા હોય છે; એ એમ જ સમજે છે કે પુરુષોની બાબતમાં માથું મારવું એ સ્ત્રીનું કામ જ નથી, એમાં સ્ત્રીની અક્કલ જ ન ચાલે. કોઈ તો એને ઉદ્ધતાઈ પણ સમજે છે.

જીવનના હેતુઓની અને કાર્યોની એક્તા ન હોય ત્યાં પતિપત્નીનું સાચું ઐક્ય સંભવતું નથી. સ્ત્રી અને પુરુષનાં બે જુદાં કાર્યક્ષેત્રોના સમન્વયથી જ ગૃહજીવનનું ઐક્ય સાધી શકાય છે. (પુરુષનાં ધંધા અંગેનાં કામોની સફળતા, નિષ્ફળતા અને તેનાં કારણોની સ્ત્રીએ રસપૂર્વક ચર્ચા કરવી જોઈએ. તે જ મુજબ ઘરમાં બનતા નાના બનાવો, સ્ત્રીની જાતજાતની મુશ્કેલીઓમાં પુરુષે રસ લેવો જોઈએ.) (

પતિપત્ની સુખદુઃખનાં સાથી છે એમ હજારો વચન લખાય છે અને બોલાય છે; પણ વ્યવહારમાં એ ઉતારવામાં આવે છે ખરું ? એકબીજાની ચિંતાઓમાં ભાગ લેતાં શીખવું એ બંનેનું કર્તવ્ય છે. તે જ મુજબ પોતાની નબળાઈઓ કબૂલ કરતાં અને સામાના ગુણોની કદર કરતાં આવડવું જ જોઈએ.

પોતાના ઉપરીઓ સાથે કે મિત્રમંડળમાં બહુ વિનયી વર્તન માટે પંકાયલા, એ વર્તનનું અભિમાન ધરાવતા પુરુષો ઘરમાં પત્ની તરફ વિનય દાખવવો જોઈએ એ વસ્તુ કદિ પણ ધ્યાનમાં રાખતા જ નથી. વળી બહાર કોઈએ અપમાન કર્યું હોય કે પોતાને અણગમતી બીના બની હોય તો તેનો ઊભરો પત્ની ઉપર રોષ બતાવી ખાલી કરવો એ તો પુરુષોની બહુ સામાન્ય ટેવ છે. પત્નીને પણ લાગણી જેવી વસ્તુ હોય એ વાત તેઓ સદંતર ભૂલી જાય છે. વગર વિચારે બોલેલા કડવાં વાક્યોથી પોતાની માતા, બહેન અને તમામ પુરુષવર્ગ દુઃખી થાય, પણ પત્ની ન થાય એમ માની લેવું એ કેટલી મૂર્ખતા છે ?

પત્ની પોતાનાં કોઈ પણ દુઃખ પતિ આગળ કહી ન શકે. આખા દિવસમાં પુરુષો જેમ અશુભમના પ્રસંગો વીત્યા હોય તેમ સ્ત્રીને પણ

વીત્યા હોય છે; પણ એ વિષે જો એ વાત કરે તો પુરુષ ચોખ્ખું સંભળાવી દે છે કે "એ મારું કામ નહિ, ઘરની નાની પંચાતો મારી આગળ કરી મારું માથું પકવવું નહિ."

કેટલીક – ઘણી – સ્ત્રીઓ પણ એવી હોય છે કે કઈ વાત ક્યારે કરવી તેનું તેમને ભાન હોતું નથી. આખા દિવસના કામથી થાકેલો પતિ ઘેર આવે ત્યારે 'મૂઓ આ ધોબી, પાછો કપડાં ફાડીને લાવ્યો; આ રામો બપોરનો ગયો છે તે હજી ઠેકાણું નથી, બાપુ તો મને તોબા ભગવાન કરાવે છે,' એવાં કંટાળાભરેલાં વચનો કહી એના થાકમાં વધારો કરે છે. પતિ ઘરની નાની વાતોમાં રસ લે તો સ્ત્રીની મુસ્કેલીઓ હળવી થાય; પણ દરેક વસ્તુ માટે અનુકૂળ વખત જોવો જોઈએ. પતિ-પત્ની વિનોદનાં ગપ્પાં મારતાં હોય તે વખતે આવી જ ફરિયાદો હસતાં હસતાં કરવામાં આવે તો એની અસર જુદી જ થાય અને પુરુષને એ ફરિયાદો તરફ તિરસ્કાર ન આવે, એ વસ્તુ સ્ત્રીઓના ધ્યાનમાં જ નથી આવતી.

લગ્ન એક તરફથી દંપતીનો સહચાર કહેવાય છે અને બીજી તરફથી સ્ત્રી પુરુષના ભિન્ન ક્ષેત્રની વાતો ખૂબ ભાર દઈને કરવામાં આવે છે. પુરુષને માત્ર ધંધાદારી શિક્ષણ અપાય અને સ્ત્રીને ફક્ત માતા અને ગૃહિણીનાં કર્તવ્યોની તાલીમ મળે તો અન્યોન્યના કામમાં તેઓ રસ લેતાં થાય એવો સંભવ ઓછો છે. આવી જાતનો રસ લેવાનું કાંઈ પુસ્તકોમાં કે પ્રયોગશાળાનાં શીખી શકાતું નથી; પણ એક તો બંનેના કુટુંબમાં એવું વાતાવરણ હોવું જોઈએ. ઘરમાં માબાપ એકબીજાનાં નાનાં નાનાં સુખદુઃખમા ભાગ લેતા હોય તો બાળકો પણ મોટાં થયે તેમ કરતાં શીખે જ. વળી શિક્ષણમાં અને તેને અંગેના લખાણો, ઉપદેશોમાં સ્ત્રી અને પુરુષનાં ભિન્ન ક્ષેત્રો ઉપર વધારે પડતો ભાર મૂક્વાથી પતિની અને પત્નીની પ્રકૃતિ જ એવી ઘડાય છે કે એકબીજાના ક્ષેત્રમાં રસ જ ઉત્પન્ન થતો નથી. 'એ મારું કામ નહિ,' એવું જ તેઓ શીખ્યા હોય છે અને તે શિક્ષણને વર્તનમાં પણ મૂકે છે.

કમાવાનું કામ પુરુષનું ગણાય છે અને તેને લઈ પૈસાની વ્યવસ્થા પણ એ કરે છે. આપણે ત્યા સ્ત્રીઓને મોટે ભાગે એમાં આવડત નથી હોતી અને બિનઆવડતને લઈ એમાં માહાં રસ પણ નથી હોતો. આનાં પરિણામ સ્ત્રી દુર્ભાગ્યે વિધવા થાય ત્યારે તો આવે જ, પણ પતિની હયાતીમાં પણ ઘણી વાર આવે છે. માત્ર ઘરખરચના જરૂરી પૈસા નિયમિત – કે મોટે ભાગે અનિયમિત – રીતે એના હાથમાં મૂકવાનો રિવાજ રાખ્યો હોય એટલે સ્ત્રી તો એટલું જ જાણે કે પૈસા થઈ રહે એટલે પતિ પાસે માગવા. ઘરની સ્થિતિ કોઈ કારણસર નબળી આવી હોય તેની પણ સ્ત્રીને ખબર પડતી નથી, કારણ આર્થિક સ્થિતિ સંબંધી એને વિશ્વાસમાં લેવામાં જ આવતી નથી. એવા પણ દાખલા જોયા છે કે માથે દેવું થઈ ગયુ હોય, ઘરબાર વેચવાનો વખત આવ્યો હોય તેવી સ્થિતિમાં પણ ઘરમાં શુભ પ્રસંગ આવે તો સ્ત્રી જે મોટાં ખરચો કરવાનું કહે તે પુરુષ કરે અને સ્થિતિ વધારે બગડે. સ્ત્રી તો જાણતી નથી કે સ્થિતિ ખરાબ છે; અને કોઈ દિવસ એને કશું કહ્યું ન હોય એટલે એને કહેવાની પુરુષમાં હિંમત ન રહે. આમ પુરુષનો અણવિશ્વાસ અને સ્ત્રીની અણઆવડત તેમ જ બેદરકારીને લીધે કુટુંબ ખૂબ મૂંઝવણમાં મુકાઈ જાય છે અને આર્થિક વિનાશને પંથે વળે છે.

સહધર્મચારનો અર્થ કાંઈ એ નથી કે પતિપત્નીએ સાથે યજ્ઞ કરવા કે લગ્નાદિ પ્રસંગે ગ્રહશાંતિ કે મંડપમુહૂર્ત ઉપર સાથે બેસવું. એનો સાચો અર્થ તો એ જ છે કે સ્ત્રી અને પુરુષ બન્ને એકબીજાના કામમાં રસ લે, જરૂર પડે એકબીજાના દોષ તરફ ઇશારો કરે; પણ ખોડો કાઢવાની ટેવ ન કેળવે. અને સૌથી વિશેષ તો એ કે બંનેની પૂરી ખાતરી હોય કે નાની કે મોટી મુસ્કેલી આવશે તો સામી વ્યક્તિ પોતાને મદદરૂપ થશે જ. સ્ત્રી મદદ માગે અને પુરુષ એને ઠપકો આપે કે તિરસ્કાર કરે અથવા પતિ મદદ માગે ત્યારે સ્ત્રી બેદરકારી બતાવે તો પછી

સાથે બેસી કરેલી સેંકડો ધર્મક્રિયાઓ, વ્રત-ઉપવાસો કે એક વસ્ત્રે કરેલાં તીર્થસ્નાનનો * કશો અર્થ નથી.

પતિપત્નીના સંબંધને કેટલીક વાર વૃક્ષ અને વેલીના સંબંધની ઉપમા આપવામાં આવે છે. પતિ મજબૂત અને મુસ્કેલીઓ સામે એકલો ટકી શકે એટલે તે વૃક્ષ અને સ્ત્રી એને આધારે જીવે અને એને શોભાવે એટલે એ વેલી. કલ્પનામાં કદાચ આવી ઉપમા સુંદર લાગે, પણ વાસ્તવ જીવનમાં એ યોગ્ય નથી. સ્ત્રી માત્ર પુરુષનો આધાર લઈને જ જીવી શકે, એના આશ્રય વગર ટટાર રહી પણ ન શકે એ સ્થિતિ જરાએ ઇષ્ટ નથી. *અનાશ્રયા न शोभन्ते कविता वनिता लताः* ।( આશ્રય વગર સ્ત્રી, કવિતા અને લતા શોભતાં નથી ) એ પ્રાચીન ઉક્તિ સ્ત્રીનું સન્માન કરનારી કહી શકાય નહિ. દરેક વ્યક્તિમાં સ્વતંત્ર જીવન જીવવાની શક્તિ હોવી જોઈએ. જો કે સમાજમાં રહે એટલે અનેક પ્રકારના આધારની સૌને જરૂર પડે જ. પણ પતિનો આધાર જતો રહે તો સ્ત્રી વૃક્ષ ઉપરથી પડેલી વેલીની માફક નકામી બની કરમાઈ જાય એ યોગ્ય નથી. નાનપણમાં બાળકોને માબાપનો આધાર, આશ્રય બહુ જ જરૂરી છે; પણ જે કમનસીબ બાળકનાં માબાપ મરણ પામ્યાં હોય તે પણ સુખેદુઃખે પોતાનો રસ્તો કરી લે છે. તેવું જ સ્ત્રીના સંબંધમાં હોવું જોઈએ.

વળી કેટલીક લતાઓ એવી પણ હોય છે કે વૃક્ષનો આધાર લઈ પોતે ફાલીફૂલીને સુંદર દેખાય પણ વૃક્ષનો રસકસ ચૂસી નાખી એને નિર્જીવ કરી દે. સ્ત્રીઓમાં પણ આવી લતાઓ નથી હોતી એમ નહિ. પતિની સામાજિક, આર્થિક પદવીનો આશ્રય લઈ પોતે કુટુંબમાં, નાત-જાતમાં, સમાજમાં આગળ આવે પણ પતિનું ઋણ સ્વીકારતી નથી.

* તીર્થસ્નાનના પુણ્યમાં સરખો ભાગ મેળવવા દંપતી એક જ મોટું વસ્ત્ર સામસામે છેડેથી પહેરી સાથે સ્નાન કરે એવો રિવાજ છે.

પોતે સુખી થાય એટલું જ જુએ છે, પતિ સુખી છે કે નહિ તે જોવાની દરકાર બિલકુલ રાખતી નથી.

પતિપત્નીને એકબીજાનો આધાર તો હોવો જોઈએ, પણ તે પ્રેમનો – નિર્બળતાનો નહિ. એકબીજાના ગુણોની કદર કરતાં શીખે ત્યારે જ સંસારનૌકા સહેલાઈથી ચાલે. જેમ એકબીજા વગર તદ્દન અસહાય થઈ જવાની વૃત્તિ સારી નથી તેમ 'મારે કંઈ પડી નથી' એવી બેદરકાર વૃત્તિ પણ નુકસાનકારક જ છે.

આપણે ત્યાં પરિણીત જીવનમાં સ્ત્રીની પદવી હલકી નથી એવું સ્વ. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા મહા વિદ્વાન્ લેખકે પણ સિદ્ધ કરવા યત્ન કર્યો છે. "સરસ્વતીચંદ્ર"ના બીજા ભાગમાં ગુણસુંદરી સ્ત્રીઓને બહાર પાડવા સંબંધી લેખ વાંચીને વિદ્યાચતુરને કહે છે, "અમારે શું ઓછું છે? અમારાં શરીર તેમ અમારાં મન સંસારના ગર્ભ ધારણ કરવાને સર્જેલાં છે. અમારાં શરીર છે તે સંસારને ઉછેરવાનું સ્થાન છે. એ સંસારને, પુરુષના સંસારને ધકેલે ચઢાવવો તે જીભની પાસે દાંતનું કામ કરાવવાના પ્રયત્ન જેવું છે. × × તમે પણ પેટની સેવા સારું જીવશો અને અમે પણ તેમ કરીશું ત્યારે તમારી સંતતિની, તમારા કુટુંબની, તમારા ઘરની, તમારા મનની, તમારા આનંદની, તમારા ધર્મની સંભાળ કોણ લેશે? શું ઈશ્વરે જગત એવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની સેવા કરવી?"

આ શબ્દોમાં સ્ત્રીની અનેકવિધ ફરજો વિષે સુંદર વર્ણન કર્યું છે. એમાં ગર્ભિત અર્થ બે રહ્યા છેઃ (એક એ કે પુરુષનું જીવનનાવ સરળતાથી ચલાવવા માટે જ સ્ત્રીની જરૂર છે, એનું પોતાનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી. બીજો અર્થ એ કે સ્ત્રી કોમળ છે, એને ઘરની બહારનું કામ આપવાથી એની કોમળતા ઉપર આઘાત થાય.)

"તમે પેટની સેવા સારુ જીવશો અને અમે પણ તેમ કરીશું" એ

શબ્દો સ્ત્રી સ્વતંત્ર રીતે કમાય તેની ટીકા રૂપે છે. એવો પણ અર્થ થાય છે કે કમાવું એ સ્ત્રી માટે હલકું છે. શ્રી ગોવર્ધનરામના જમાનામાં જ્ઞાતિ-ભેદ અને વર્ગભેદની દીવાલો બહુ સખત હતી. એમના જેવા વિદ્વાન ઉપર પણ એ જમાનાના ભેદભાવની અસર તો હોય જ. એટલે કમાણી કરવી તે 'હલકા' વર્ગની, 'ઉતરતી' જાતિની સ્ત્રીઓનું કામ એવો એમને ખ્યાલ હોય જ. બાકી એ જમાનામાં પણ આપણા દેશમાં ગામડાંમાં લાખો સ્ત્રીઓ ખેતરની મજૂરીનું કામ કરતી જ. શહેરોમાં પણ દળવાનું, ખાંડવાનું, પાણી ભરવાનું, વાસણકપડાંનું, દાયણનું એવાં કામ કરતી. મધ્યમ કે ઉપલા વર્ગની સ્ત્રી માફક 'ઘરની રાણી' થઈ બેસવાનું એમને પરવડે તેમ નહોતું. એ જમાનામાં મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ ઘણી વાર વેપારીઓ માટે દાળ વીણવાનું કે કપાસનાં કાલાં ફોલવાનું કામ કરી થોડી વધારાની આવક પોતાના નવરાશના વખતમાં ઘેર બેઠાં કરતી. ઘરના આગલા ભાગમાં આવેલી ઘીદૂધની કે દાણાની દુકાને બેસી પુરુષને મદદગાર પણ થતી. એ માટે એને ઘર છોડવાની જરૂર નહોતી; પણ પેટની સેવા માટે કામ કરવાની જરૂર સ્ત્રીઓને પડતી જ. જો ઘરનું કામ સ્ત્રી માટે હલકું ગણાતું નહોતુ તો 'પેટની સેવા' માટે કમાવું એ પણ અમુક વર્ગો માટે બહુ જરૂરી હોઈ એમના પોતાના વર્ગમાં હલકું ગણાતું નહોતું. અલબત્ત વર્ગભેદની ભાવનાને લઈ 'સારા' કુટુંબની સ્ત્રીઓ માટે એ યોગ્ય ગણાતું નહિ.

ઘરકામ કરવાથી સ્ત્રી હલકી પડતી નથી એમ વારંવાર કહેવામાં આવે છે. આજે શ્રમનું મૂલ્ય વધારવાના જમાનામાં આપણે એ ખરું માનવા પ્રયત્ન પણ કરીએ; પણ ઘરકામ હલકું ગણાય છે કે નહિ તેનો વિચાર કરવો જોઈએ. ઑફિસના કારકુનો કે શાળાના શિક્ષકો કરતાં ઘરકામ કરનાર નોકરો કે રસોઈઆ એકંદરે વધારે કમાણી કરે છે, કારણ એમને ખોરાક, કપડા, ઘરભાડું, દીવાબત્તી અને બીજી અનેક ચીજો પગાર ઉપરાંત મળે છે જેની કિંમત ઑફિસના પગાર કરતાં મોટી

થાય છે. તે છતાં કારકુન અને શિક્ષક કરતા એ સોકો હલકા મનાય છે જ, અને કોઈ પણ સાધારણ ભણેલો પુરુષ પણ કદી ઘરકામ કરવા તૈયાર થતા નથી – બેકારીને લીધે આપઘાત કરવાનો વખત આવે તો પણ. નોકરો અને રસોઈયા પણ એમ ઇચ્છે છે કે એમના દીકરા ભણીને કારકુન કે શિક્ષક થાય પણ ઘરકામના 'હલકા' ધંધામાં ન પડે.

સ્ત્રી ઘરકામના વૈતરાથી કચરાઈ જાય તો પણ જે કદર થતી નથી તે જો એ બહાર કામ કરી કમાવા માંડે તો તરત થાય છે, એની પદવી એકદમ ઊંચી આવે છે, એવો સૌ કોઈનો અનુભવ છે.

સ્વ. ગોવર્ધનરામે ગુણસુંદરીના મોંઢામાં મૂકેલા શબ્દો — "સ્ત્રીના સંસારને પુરુષના સંસારને ધક્કે ચઢાવવો તે જીભની પાસે દાંતનું કામ કરાવવાના પ્રયત્ન જેવું છે" એનો અર્થ એ કે સ્ત્રી જાતિ કોમળ છે અને એ બહારના સખત કામમાં ટકી શકે નહિ. પણ આજના દૃષ્ટિબિંદુથી જોતાં લાગે છે કે સ્ત્રીની મૃદુતાની રક્ષા કરવાને બહાને એની નિર્બળતાને ઉત્તેજન આપવામાં આવે છે. એ પોતાની જાતને સુકોમળ માની ઘરમાં જ પુરાઈ રહે, પુરુષની સાથે હરીફાઈમાં ન ઊતરે, એના હક્કો ઉપર તરાપ ન મારે એ જ માટે એની મૃદુતાનાં વખાણ કરવામાં આવે છે. બાકી આપણે જોયું તેમ આપણા દેશમાં પણ સ્ત્રીવર્ગનો મોટો ભાગ તો દાંતનું કામ–કમાવાનું–કરતો જ આવ્યો છે. શ્રીમંત વર્ગમાં તો સ્ત્રીને નથી ઘરકામ કરવાનું કે નથી બહારની કમાણી કરવાની જરૂર. રહ્યો માત્ર મધ્યમ વર્ગ. એ વર્ગ મોટો છે અને એ સમાજની કરોડરજ્જુ એટલે મુખ્ય આધાર મનાય છે. એટલે આખી ચર્ચા એ વર્ગને જ લાગુ પડે છે.

એક તરફથી સ્ત્રીને હલકી, ઊતરતી માનવી તે ખોટું છે તો બીજી તરફથી એને કાચની પૂતળી જેવી માની સદા ય પુરુષના રક્ષણ નીચે રાખવા યોગ્ય ગણવી એ પણ એટલું જ નુકસાનકારક છે. આવી માન્યતાથી સ્ત્રીની શક્તિ તો હણાઈ જ જાય છે પણ એનું માનસ પણ પરાવલંબી,

અસહાય થઈ જાય છે. આવા માનસમાં સ્વમાનની ભાવના પણ રહેતી નથી અને ઘરમાં સુરક્ષિત રહેવા માટે હલકું પદ કે જુલમો પણ એ સહી લે છે.

જ્યાં સ્ત્રી ઉપર જુલમ ન કરવામાં આવે ત્યાં પણ એને અજ્ઞાન અને પરાધીન રાખવામાં આવે છે. એ પરાધીનતામાં જ એનું શ્રેય છે એમ સમજાવવામાં આવે છે. અજ્ઞાન રહેવું એ જ આર્યત્વની સાચી ભાવનાનું પોષક છે એમ શીખવવામાં આવે છે. આવી માન્યતાઓને લઈ પુરુષના અધિકાર વધે છે; પણ એ સાચી સહચરી ખોઈ એક અશક્ત, નિરાધાર સ્ત્રીનો માલિક બને છે.

સ્ત્રીધર્મની ભાવનાના અતિરેકથી સ્ત્રી આ માલિકપણાને સ્વાભાવિક માની લઈ એને વશવર્તી રહે છે. પોતાની પરાધીન સ્થિતિ એને મોટે ભાગે સાલતી જ નથી; અને જો સાલે તો એનામાં એ સામે બંડ કરવાની શક્તિ નથી. કદાચ બંડ કરવા જાય તો સમાજનાં ષડ્યંત્રો એને પૂરી પરાસ્ત કરી દે છે.

પણ સમાજનો ઉદ્ધાર કરવો હોય તો સ્ત્રીનાં વિકાસને એનું એક જરૂરી અંગ ગણવું જ પડશે. સ્ત્રીની પ્રગતિમાં અવરોધ નાખતા જે રિવાજો કે કાયદા હોય તે બધા દૂર કર્યા સિવાય ચાલશે નહિ. સ્ત્રીએ પરાધીન દશાથી સંતુષ્ટ રહેવું એમ આ પ્રગતિના જમાનામાં કોઈ ન કહી શકે. સ્ત્રી પોતે જ પોતાની દશાથી સંતુષ્ટ છે એમ કહેવામાં પણ કશો અર્થ નથી, કારણ કે એને હજી ભાન જ નથી થયું કે એને માટે પણ સ્વાધીન દશા શક્ય છે.

(પરણેલી જિંદગીમાં સ્ત્રી સ્વાધીન થાય કે માન પામે તે પહેલાં એણે એ અધિકાર મેળવવાની લાયકાત તો કેળવવી જ પડશે.) એ લાયકાત આણવાનું મુખ્ય સાધન શિક્ષણ છે. તેમ જ સ્ત્રીના ઊતરતાપણાની ભાવના જડમૂળથી ઊખડી જવી જોઈએ. સ્ત્રી ભણીગણી પોતાની પદવી ઊંચી

કરશે તો આપણી દાસી કોણ થશે, યથેચ્છ ઉપયોગ કરવા આપણું રમકડું કોણ બનશે એવો ભય જ્યાં સુધી પુરુષવર્ગમાં હશે ત્યાં સુધી કોઈ પ્રકારની પ્રગતિ થશે નહિ. એક મનુષ્યને જરાણી જોઈ ને પોતાના સ્વાર્થ માટે બીજા મનુષ્યને અજ્ઞાન રાખવાનો હક જ નથી.

સ્રીપુરુષ બંને લગ્ન કરે છે તે સુખ મેળવવાના આશયથી. આગળ જે મુશ્કેલીઓ પડવાની છે તેનો લગ્ન સમયે ખ્યાલ ન હોય તેમાં નવાઈ નથી. યુવાન સ્રીપુરુષમાં એકબીજા પ્રત્યે જે શારીરિક આકર્ષણ લગ્ન વખતે હોય છે તેને લઈ એ લોકો બીજા કશા તરફ ધ્યાન આપી શકતાં નથી. ઉંમર સમજણી હોય તોપણ લગ્ન વખતે કોઈ મુશ્કેલીઓનો વિચાર કરવા બેસતું નથી. પછી જ્યારે એ મુશ્કેલીઓ આવી પડે ત્યારે એનો ઉકેલ આણવાની આવડત ન હોય, બંનેમાંથી એકમાં, અથવા બનેમાં અભિમાનનું પાસું હોય, ધીરજની, સહનશીલતાની ખામી હોય તો આ મુશ્કેલીઓ ઘટવાને બદલે વધે છે.

શરૂઆત નાની તકરારોમાંથી થાય છે; અને જો સાવધાન રહેવાની કળા હાથ કરી ન હોય તો ઉતાવળમાં કડવાં વેણ કહી દેવામાં આવે છે ને તકરાર આથી ગંભીર સ્વરૂપ પકડે છે. એક દિવસમાં આ બધું બનતું નથી પણ ધીમે ધીમે બંને વચ્ચેનું અંતર વધતું જાય છે.

નાની તકરારોમાં સમાધાન કરતાં અને ઉદાર વૃત્તિ રાખતાં જો આવડતું હોય તો ઘણાંએક લગ્નજીવનનાં વહાણ ખરાબે ચઢી ભાગી જતાં અટકે.

પણ કેટલાંક દંપતી એવાં હોય છે કે જેમનો મેળ કદી પણ ખાતો જ નથી. બંનેને એકબીજાનું કોઈ પણ કામ પસંદ પડતું જ નથી. એમનામાં તકરારો અને ઘર્ષણ ચાલ્યા જ કરે છે. કોઈ દાખલામાં વાતવાતમાં એકમેકને ગહેણાંટોણાં મારતાં પતિપત્ની દેખાય છે તો કોઈમાં ઉઘાડે છોગે લડતાં પણ દેખાય છે. વાંક બંનેનો હોય, કે એકનો પણ હોય,

અથવા શરૂઆતમાં બેમાંથી એકનું વર્તન કોઈ રીતે અનિચ્છનીય હોય તેથી બીજું માણસ પણ બેદરકાર કે ક્રૂર પણ થાય.

દંપતીમાં એક દિવસ પણ વિખવાદનો પ્રસંગ ન આવ્યો હોય, એમનું જીવન એક સરખું નિર્મળ વહી રહ્યું હોય એવો દાખલો તો દુનિયાભરમાં શોધ્યો જડે નહિ. નાની બાબતોમાં મતભેદ હોય કે કદાચ થોડી તકરાર પણ થાય તેથી એ લગ્ન નિષ્ફળ ગયું ન કહેવાય. એકંદરે એકબીજાને નિભાવી લેવાની વૃત્તિ હોય તેમ જ અન્યોન્યને માટે ભોગ આપવાની તૈયારી હોય, સામાના દોષને નાના ગણી ગુણોની કદર જાણવામાં આવતી હોય તો એ લગ્નજીવન સફળ થયું ગણાય.

પુરુષ જુલમ કર્યા જ કરતો હોય અને સ્ત્રી એ સહન જ કરતી હોય, એ જીવનમાં એને રોટલો અને ઓટલો મેળવવા સિવાય કશો જ લાભ ન હોય, શારીરિક, માનસિક, આધ્યાત્મિક ઉન્નતિનો સંભવ જ ન હોય ત્યાં એ જીવનને નિભાવી રાખવું તે બર્નાર્ડ શૉના મત પ્રમાણે કાયદેસરની વેશ્યાવૃત્તિ છે. આ અભિપ્રાય છેક ખોટો નથી જ. લગ્ન એ દંપતીના સુખ અને સદ્દાચાર માટે, અન્યોન્યને ઉન્નત માર્ગે લઈ જવાનો પ્રયત્ન કરવા માટે છે. તે ઉપરાંત સમાજની સ્થિરતાનું પણ સાધન છે; પણ જ્યાં આમાંથી એકે આશય સિદ્ધ થયો ન હોય, જ્યાં વ્યભિચાર, મારપીટ, ગાળાગાળી, શારીરિક અને માનસિક ક્રૂરતા એ સર્વનું જ સામાન્ય હોય ત્યાં સ્ત્રી આગ્રહથી પતિને વળગી રહે તે શા માટે? પતિ ભ્રષ્ટ, વ્યભિચારી, દુર્ગુણી હોય પણ એને દેવ ગણીને પૂજવો એ સ્મૃતિની આજ્ઞા તો કાગળ ઉપર લખવી સહેલી છે. બાકી એવા પતિ માટે કોઈ પણ સ્ત્રીના મનમાં માનવૃત્તિ તો રહી જ ન શકે. એટલું જ નહિ પણ એની સાથેની જિંદગી અતિશય દુષ્કર લાગે જ. વારંવાર થતું અપમાન ગળી જવું પડે, પતિ તરીકેની એક પણ ફરજ પુરુષ અદા કરતો ન હોય, માત્ર એક જુલમગારનો ભાગ ભજવતો હોય ત્યાં સ્ત્રી લાચારીથી એની સાથે રહે એનો અર્થ એ કે પેટને માટે અથવા હેલવાસનાને માટે એ બધું

સહન કરે છે. તો પછી વેશ્યા પણ પેટ માટે અથવા દેહવાસનાને સંતોષવા ખાતર પોતાની જાત વેચે છે તેમાં અને એવી ગુલામી વૃત્તિવાળી પત્નીમાં શો ફેર છે? જેમ વેશ્યાને પણ દેહવાસના જેવું થોડા વખત પછી રહેતું નથી તેમ લાંબા વખતના પરિણીત જીવન પછી પરણેલી સ્ત્રીને પણ રહેતું નથી. ધણીને એનો કંટાળો આવી ગયો હોય છે; છતાં પુરુષની ઇચ્છાને તાબે થવું પડે છે, કારણ તે સિવાય રોટલો મળે તેમ નથી. આ કાયદેસરની વેશ્યાવૃત્તિ નહિ તો બીજું શું?

બાળકોના હિત ખાતર સ્ત્રી અનેક પ્રકારના જુલમ સહી લે છે એ સાચું છે. પણ જ્યાં ઘરમાં ભ્રષ્ટ, ક્રૂર વાતાવરણ હોય તેમાં બાળકને ઉછેરવાં એ એમના હિતમાં છે એમ કેવી રીતે કહી શકાય? એમને બાપથી (અથવા મા ભ્રષ્ટ હોય તો માથી) જુદાં પાડવામાં મોટે ભાગે એમનું હિત રહે છે.

એક પુરુષ પતિ તરીકે જુલમગાર હોય પણ એને પોતાનાં બાળકો ઉપર વહાલ હોય; તેમ જ સ્ત્રીને પતિ સાથે ન બનતું હોય અથવા એ પતિને વફાદાર ન હોય છતાં માતા તરીકે બહુ સારી હોય; એટલે જ્યાં બાળકો હોય ત્યાં પ્રશ્ન બહુ ગૂંચવણભર્યો બને છે અને એક સપાટે ઉત્તર આપી શકાય નહિ કે આમ જ કરવું જોઈએ. દરેક દાખલામાં એના સંજોગો ઉપર આધાર રહે છે.

જેઓ એમ માની લે છે કે લગ્ન એ સીધું સ્વર્ગનું દ્વાર છે, જિંદગીનાં બધાં દુઃખોનો અંત લાવે છે તેમને બહુ નિરાશા સાંપડે છે. લગ્નમાં સુખની શક્યતાઓ છે તેવી દુઃખની પણ છે. એટલે જેમ સુખ માણવા તત્પરતા હોય તેમ દુઃખ સહી લેવાની તૈયારી પણ હોવી જોઈએ.

કયું લગ્ન વધારે સુખી નીવડે — માબાપે ગોઠવેલું કે ગેળ પસંદગીથી કરેલું એની ચર્ચા આ પુસ્તકમાં અપ્રસ્તુત છે, કારણ આપણો વિષય મુખ્યત્વે એમાં સ્ત્રીનું સ્થાન ક્યાં છે એ જ છે. ટૂંકામાં એટલું જ કહીશું

કે જેમને આખી જિંદગી સુધી એકબીજાને નિભાવવાનાં છે તેમને પસંદગીની છૂટ અપાય એ યોગ્ય છે. એ ભૂલ કરતાં હોય તો વડીલો એ ભૂલ તરફ લક્ષ દોરી શકે અને બને તો એ પસંદગીમાંથી પાછા વળવા સમજાવટ પણ કરે; પણ ત્યાં એમનું કર્તવ્ય પૂરું થાય છે.

આપણે ત્યાં યુવાનો અને યુવતીઓને એકબીજાનો પરિચય કરવાની તક મળતી નથી તેમ જ હજી મોટે ભાગે આપણાં જુવાનોનો એવો ઉછેર પણ નથી કે જેથી લગ્નના ક્ષેત્રમા મેળે પસંદગી કરવાની શક્તિ એમનામાં હોય. એટલે માબાપને પસંદગી કરવી પડે છે; પણ એક વાત તો માબાપે લક્ષમાં રાખવી જ જોઈએ કે એ પસંદગી સાચી રીતે સંતાનોના હિતમાં હોવી જોઈએ. વડીલોની પ્રતિષ્ઠા, રૂઢિગત રિવાજોનું પાલન, કુળવાનશાહી, વડીલોના પોતાના આર્થિક કે સામાજિક લાભ એવાં ધોરણો ઉપર પસંદગી થાય તેમાં પરણનારનું હિત જળવાતું નથી. આવાં કારણોને લઈ જોડાયલાં હજારો દંપતી જીવન નિભાવ્યે રાખે તેથી એ લોકો સુખી જ છે એમ માની લેવાનું નથી.

ગમે તે રીતે ગોઠવાયેલું લગ્ન હોય પણ સુખી થવાનો આધાર બંનેના સ્વભાવ ઉપર રહે છે. સહનશીલતા, ઉદારતા અને એકબીજા માટે મમતા અને ચિંતા (જે બંને શબ્દનો અર્થ અંગ્રેજી શબ્દ Considerationમાં સમાઈ જાય છે તે) જો હોય તો દુઃખી થવાનો સંભવ ઓછો રહે છે.

---

# કુલવધૂ અને વડીલો

જે પત્ની, સ્થિતિ માટે હિંદુ કન્યાને જન્મથી જ તૈયાર કરવામાં આવે છે તે કુલવધૂ. પત્નીપદ કરતાં પણ કુલવધૂનું પદ વધારે અગત્યનું છે, કારણ સંયુક્ત કુટુંબ એ આપણા સમાજનું એકમ છે, અને કન્યાને પરણીને પ્રથમ એમાં સમાસ કરવાનો છે. એ કુટુંબનાં વડીલોની કસોટી-માંથી પાર ઊતરે તો જ પતિ તરફથી સન્માન, સત્કાર પામે એવું મોટે ભાગે બને છે. સાસરે જતી કન્યાને આપેલી શિખામણ વિષેના કોઈ પણ શબ્દો જોઈશું તો સૌથી પહેલી શિખામણ વડીલોની આજ્ઞા માનવાની, એમની સેવા કરવાની હશે. શકુંતલાને સાસરે વિદાય કરવાનો પ્રસંગ, જે કવિ કાલિદાસના 'શાકુંતલ' નાટકમાં બહુ જ સુંદર રીતે આલેખાઈ આખા નાટકનો શ્રેષ્ઠ ભાગ ગણાય છે તેમાં પણ કણ્વ ઋષિ શકુંતલાને વિદાયગીરીની શિખામણમાં સૌથી પહેલું એ જ કહે છે કે "शुश्रूषस्व गुरून्" (વડીલોની સેવા કરજે). પતિ તરફની ફરજ— "भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः।" (પતિ ગુસ્સે થઈ તિરસ્કાર કરે તોપણ સામી થઈશ નહિ) એ બીજા નંબરની શિખામણ છે.*

લગ્ન વખતે વરની ઉંમર નાની હોય અને એ માબાપને આધીન હોય એટલે ઘરમાં એનું કશું ચલણ ન હોય. એ પોતે જ કશું સ્વતંત્ર રીતે કરી શકતો ન હોય એટલે એની પત્ની તો ન જ કરી શકે.

---

* પતિને નારાજ કરીને, તેનો ત્યાગ કરીને પણ વડીલોને પ્રસન્ન કરનારી સ્ત્રીની "આર્યત્વ"ની ભાવનાને વખાણતી વાર્તાઓ સાહિત્યમાં અને સિનેમાના પડદા ઉપર રજૂ થાય છે.

વહુ તરીકે ઘરમાં પ્રવેશ થયો એટલે કન્યા મટી એકદમ પ્રૌઢ સ્ત્રીનાં લક્ષણ એણે ધારણ કરવાં પડે છે. છોકરવાદી છોડી દઈ ગંભીર થવું પડે છે, પછી ગમે તેટલી નાની ઉમર હોય. હજી ગુજરાતનાં ગામડાંમાં લાજ કાઢવાનો રિવાજ જેને મહાત્મા ગાંધીજીએ પોતાની આત્મકથામાં 'જંગલી રિવાજ' કહ્યો છે તે પ્રચલિત છે. ગામડાં કે નાનાં શહેરોમાંથી આવી મોટાં શહેરોમાં વસેલાં કુટુંબોમાં પણ એ ચાલુ છે, અને જ્યાં એ રિવાજ પહેલેથી ન હોય ત્યાં પણ યુવાન સ્ત્રીઓ સાસરાના વડીલો કે પરપુરુષોના દેખતાં બહાર આવતી નથી. મહારાષ્ટ્રમાં પણ આ રિવાજ પહેલાં બહુ સખ્તાઈથી પાળવામાં આવતો. સ્વ. શ્રી રમાબાઈ રાનડેએ પોતાની આત્મકથામાં એ વિષે એક રસિક પ્રસંગ આલેખ્યો છે. એમણે પૂનામાં એક સભામાં ભાષણ આપ્યું. સ્ત્રીઓ તેમ જ પુરુષોની મિશ્ર સભા હતી. એ વાત એમના સાસરાની વડીલ સ્ત્રીઓએ જાણી ત્યારે એમના ગુસ્સાનો પાર ન રહ્યો. એમની ખાતરી થઈ કે વહુ વંઠી ગઈ. અને પહેલાં કુલની મર્યાદા કેવી હતી તેનું વર્ણન કરતાં રમાબાઈનાં નણંદે કહ્યું કે "અમારાં માઈ (સાવકાં મા) જ નથી? એ પણ બીજી વારનાં હતાં* અને લાડકાં હતાં; પણ પર પુરુષની આગળ આવવાની એમની હિંમત હતી? એક વખત અમે પન્હાળગઢ ગયાં હતાં ત્યારે આંગણામાં કારકુનો પાણી પીવા આવ્યા તે વખતે અંદર ન જતાં અમે બહાર ઊભાં રહ્યાં એટલો જ અપરાધ; પણ એટલા ઉપરથી અમારા ભાઉસાહેબે (પિતાજીએ) ચાર દિવસ સુધી માઈ સાથે બોલવાનું બંધ રાખ્યું હતું. તે પ્રકાર ક્યાં અને હમણાં બનતો પ્રકાર ક્યાં?"

આ ઉપરથી જણાશે કે મહારાષ્ટ્રમાં સ્ત્રીઓ માથું ઉઘાડું રિવાજ તરીકે જ રાખે છે છતાં એમનામાં પણ મલાજો પાળવાની રીત હતી, મોટાં સંયુક્ત કુટુંબોમાં હજી હશે.

* રમાબાઈ પણ શ્રી રાનડેનાં બીજી વારનાં પત્ની હતાં.

અત્યારે સંયુક્ત કુટુંબો તૂટતા જાય છે. આનાં કારણ ઘણાં છે. એક તો જનતાનો પ્રવાહ અત્યારે મોટાં શહેરો તરફ છે ત્યાં જગાની તંગીને લઈ મોટા કુટુંબોનો સમાવેશ થઈ શકે તેમ નથી હોતું. એટલે ખાસ જરૂર સિવાય બીજાં માણસો ત્યાં જતાં નથી. પરણીને તરત જુદા થવાની પ્રથા આપણે ત્યાં મુંબાઈ જેવા શહેરમાં કોઈ દાખલામાં નજરે પડે છે. બાકી બહુ મોટાં નહિ પણ નાનાં સંયુક્ત કુટુંબો તો હજી એ ઘણે ભાગે દેખાય છે. જો કે વાતાવરણ હવે સ્વતંત્રતાનું છે અને જૂની પ્રથાનો બચાવ કરવાના પ્રયત્નો થાય છે પણ એ ટકવાની નથી.

એ સંસ્થા હજી સુધી ટકી રહી છે તેનાં મુખ્ય કારણ બે છે. એક તો ચાલતા આવેલા રિવાજને ઠોકરે મારી જુવાન સ્ત્રીપુરુષ જુદું ઘર માંડે તે આપણામાં સ્વતંત્ર માનસનું નહિ પણ સ્વચ્છંદનું લક્ષણ મનાય છે. જુદાં રહેવું તે વડીલોનું અપમાન કર્યા બરાબર ગણાય, એમની મર્યાદા લોપી ગણાય. આપણા સમાજનો મોટો ભાગ હજી રૂઢિચુસ્ત હોવાથી યુવાનોના આવા વર્તનની નિંદા, ટીકા કરે છે.

બીજું કારણ તે દેશની આર્થિક સ્થિતિ છે. ઘણાંખરાં કુટુંબોની આવક એવી મોટી નથી હોતી કે નવાં પરણનાર દંપતી જુદાં રહેવા જાય અને માબાપ અને વગર પરણેલાં એક જુદું ઘર રાખે. 'બે ચૂલે બમણો ધરો' એ કહેવત અનુસાર જુદાં ઘર રાખવામાં ખરચ ઘણું થાય છે જે મોટા ભાગને પરવડે તેવું નથી હોતું.

રૂઢિચુસ્તતા ધીમે ધીમે ઓછી થતી જાય એ સંભવિત છે; પણ દેશની આર્થિક સ્થિતિ એટલી બધી સુધરી જાય કે પશ્ચિમની પેઠે દરેક નવાં પરણેલા દંપતી જુદાં જ રહી શકે એ તો જરા પણ સંભવતું નથી. છેલ્લા બારતેર વરસથી મુંબાઈ અને બીજાં શહેરોમાં જગાની જે અસાધારણ તંગી છે તે પણ જુદાં કુટુંબો વસાવવામાં બહુ મોટા અંતરાયનું કારણ છે.

સંયુક્ત કુટુંબમાં વસનાર બધી સ્ત્રીઓની સ્થિતિ સરખી નથી જ હોતી. વડીલપદે રહેલી સ્ત્રીઓને જે સગવડો અને છૂટ મળે છે તે નાની ઉંમરનીને નથી જ મળતી. તેમા પણુ વહુઓને માટે તો એક જુદું જ ધોરણ છે.

સાસુ તરીકેના સ્ત્રીના વર્તનમાં જ એની સાચી પરીક્ષા થાય છે. બીજાં બધાં સાથે ખૂબ સભ્યતાથી વર્તનાર સ્ત્રી પણ સાસુ તરીકે અતિશય ક્રૂર વર્તન રાખી શકે છે.

સંયુક્ત કુટુંબોમાં વડીલ સ્ત્રીઓ નાની વહુઓને પુત્રી માફક રાખે છે, તેમને કામકાજ શીખવી કુશળ બનાવે છે, ઘરની ચિંતા પોતાને માથે લે છે એટલે જુવાન સ્ત્રીઓને કોઈ જાતની ફિકર રહેતી નથી એવી દલીલો કરવી તે એક જાતની છેતરપિંડી છે. સ્વ. મહીપતરામ નીલકંઠે 'સાસુવહુની લડાઈ' એ નવલકથા પોણોસોથી વધારે વરસ ઉપર લખી હતી. એમાં જુલમગાર સાસુનું જે ચિત્ર આપ્યું છે તે જરા ય અતિશયોક્તિ ભરેલું નથી. એ જમાનામાં જ એ સાચું હતું એમ નથી. આજે પણ એ એવું જ સાચું છે. પ્રાચીન સમયમાં કૌશલ્યા કે કુંતા માતા વહુને લાડ કરતાં હોય તેથી દેશમાં આજે પણ સામાન્ય રીતે એની જ સ્થિતિ છે એમ માની લેવું એના જેવી બીજી કોઈ મૂર્ખાઈ નથી. આંખો ઉઘાડી વર્તમાન સ્થિતિ જોવાને બદલે ભૂતકાળનાં પડ ઉખાડી તેમાંથી એકાદ બે વિરલ દાખલા શોધી એને સમસ્ત કાળ (હજારો વર્ષના ગાળાના) અને સમસ્ત દેશને લાગુ પડતા માનવા તે બુદ્ધિની ખામી સિવાય બીજું કશું દેખાડતું નથી. આવી બુદ્ધિહીન દલીલ કરનારાં પણ પડ્યાં છે, તેથી જ આટલો નિર્દેશ કર્યો છે.

સંયુક્ત કુટુંબમાં સાસુને પદે અથવા મુખ્ય વડીલ સ્ત્રીને પદે રહેલી સ્ત્રીની સત્તા સર્વોપરી છે. એની ઇચ્છા તે જ ઘરની બીજી સ્ત્રીઓને કાયદારૂપે માનવી પડે છે. દરેક બાબતમાં એ ધારે તે કારણ અને

બાંધે તે ધોરણ છે. એની આજ્ઞા વિરુદ્ધ એના પુત્રો પણ કશું જ કરી શકતા નથી, તો પછી વહુઓ તો ન જ કરી શકે.

આટલી બધી સર્વોપરી સત્તાનું એક મોટું વિપરીત પરિણામ એ છે કે વડીલ સ્ત્રી વહુ ઉપર ગમે તેવા જુલમ કરે તો પણ એના પતિથી એનો બચાવ થઈ શકતો નથી. એમ કરવું તે માતાની આજ્ઞાનો લોપ કર્યા બરાબર, એની આમન્યાનો ભંગ કર્યા બરાબર ગણાય છે. માતાની આજ્ઞા ગમે તેવી હોય તોપણ પુત્રે તે પાળવી જ જોઈએ. એ સિદ્ધાંતનો અતિરેક થતો આપણે કુંતાએ કરેલી આજ્ઞાથી દ્રૌપદીને પાંચ પતિની સ્ત્રી બનવું પડયું તે વિષયમાં જોઈ શકીએ છીએ.

સાસરામાં નવી આવેલી વહુની સ્થિતિ કેવી છે તે આપણે ગઈ પેઢીના લેખક અને હિંદુ સંસારના ખૂબ અનુભવી એવા સ્વ. શ્રી હરગોવિંદદાસ કાંટાવાળાના શબ્દોમાં જોઈએ: "માબાપ જે લાડ લડાવતાં તે સાસરામાં દૂર થાય છે. સાસુનણંદનો અમલ તેના ઉપર લાગુ થાય છે. સાસુ જે હુકમ કરે તે સ્વીકારવો પડે છે, અને જે કામ ફરમાવે તે મૂગે મોઢે કરવું પડે છે. નણંદ તેના નેડા લેવા હંમેશ તત્પર રહે છે, અને કંઈ ચૂક થઈ કે મોંમાથી ઉની વરાળ નીકળી, કે ઝટ તે પોતાની માને સોંપે છે, અને તે જો દુષ્ટ સ્વભાવની હોય તો અનેક સાચાં-જૂઠાં પણ કરે છે. નણંદના કહેવા ઉપરથી સાસુ વહુની ઝડતી લે છે, કે વખતે ધણીને ભંભેરી માર પણ મગાવે છે. × × વહુનું દરેક કામ નિંદવામાં આવે છે અને તેને ઠપકો ખાવો પડે છે; એટલું જ નહિ પણ વખતે તે કારણે તેનાં માબાપ ઉપર પણ પસ્તાળ પડે છે. વહુ જાણે એક મજૂરણ ગુલામડી હોય તે પ્રમાણે તેની પાસેથી આખો દિવસ કામ લેવામાં આવે છે, એટલે તેને જંપવા વારો આવતો નથી એમ કહીએ તો ચાલે. વહુને બહુ કરીને રસોડાનો અધિકાર મળતો નથી. રસોડાનું અધિપતિપણું સાસુ પોતાની પાસે રાખે છે તે એવી મતલબથી કે સારું-

નરસું મરજીમાં આવે તેમ તે જમનારાને પીરસી શકે, અને વહુને કાચું દવાયું કે ખરબચડું, ટાઢું શીળું કે એઠુંજૂઠું, પોતાની મરજી પ્રમાણે આપી શકે. કોઈવાર વહુ પાસે રંધાવે, તો તેની રસોઈમાં અનેક ખોડો કાઢે અને રંધાઈ રહ્યું કે તેણે રસોડું સાસુજીને હવાલે કરવું જોઈએ.

"નવી વહુને દિયર, જેઠ અને જેઠાણીનો તાબો પણ વેઠવો પડે છે. કામનો ઘણો બોજો નવી વહુને માથે આવી પડે છે. માબાપને ત્યાં બહુ હોય તેથી કે માતાએ આપેલી છૂટથી તેને કામ કરવાનો મહાવરો ન હોય તો તે પોતાનું કામ ઉતાવળથી કે સારી રીતે ન કરી શકે, તેથી તેના ભોગ ફરી વળે. કામ કરતા હાથે ફોલ્લા પડે તો સાંભળવું પડે, કામ ન આવડે તો માબાપને ગાળો પડે. બે ઘડી નિરાંતે બેસવાનો વારો ન આવે. શરીર કથળે તો ઢોંગ કરે છે, એવી ટીકા થાય. વહેલાં ન ઉઠાય તો ઠપકો ખાવો પડે. વહુ જો બોલે તો ચાવળામાં ખપે, અને તે ન બોલે તો મૂંગી છે, મોંમાં દાંત નથી, મોંમાં મગ ભર્યા છે, વગેરે કહેવામાં આવે.

"પત્ની તરીકે ઘરમાં રહેવાનું થાય, પરંતુ પતિ સાથે દહાડે તો એક અક્ષર પણ બોલી ન શકાય. બીજાના દેખતાં તેની સાથે વાતચીત થઈ ન શકે." × × ×

"સાસરામાં વહુની કંઇ કિંમત નથી. 'વહુ ગોઈ ને ઉંદરડી મોઈ' એવી કહેવત ચાલે છે. સસરાજીને ઊના પાણીમાં સમોવણ આપતાં વાર થવાથી તે રિસાયા, અને નાવણિયેથી ઊઠી તુરત તેના ઉપર શોક્ય લઈ આવ્યાના દાખલા ખરેખરા બનેલા છે. સાસુને વહુ પસંદ ન પડી તો તે પોતાના છોકરાને ઝટ ફરી પરણાવે અને વહુની હાડછેડ કરી તેને પિયરમાં હાંકી કાઢે. ધણીને વહુ સારી ન લાગે તો તે ફરીથી પરણવાની તજવીજ કરે. વહુ મરી જાય તો તેને માટે ઝાઝી દિલગીરી કે શોક કરવામાં ન આવે; એટલું જ નહિ, પણ તેનું મડદું બળતું હોય ને સ્મશાનમાં જ

ધણીનો વિવાહ થાય. × × ચૌદપંદર વર્ષની વહુ ઉપર દશબાર વર્ષની શોક્ય આણ્યાના દાખલા છે." *

આ લાંબો ઉતારો હેતુપૂર્વક કર્યો છે. સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા જૂના જમાનાના ઘડાયલા વ્યવહારકુશળ પુરુષ હતા. એમના વિચાર જમાનાના પ્રમાણમાં આગળ પડતા હોવા છતાં એ પશ્ચિમને રંગે રંગાયલા નહોતા. અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં સ્વર્ગસ્થ મહીપતરામના હાથ નીચે કેળવાઈને જે શિક્ષકોનો ફાલ બહાર પડેલો તેમાંના એક તેઓ હતા. એ અગ્રણી સુધારકના વિચારોની અસર એમના સર્વ શિષ્યો ઉપર થોડે ઘણે અંશે જરૂર પડી હતી; પણ સ્વ. હરગોવિંદદાસ ઉગ્ર સુધારક નહોતા. તેમ એમના ગુરુ માફક રૂઢિરૂપી મૂર્તિના સમૂળગા ખંડનમાં માનનારા નહોતા. પણ એ શિક્ષકોનું જે જૂથ બહાર પડયું હતું તેમની માફક તેઓ પણ શાળા બહારના અનેક વિષયોમાં રસ લેતા અને તે સર્વને વિચારાત્મક અને તુલનાત્મક બુદ્ધિની કસોટીએ ચઢાવતા.

આવા એક ધીરગંભીર પુરુષે સંયુક્ત કુટુંબમાં વહુનું જે વર્ણન કર્યું છે તે અનુભવસિદ્ધ જ છે એમ આપણે માની શકીએ. પાશ્ચાત્ય વિચારોના પ્રવાહમાં તણાઈને કર્યું છે એમ માનવાને કશું કારણ નથી. એ લેખકનું અંગ્રેજી જ્ઞાન પરિમિત હતું અને છૂટાછવાયા અમલદારો સિવાય એમને અંગ્રેજી સંસારનો સંપર્ક પણ નહોતો. એટલે એમણે સંયુક્ત કુટુંબમાં વહુનું જે ચિત્ર આલેખ્યું છે તે વાસ્તવિક છે અને એમાં કશી અતિશયોક્તિ નથી એમ આપણે ખાતરીથી માની શકીએ.

આપણા સાહિત્યમાંનાં સંયુક્ત કુટુંબ સંબંધીનાં લખાણોમાં સ્વ. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીનો સરસ્વતીચંદ્રનો બીજો ભાગ 'ગુણસુંદરીનું

* સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા કૃત "સંસારસુધારો" પૃ. ૧૫૪, ૧૫૫, (બીજી આવૃત્તિ)

કુટુંબજાળ ' એ શ્રેષ્ઠ ગણાય છે. એક-સુજ્ઞ સ્ત્રી ધારે તો વિવિધ સ્વભાવનાં માણસોને પણ પ્રસન્ન કરી મોટા કુટુંબને એકત્ર, સંપીલું રાખી શકે, એ વસ્તુ આ પુસ્તકમાં લેખકે સિદ્ધ કરી બતાવી છે એમ વારંવાર કહેવામાં આવે છે.

સંયુક્ત કુટુંબમાં જોવામાં આવતી લગભગ બધા જ પ્રકારની વ્યક્તિઓને સ્વ. ગોવર્ધનરામે ગુણસુંદરીના કુટુંબમાં આલેખી છે. ત્યક્તા અને વિધવા એવી બે નણંદો, આળસુ, બેકાર અને લંપટ જેઠ, લડકણી અભિમાની જેઠાણી, અસહાય વિધવારૂપે બીજી જેઠાણી, કજોડાનો ભોગ બનેલી નાની વહુ ( મનોહરી )—એવાં અનેક પાત્રોને આબાદ સ્વરૂપમાં મૂક્યાં છે. માત્ર જુલમગાર સાસુને બદલે પાડપૂજામાંથી ઊંચી ન આવતી, એને લઈ ઘરસંસારની અવગણના કરતી સાસુ આલેખી છે. જો કે પ્રસંગ આવ્યે પુત્રીઓનો પક્ષ લઈ આદર્શરૂપ વહુને પણ મહેણાં મારવામાં ડોસી પાછી પડે એમ નથી. સસરાને નબળો કે જુલમગાર એકે ન ચીતરતાં સુદૃઢ મનનો અને ઘરનાં દરેક સારાંનરસાંની કિંમત પૂરેપૂરી સમજનારો કલ્પ્યો છે.

આ આખા પુસ્તકની વસ્તુસંકલના એવી છે કે એમાં દરેક પ્રસંગમાં ગુણસુંદરીના ઉચ્ચ ગુણો જણાઈ આવે છે. આખા કુટુંબની ચિત્રવિચિત્ર સ્વભાવવાળી વ્યક્તિઓને જોડી રાખનાર સૂત્ર એ જ છે. સામાન્ય રીતે સંયુક્ત કુટુંબની તરફેણ કરનાર ગુણસુંદરીની આ અસાધારણ શક્તિનો ઉલ્લેખ કરી એમ સિદ્ધ કરવા યત્ન કરે છે કે સ્ત્રી ધારે તો એવા કુટુંબને સફળ રીતે ચલાવી શકે.

એક પછી એક સર્વ કુટુંબીઓ જુદાં જુદાં કારણોસર વિદાયતુર અને ગુણસુંદરીના કુટુંબમાં પ્રવેશ્યાં તે વિશે સ્વ. ગોવર્ધનરામ લખે છે કે — " આ સર્વ કુટુંબભાર ઊગતી ગુણસુંદરીને માથે પડ્યો તે પ્રસંગે તેને જગતનો અનુભવ ન હતો અને એ ભાર નીચે કેટલાં કચડાવું પડશે

અને કેટલું બળ રાખવું પડશે તેની એને કલ્પના પણ ન હતી. પ્રથમ વીશીની જુવાનીમાં પતિ સાથે એકલી રહેલી માણસની ભૂખી હતી, અને કુટુંબની સંભાવના કરવામાં પોતાની ઉદારતા અને મમતા દેખાડવાથી જન્મારો સફળ થયો માનતી હતી. પતિની સાથે વિકસેલો સ્નેહ કુટુંબીજન સાથે વિકસવા ઇચ્છતો હતો. પોતાના જેવાં જ પારકાનાં અંતઃકરણ કલ્પતી હતી અને વત્સલ ડોશીઓમાં વસી વત્સલ થયેલી ગુણિયલ યુવતી કુટુંબભારની ધુરંધર થવા ઇચ્છતી હતી. સંસારનું એક જ પાસું તેણે અનુભવેલું હોવાથી પોતાના સદ્‌ગુણોના વિકાસને સંસાર સર્વથા અનુકૂળ પડશે એવી તેણે આશા રાખી હતી. આ સર્વ ઉત્સાહ ભરેલી બાળાને કુટુંબભારની દુર્વહનીયતાનાં પડ અનુભવે ધીમે ધીમે ઉઘાડી આપ્યાં." *

આમ ગોવર્ધનરામ પહેલેથી જ કુટુંબભારને સ્ત્રીને માટે 'દુર્વહનીય' જણાવી દે છે અને ગુણસુંદરી બિનઅનુભવી હોવાથી જ એને સરળ માને છે એમ કહે છે.

ગોવર્ધનરામ લખે છે કે "ઘરમાં માણસો ઊભરાયાં ત્યારે પ્રથમ તો ઘણી અગવડ અને ઘણો આનંદ થયો. કેટલીક નાની નાની અગવડો પડી તેનો બદલો તો વસ્તીમાં રહેવાના આનંદથી જ મળી ગયો."

"નાનાસરખા ઘરમાં જરા સંકડાશ પડવા લાગી, પણ આખો દિવસ ભર્યો રહેતો ઘરમાં કલ્લોલ જેવું લાગવા માંડ્યું."

આગળ જતાં ગુણસુંદરીની કાર્યદક્ષતા વિષે લખતાં તેઓ કહે છે, "મીઠા અને મધુર સ્વરથી, વિજ્ઞપ્તિ (વિનંતી)ના આકારની આજ્ઞાથી, કોમળ સૂચનાથી, કોને અનુકૂળ શું કામ પડશે તે શોધી કહાડી, તેને જ તે કામ સોંપ્યાથી, પોતે કોઈના ઉપર શિરજોરી તો કરતી જ ન હોય

* સરસ્વતીચંદ્ર ભાગ ૨. પૃ. ૪૭. દશમી આવૃત્તિ.

એવી વર્તણૂંકથી, કેડે છેડો બાંધી આખો દિવસ ખરેખરી માથાકૂટનું કામ જાતે ખરા ઉદ્યોગથી અને વણુવિસામે ઉપાડી લેઈ તે કામ કરતાં તેનામાં દેખાઈ આવતા ઉત્સાહના દૃષ્ટાંતથી, અત્યંત શાંતિ, સહનશીલતા રાખી સામાને જણાય નહિ પણ તેના મનમાં રમી જ જાય એવી રીતે શિખામણ આપવાની કળાથી, અત્યંત કુટુંબવત્સલતાથી, ઉદારતાથી, આત્માર્પણથી અને બીજી અનેક જાતની ચતુરાઈથી નાની વયની ઊગતી ગુણસુંદરીએ ઘણાં માણસથી ભરેલા ઘરનું નાવ સંસારસાગરમાં વેગથી ધપાવ્યું હતું અને તેના ઘરમાં આનંદ અને સંપની સીમા ન હતી.''

પરંતુ આ લખ્યા પછી બીજે જ પાને તેમણે ગુણસુંદરીના સીમંત-પ્રસંગનું વર્ણન વિસ્તારપૂર્વક કર્યું છે અને એમાં સ્પષ્ટ બનાવ્યું છે કે સાસુ, નણંદો અને જેઠાણી આવે પ્રસંગે પણ તેને કેટલી કનડતાં હતાં. એમણે ઉપાડી લેવો જોઈતો ભાર ગુણસુંદરીએ જાતે ઉપાડ્યો હતો તે છતાં એને " જસને બદલે જૂતિયાં '' મળતાં હતાં. આવી જ રીતે બધી પ્રતિકૂળતાઓ સામે થઈ, બધાં જ અપમાન ગળી જઈ શરીરે, મનથી અને પૈસાથી ઘસાઈ જાપને પણ હસતે મહોડે કામ કરવું ને દરેક સામાન્ય સ્ત્રીથી થઈ શકે એવી વસ્તુ છે ? આદર્શો કેવા હોવા જોઈએ તે જવા દઈ વ્યવહારની નજરે જોતાં કેટલી સ્ત્રીઓમાં આ કરવાની શક્તિ છે તે વિચાર્યા વગર જ ગુણસુંદરીનું દૃષ્ટાંત આજે આગળ ધરવામાં આવે છે.

વળી આવી આદર્શરૂપ સ્ત્રીએ કરેલી વ્યવસ્થા પણ કેટલી ટકી, જ્યારે એની પ્રસૂતિનો પ્રસંગ આવ્યો ત્યારે ઘરમાં કેવું અવ્યવસ્થાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું તેનું શ્રી ગોવર્ધનરામે વિસ્તારથી અને સચોટ વર્ણન કર્યું છે. આગળ ગુણસુંદરીની સામા પાસેથી કામ લેવાની જે શક્તિનાં એમણે વખાણ કર્યાં છે તે પણ કાંઈ કામ ન આવી એમ પાછલા લખાણ ઉપરથી જણાય છે. પ્રસૂતિ પહેલાં પણ જ્યારે એને આરામની જરૂર હતી ત્યારે પણ લેખકના પોતાના શબ્દોમા " સુવાવડના દિવસ સુધી ગુણસુંદરી ઘરકામમાથી છૂટી નહિ. ઘર એનું કહેવાય એટલે

સઉ કોઈ એમ જાણતું કે એ કામ કરે તેમાં નવાઈ નહીં અને સપાડું પે નહીં પોતે જેમ જેમ કામ કરવા અશક્ત થઈ અને ઘરમાં સઉનાં મન સાચવવાનુ બનતું તે શરીરની સ્થિતિને લીધે ઓછું થયું તેમ તેમ સઉ-એ પોતપોતાનું કામ ઓછું કરવા માંડ્યું, અવ્યવસ્થા વધવા લાગી, અને કામમાથી બચતો વખત કુટુંબકલેશનાં બીજ રોપવામાં રોકાતો થયો."

અને ગુણસુંદરી ઘરમાં ફરીફરી રહતી નહોતી એનો લાભ લઈ એના જેઠ માનચતુરે વિધવા ભાભી સુંદરગૌરી ઉપર કુદૃષ્ટિ કરવા માંડી, જેમાંથી એ મહા પ્રયત્ને બચી.

ઘરમાં થયેલી અવ્યવસ્થા અને અંધાધૂંધી એક દિવસ છેક પરાકાષ્ટા-એ પહોંચી અને ફજેતી જેવું થયું. માનચતુર (સસરા)ના ધમકાવ્યાથી સૌએ કામ કરવા માંડયું અને સાસુ ધર્મલક્ષ્મીએ દેખરેખ રાખવા માંડી. "પણ ઘરના કામકાજની ચિંતાથી જ ઘરસંસારની સિદ્ધિ પૂરી ન થઈ. ડોશી તો સૌની પાસે કામકાજ લેતી, પણ અવસ્થાનું શરીર તેથી જાતે ફરી વળાતું નહિ અને તેની આજ્ઞાઓ કેટલીક પળાતી તે જાણ-વાનું સાધન તેની પાસે રહેતું નહિ. 'શેઠની શિખામણ ઝાંપા સુધી પહોંચે' એ કહેવત પ્રમાણે થતું. જુવાન સ્ત્રીમંડળમાં ધીમે ધીમે ડોશી કોહ્યાં અને કચકચિયાં ગણાવા લાગ્યાં. સર્વના હૃદય પર ડોશીની સત્તા ઓછી થઈ, તેની સાથે તેનો આજ્ઞાભંગ થવા લાગ્યો. તેને અંતે સઉ તેને પ્રથમ મનમાં ગાળો દેવા લાગ્યા અને ધીમે ધીમે ક્વચિત્ ઉઘાડું અપમાન તથા નિંદા પણ કરવા લાગ્યાં".

ગુણસુંદરીના અનેક પ્રયત્નો છતાં કુટુંબની સ્ત્રીઓ એના દોષ જ જોતી. અનેક જાતના કડવા અનુભવોને અંતે એ વિચાર કરે છે કે "હું પ્હેલાં એમ જાણતી હતી કે ઘરમાં જેમ માણસનો ભરાવો તેમ બધાને એકઠાં રહેવાનો લ્હાવો; પણ આ તો લ્હાવો નથી, લ્હાળો છે. સઉનાં

જુદાં જુદાં મન – સઉનાં જુદા જુદા રંગ—સઉને જુદી જુદી મ્હોટી ઝાડ જેવી કુટેવો—અને એ કુટેવો ન વેઠાય તો આપણે સઉને મન ભૂંડાં—પછી આપણા મનમાં ગમે તેવી પ્રીતિ હો. સઉનાં મન સાચવવા છતાં આપણું કોઇ નહિ." આ શબ્દોમાં સંયુક્ત કુટુંબમાં રહેલા દોષોનો સમાવેશ થઈ જાય છે.

ઘરમાં ગુણસુંદરીનો પતિ વિદ્યાચતુર એ એક જ કમાનાર હતો, એટલે સ્વાભાવિક રીતે એની પત્નીનું માન પડવું જોઇએ. તેમાં પણ ગુણસુંદરી જેવી અસાધારણ ચતુરાઈવાળી અને અત્યંત ઉદાર સ્વભાવની સ્ત્રી તો ઘરમાં સૌ કોઈના પ્રેમ અને પૂજ્ય ભાવને લાયક બનવી જોઈએ. પણ વ્યવહારમાં એમ થયેલું સંયુક્ત કુટુંબના હિમાયતી ગણાતા ગોવર્ધનરામે પણ આલેખ્યું નથી જ અને છેવટે એને આ સર્વ કુટુંબજાળમાંથી એમણે છોડાવી જ છે. એના સસરા માનચતુરને સ્પષ્ટ લાગ્યું કે, "ગુણસુંદરીને આ જંજાળમાંથી છૂટી કર્યા વિના સંસારનું ખરું સુખ એ ભોગવી શકવાની નથી. આટલી નાની વયમાં વૃદ્ધ ડોશી પેઠે તેને સદા જંજાળમાં જ રાખવી એ કામ ડોસાને કૃતઘ્ન લાગ્યું."

બન્યાં એટલા કુટુંબીઓને પોતપોતાના સ્થાનનું ભાન કરાવી માનચતુરે જુદાં કઢાવ્યાં અને "હું આ બધાં ઢોરને હાંકી લઈ જાઉં મનોહરપુરીમાં" એમ કહી પોતાના વતનમાં જઈને રહે છે.

આખરે તો ગોવર્ધનરામે વિભક્ત કુટુંબમાં જ સુખ અને શાંતિ મળી શકે એમ બતાવ્યું છે. ગુણસુંદરીને કુટુંબીઓની જંજાળમાંથી કાયમની છોડાવવા ગોવર્ધનરામે જુદાં પડેલાં સંબંધીઓને પણ મરણ પામતાં બતાવ્યાં છે. માત્ર ગુણસુંદરીની કદર જાણનાર બે જણ – સસરા માનચતુર અને વિધવા જેઠાણી સુંદરગૌરી એ બેને જ જીવતાં રાખી ફરી ગુણસુંદરીની જોડે રહેતાં આલેખ્યાં છે. ઘણે વર્ષે પાછો માનચતુર કહે છે કે અંગ્રેજ લોકોમાં માત્ર "હુતો હુતી"નું સુખ હોય પણ આપણા જેવું

વરવિક્રય કરનાર જાતિઓમા જે લોકો સુધારક લગ્નનો ડોળ કરે છે તે પણ મોટે ભાગે છૂપી રીતે ઘણું લે છે – કન્યાપક્ષ નિચોવાઈ જાય તેટલું. શહેરોમાં રહી નવા પ્રકારનું જીવન ગાળનારા પણ એમાંથી બાકી નથી. જ્યાં 'પસંદગીનાં લગ્ન' કહેવાતાં હોય ત્યાં પણ ઘરનાં માબાપ એમ કહે છે કે અમારા દીકરાએ મનગમતી કન્યા મેળવી, એમાં અમે આડાં ન આવ્યાં, તો હવે અમે અમારી મનગમતી પહેરામણી પણ માગીએ, એમાં વર આડો ન આવે.

જ્યાં કન્યાનો બાપ બહુ જ શ્રીમંત હોય, રીતરિવાજ ઉપરાંત બાપના વારસામાં કન્યાને કાંઈ મળવાનો સંભવ હોય અથવા એની લાગવગથી વરને નોકરીધંધામાં ઠેકાણે પડવાનું હોય ત્યાં વહુની સ્થિતિ કાંઈક ઠીક રહે છે. વરનાં માબાપ એને કનડવાની હિંમત કરતાં નથી; પણ આવા દાખલા તો જૂજ હોય અને આનો અર્થ તો એ જ થયો કે એક નવા કુટુંબી તરીકે નહિ પણ પૈસાદારની, લાગવગ ધરાવનારી દીકરી તરીકે જ સન્માનને પાત્ર બને છે.

સંયુક્ત કુટુંબમાં વહુની સ્થિતિ એ પરાપૂર્વથી એક દુઃખદ સ્થિતિ તરીકે જાણીતી છે. આપણાં અનેક લોકગીતોમાં, લોકકથાઓમાં એનો સાક્ષાત્કાર થાય છે. 'સસરો મારો સૂળીનું ફૂલ, સાસુજી મણુઝર નાગણી'; 'ગાતાને કહેજો કે દીકરી મરી ગયાં'; 'ન મળ્યાં તમને કોઈ હવાડો કે કૂવો, દીકરી દીધી દૂર ઘરે પરદેશ જો' એવાં અનેક ગીતો અને ગરબા મખ્યાત છે. સ્વ. શ્રી. મેઘાણી જે લોકગીતો બહુ રસપૂર્વક સંભળાવતા તેમાં 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' અને 'નો દીકીએ પાતળી પરમાર' જેવાં બહુ લોકપ્રિય બન્યાં હતાં. પહેલા ગીતમાં પોતાની માતા આગળ અંતરની વરાળ કાઢતાં જુવાન સ્ત્રી એટલું જ કહે છે કે 'સુખના વાયરા તો માડી વહી રે ગયા'. સંતાઈને સાંભળતી નણંદે કરેલી ચાડી ઉપરથી એ જુવાન વહુને માથે પસ્તાળ પડે છે અને એણે સાસરાની નિંદા કરી – મોટાં ખોરડાં વગોવ્યાં એમ ગણાય છે.

પોતાના કુટુંબને આવું કલંક લગાડનાર સ્ત્રીને સંઘરવા એનો કુલભક્ત પતિ પણ તૈયાર નથી અને અફીણ તૈયાર કરી પત્નીને કહે છે કે 'ગોરી તમે પીઓ કે હું પીઉં,' મતલબ કે તું અને હું હવે સંસારમાં સાથે રહી શકીએ તેમ નથી. પતિ – આ લોકના પ્રભુ – તેને સ્ત્રીથી કેમ કહેવાય કે તમે ઝેર પીઓ? પતિ સિવાય મા, બાપ, ભાઈ, બહેન, છોકરા કોઈ પણ આવી અઘટિત માગણી કરે ત્યારે સ્ત્રીને પોતાને જ એ પીવું પડે. તે મુજબ આ ગીતની કથામાં પણ 'ઘટક દઈને ગોરાદે પી ગયાં'.

આ લોકગીતની કથા શું સૂચવે છે? એક તો એ કે સાસરામાં વહુને દુઃખ છે. સુખના વાયરા એ ભૂતકાળની – માબાપને ત્યાં ગાળેલા બાળપણના દિવસોની વાત છે. વળી મા – જન્મદાતા – આગળ પણ દીકરીને પોતાનું દુઃખ જણાવવાનો હક નથી અને એ જણાવવા માટે એનો પતિ એને આપઘાત કરવાની ફરજ પાડી શકે છે – મોતની સજા આપી શકે છે. સંયુક્ત કુટુંબમાં વહુની સ્થિતિનું આ અતિકરુણ ચિત્ર નથી? કુલવધૂની પોતાની જિંદગીની કશી કિંમત જ નથી સાસરિયાંએ પોતાનાં માની લીધેલાં 'મોટાં ખોરડાં'ની પ્રતિષ્ઠા એ જ માટે વહુએ જીવવાનું છે; અને પતિ પણ એને સહધર્મચારિણી કે પ્રિયતમા ગણતો નથી પણ પોતાનાં વડીલોના સ્વચ્છંદી તરંગો ઉપર નચાવવાનું રમકડું જ સમજે છે એમ આ ગીત પ્રતિપાદન કરે છે.

બીજું ગીત 'નો દીકી એ પાતળી પરમાર'માં પુત્રની ગેરહાજરીમા માએ વહુને મારી નાખી હતી, અને પુત્રને એના મરણથી અજાણ્યો રાખ્યો હતો. માંદગીમા કે અકસ્માતથી મરી ગઈ એવું જૂઠું પણ જણાવ્યુ ન હતું અને પરદેશથી આવી એને મળવા અધીરા બનેલા યુવાન પુત્રને થોડો વખત તો જુદા જુદાં કામ કરીને વહુ 'હમણાં આવશે' કહી આશ્વાસન આપ્યું; પણ છેવટે પુત્રને સાચી વાત ખબર પડી જાય છે. આ પુત્રને માટે કહેવું જોઇએ કે એ માનો, એના આ હત્યારા કામ

માટે ' ગોઝારણુ મા ' કહી તિરસ્કાર કરે છે અને મરનાર પત્ની પાછળ બાવો થઈ જવા તત્પરતા બતાવે છે. પણ સાસુનો વહુ ઉપરનો અબાધિત અધિકાર તો આ ગીત પણ સિદ્ધ કરે છે.

આ ગીતો તો વીતી ગયેલી સદીનાં છે અને એમના ઉપરથી આધુનિક પરિસ્થિતિનું માપ કાઢી શકાય નહિ એમ કદાચ દલીલ કરવામાં આવે. પણ ઈ. સ. ૧૯૫૪ની સાલમાં પણ વહુને જીવતી બાળી મૂકવાનો યત્ન કરવા માટે મુંબઈ શહેરમાં એક સાસુને કેદની સજા થઈ હતી. ઈ. સ. ૧૯૫૬ના જાન્યુઆરીમાં અમદાવાદમાં મળેલી સામાજિક કાર્યકરોની પરિષદમાં યુવાન સ્ત્રીઓના આપઘાતના વધતા જતા કિસ્સા વિષે ચર્ચા કરવામાં આવી હતી. પરિષદ એટલા માટે જ ખાસ મળી હતી, અને અનેક અનુભવી કાર્યકરોનો મત એવો થયો હતો કે આપઘાતના કારણોમાંનું એક મોટું કારણ તે સાસરિયાંનો વહુ સાથેનો ક્રૂર વર્તાવ હોય છે. આપઘાત તરીકે કે અકસ્માત તરીકે ગણાવેલા ઘણા દાખલા ખરી રીતે ખૂન પણ હોય છે એમ ઘણાં કાર્યકરોની માન્યતા છે અને તે જરા પણ ખોટી નથી.

આટલી હદ સુધી વાત ન જાય ત્યાં પણ કુટુંબમાં વહુની કિંમત એક વ્યક્તિ તરીકે કશી નથી. સમસ્ત અવિભક્ત કુટુંબરૂપી રાજ્યને ટકાવી રાખનાર અનેક સૈનિકોમાંની એક એ છે. લશ્કરમાં એક સૈનિક મરણ પામે તો બીજો સૈનિક એની જગ્યા લઈ લે છે. આખા સૈન્યની દુશ્મન સામે ટકવાની શક્તિ માટે અમુક સંખ્યાની અને એ સંખ્યાને અમુક આવડતની જરૂર હોય છે. પછી એ સંખ્યામાં अ, ब કે क હોય તેથી કશો ફેર પડતો નથી. મોટાં સંયુક્ત કુટુંબમાં પણ આવું જ છે. જીવન-સંગ્રામમાં ઝૂઝવા માટે, ઘરનું યંત્ર સારી રીતે ચાલવા માટે સ્ત્રીપુરુષોની સંખ્યાની જરૂર છે. એક સ્ત્રી મરણ પામે તો બીજી એની જગા તરત લઈ લે છે. અલબત્ત પુરુષની બાબતમાં એવું નથી, કારણ પારકા કુટુંબમાંના કોઈ પણ પુરુષને પોતાનો કુટુંબી બનાવી શકાતો નથી.

શ્રી મેઘાણીની વાર્તા "વહુ અને ઘોડો"માં પ્રતાપરાય શેઠના ઘરની વહુઓને કીમતી વસ્ત્રાભૂષણમાં સજ્જ થઈ ગાડીમાં બેસી આવજા કરતી જોઈ નાની સરખી તારા અદેખાઈ કરે છે; પણ લેખક કહે છે કે એને ખબર નહોતી કે ઘૂમટામાં ઢંકાયેલા એ ચહેરા એના એ જ હતા કે બીજા! શેઠના દીકરાની વહુઓ વારાફરતી મરે અને બીજી આવે. દુનિયાને મનથી એ મોટા ઘરની ભાગ્યશાળી વહુઓ જ હતી અને ઘરનાંને મનથી પણ. એમના વ્યક્તિત્વની કશી કિંમત નહોતી.

શ્રી મેઘાણીની બીજી વાર્તા 'કિશોરની વહુ'માં વહુને મહેણાં મારી, અનેક પ્રકારની યાતનાઓ વેઠાવી, એના મંદવાડને પણ છેક ગંભીર થઈ જતાં સુધી ન ગણકારી, છેવટે એની માંદગી અસાધ્ય બનતાં સાસુસસરા આખરના થોડા દિવસ નર્સ, દાક્તર, ઇન્જેક્શનોની દોડાદોડ કરે છે! એ મરી ગઈ ત્યારે એને કિનખાબની સાડી ઓરાઢી મોટા આડંબરથી સ્મશાનયાત્રા કાઢે છે; ચંદનની ચિતા ઉપર એક ડબ્બો ઘી ઢોળી એને બાળે છે; જોરશોરથી રોવાકૂટવાનો પણ ઢોંગ કરે છે. એટલે લોકોમાં એમના પુત્રવધૂ તરફના પ્રેમભાવની ખૂબ જ પ્રશંસા થાય છે. પણ સ્મશાનેથી પાછા વળ્યા પછી તરત જ પુત્ર કિશોરને વહુ મરી ગયા માટે શુકનનો ચાંલ્લો કરી, લાલ પાઘડી બંધાવી ગોળ ખવડાવે છે અને તરત જ બીજી કન્યા માટે જોરદાર પ્રયત્ન શરુ કરી દે છે!

વહુ જીવતી હોય ત્યારે તો એની સ્થિતિ બહુ જ દયાજનક હોય છે તે આપણે જોયું; પણ મરી ગયા પછી જે હૃદયહીન વર્તન બતાવાય છે તેવું તો જંગલી પ્રજાઓ પણ નહિ જ બતાવતી હોય. મરનાર સ્ત્રીના બારમા પહેલાં બોલ બોલાવા જ જોઈએ (એટલે બીજી વારની સગાઈ થઈ જવી જોઇએ) એવો ઘણી જ્ઞાતિઓમાં રિવાજ હોય છે. બાર દિવસમાં ન થાય તો વરમાં કાંઇ ખામી હશે એમ ગણાય અને એને બીજી કન્યા મળતાં મુશ્કેલી પડે. સ્ત્રી મરણ પામે ત્યારે એનો પતિ જો સ્મશાન ન જાય તો સમજવાનું કે એ ફરી પરણવાનો છે એવી રીત

કેટલીક જ્ઞાતિઓમા છે. આથી સ્મશાને અને સ્નાનમા આવેલાં જ્ઞાતિજનો પોતાની છોકરીઓ એને આપવા માટે વિચાર કરે. આવી જ્ઞાતિઓમા પોતાને ગુજરાતમા સર્વોત્તમ કહેવડાવતી નાગર જ્ઞાતિ પણ છે. આધેડ વયના, બેચાર છોકરાના બાપ હોય એવા પુરુષો પણ આ રિવાજને અનુસરે છે અને સ્ત્રીનો જીવ ગયો કે તરત બીજા લગ્નનો વિચાર – પહેલીને અગ્નિસંસ્કાર પણ કર્યા વગર કરે છે!

શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની નવલકથા 'તપોવન'મા તેમણે સંયુક્ત કુટુંબના એક સંસ્કારી વડીલનુ પાત્ર આલેખ્યું છે. ઘરની એક વહુ મરી જતા આ વડીલ નિર્ણય કરે છે કે બારમા પહેલાં બીજી કન્યાનો વિચાર નથી કરવો અને લેખકે એને એની સંસ્કારિતાની નિશાની ગણી છે! એક યુવાન, આશાભરી કુટુંબી સ્ત્રી સંસારમાથી સદાને માટે વિદાય લે તેને માટે બાર જ દિવસનો શોક પાળવાનો? અને એવા કુટુંબને 'તપોવન' કહેવુ તે યોગ્ય છે?

બાર દિવસની અંદર કે બહારની વાત તો રહી પણ સ્મશાનમાં ચાંલ્લા કરવાનો રિવાજ પણ હજી છે અને એક જ્ઞાતિમાં એવો પણ રિવાજ છે કે બીજી વારના ચાંલ્લા થાય ત્યારે જ પહેલી સ્ત્રીનું શબ સ્મશાન જવા ઊપડે!

જેમને પોતાની પુત્રીઓ માટે વર મેળવવાની બહુ મુશ્કેલી હોય તેઓ કોઇ સ્ત્રીને અસાધ્ય મંદવાડ છે એમ જાણે ત્યારથી જ એની જગાએ પોતાની પુત્રી પરણાવવાનું મનથી નક્કી કરે છે અને ક્યારે પેલી જગા ખાલી કરે તેની અધીરાઇથી વાટ જુએ છે!

અને પત્ની મરણ પામે ત્યારે પતિને ગોળ કે કંસાર ખવડાવી, ચાંલ્લો કરી શુકન કરાવવા એના કરતાં વધારે હૃદયહીન કઠોરતાનો દાખલો દુનિયામાં જડવો મુશ્કેલ છે. આવા રિવાજો છતાં આપણે દૃઢતાથી માનીએ છીએ કે આપણે એક આધ્યાત્મિક પ્રજા છીએ, આપણી સંસ્કૃતિ શ્રેષ્ઠ છે અને આપણે ત્યાં સ્ત્રીની પદવી બહુ ઊંચી છે!

સંયુક્ત કુટુંબમાં વહુ આટલી બધી અવગણનાને પાત્ર છે એનાં કારણો શાં હશે તે આપણે તપાસવું જોઇએ. સ્ત્રીજાતિ હલકી મનાય છે એ એક કારણ ગણી શકાય. પણ મા કે બહેનો (સાસુ-નણંદો) સ્ત્રી હોવા છતાં આટલાં હલકાં મનાતાં નથી જ. જ્યાં વરવિક્રયનો રિવાજ હોય ત્યાં વહુ રોકડ, દાગીના અને સરસામાનની પહેરામણી લઇને આવી હોય તો પણ એ બહુ અળખામણી હોય છે. આવી જ્ઞાતિઓમાં વરનાં વડીલો અતિશય લોભી પ્રકૃતિનાં થઈ જાય છે અને લોભ આડે એમના બધા જ ગુણો—સામાન્ય માનવતા—પણ દબાઈ જાય છે. વહુનો બાપ ગમે તેટલું આપે પણ વરપક્ષ નારાજ જ રહે છે અને વહુ એ નારાજીનું કારણું બની તિરસ્કારને પાત્ર થાય છે. "અતિલોભ તે પાપનું મૂળ" એ કહેવત તેઓ જીવનમાં ઉતારી બતાવે છે.

જ્યાં આવો રિવાજ ન હોય ત્યાં પણ વહુની કિંમત હોતી નથી. એક મોટું કારણ એ માનવામાં આવે છે કે માને બીક લાગે છે કે નવી પત્ની તરફ આકર્ષણ થવાથી પુત્ર માની અવગણના કરશે. પુત્ર અત્યાર સુધી માત્ર માબાપનો જ સંબંધ જાણતો હોય તેમાં પત્નીના આવ્યાથી વિક્ષેપ તો પડે જ એમાં કશો શક નથી. પતિપત્નીનો સંબંધ જ એવો છે કે શરૂઆતમાં તો તેઓ ઘણે ભાગે એકબીજામાં ઓતપ્રોત થઈ જાય. દંપતી એકબીજામાં સંસારનું સમસ્ત સુખ જુએ એને તો આપણે લગ્નનો આદર્શ સમજીએ છીએ—લખાણો, ભાષણોમાં તો એમ જ કહીએ છીએ કે પતિ અને પત્ની બન્નેએ એકબીજાને જીવનનું મધ્યબિંદુ માની સર્વ વ્યવહાર કરવા જોઇએ. તે છતાં નવા પરણેલા યુવકને પત્ની તરફ સ્વાભાવિક આકર્ષણ થાય તે પણ માથી ખંમાતું નથી. પત્ની માટે કાળજી રાખનાર બાયલો ગણાય છે. એની માંદગીને ઢોંગ, સ્ત્રીચરિત્ર સમજનારો જ સમજુ અને વડીલો માટે લાગણી રાખનારો મનાય છે. વહુને જેમ બને તેમ હલકી પાડી પુત્રને એનાથી વિમુખ કરી મા રાજી થાય છે.

વડીલો તરફનો પૂજ્યભાવ એ આર્ય સંસ્કૃતિનું એક વિશિષ્ટ લક્ષણ ગણાય છે. અનેક સંકટો વેઠી, જાતજાતના ત્યાગ કરી માબાપ બાળકોને મોટાં કરે તેમના તરફ પ્રેમ અને પૂજ્યભાવ રાખવાની દરેક સંતાનની ફરજ છે જ. માબાપને કોઈ પણ જાતનું દુઃખ દેવું, તેમની મુશ્કેલીઓમાં સાથ ન આપવો એ સંતાનો માટે બહુ અઘટિત કહેવાય એમાં કશો શક નથી.

બીજી તરફથી માબાપ એમ આશા અને ઇચ્છા રાખે કે સંતાનોએ માત્ર માબાપનો જ સ્વાર્થ જોવો, એમના સિવાય બીજા કોઈની પરવા ન કરવી એ પણ ખૂબ અઘટિત છે. સંતાનો કૃતજ્ઞ રહે તે બરાબર છે, પણ એ કૃતજ્ઞતા પઠાણી વ્યાજ સાથે વસૂલ કરવાની આકાંક્ષા રાખવામાં આવે છે. યુવાન પુત્રની માબાપ પ્રત્યે ફરજ છે તેમ પત્ની તરફ પણ છે જ.

નવાઈ જેવું એ છે કે માબાપ પુત્ર પાસેથી જેટલી કૃતજ્ઞતાની આશા રાખે છે તેટલી પુત્રી પાસેથી રાખતાં નથી. ઊલટું પુત્રી પોતાના પતિમાં ઓતપ્રોત થઈ જાય તો તેઓ રાજી થાય છે. પણ પુત્ર જો પત્ની તરફ ભાવ બતાવે તો એમાં એમને પોતાનું અપમાન થતું લાગે છે, મર્યાદાનો લોપ થતો દેખાય છે.

જ્યાં નવા વિચારોનો પ્રવેશ હોય, પતિપત્નીને સાથે ફરવાહરવાની છૂટ હોય ત્યાં વહુને બહુ સહન કરવું પડતું નથી. તે છતાં એ ઘર એનું પોતાનું સ્વતંત્ર ઘર નથી અને અમુક પ્રકારનાં બંધન તો હોય છે જ. આવાં બંધન સ્વીકારી જવાબદારીનો બોજો વડીલોને માથે નાખવો કે સ્વતંત્ર થઈને સુખ સાથે જવાબદારી પણ પોતાને જ શિરે લેવી તે આધુનિક સ્ત્રીએ તેમ જ એના પતિએ વિચારીને નક્કી કરવાનું છે. દરેક દાખલામાં સંજોગો અનુસાર વ્યક્તિઓ પોતાનું હિત કઈ રીતે સચવાશે એ સમજીને જીવનધોરણ નક્કી કરે – એ માટે એક કડક નિયમ બાંધી શકાય નહિ.

ગમે તેટલો ઢાંકપિછોડો કરી સંયુક્ત કુટુંબમાં વહુની સ્થિતિ સારી છે એમ સિદ્ધ કરવા યત્ન કરીએ પણ આખરે સત્ય હકીકત – સ્થિતિ સારી નથી – એ તરી આવ્યા વગર રહેતી નથી. સાસુ વહુ ઉપર જુલમ કરે એ સ્વાભાવિક વસ્તુ ગણાય છે. સાસુની દલીલ એ હોય છે કે 'અમે પણ નાનપણમાં સાસુનો જુલમ વેઠ્યો છે તો અમારી વહુઓ કેમ ન વેઠે?' પોતાની સાસુ પ્રત્યેનું વેર એ વહુઓ ઉપર જુલમ કરીને વાળે છે અને આમ આ પરંપરા ચાલી જાય છે. સંયુક્ત કુટુંબની સંસ્થાના લાભાલાભ વિષે ચર્ચા કરવાનું આ સ્થાન નથી. પણ એ કુટુંબમાં સ્ત્રીનું જીવન તપાસતા જતાં એ બાબત થોડી ચર્ચા કર્યા વગર ચાલે નહિ. એમાં આર્થિક લાભ હશે, કારણ જેટલાં જુદાં રસોડાં તેટલું વધારે ખર્ચ થાય. વળી કોઈને નોકરીધંધો ન હોય તો એ તથા એનું કુટુંબ પોસાઈ જાય. વિધવાઓ તથા માબાપ વગરનાં બાળકોને આવા કુટુંબોમાં આશ્રય મળે છે.

આવાં કુટુંબોમાં સ્ત્રીવર્ગનો મોટો સમૂહ ભેગો થાય છે અને તે જ અનર્થનું મૂળ બને છે. સ્ત્રીઓ સ્વભાવે જ ખરાબ છે એમ કહેનાનો આશય નથી. અલબત્ત સૈકાઓથી ઘરની ચાર દીવાલોમાં પુરાઈ રહી તેમનામાં સંકુચિત મનોવૃત્તિ આવી ગઈ છે. પણ અનર્થનું મૂળ એ નથી. કુટુંબની વહુઓ જુદા જુદા સંસ્કારવાળાં ઘરમાંથી આવે છે. એક ઘરમાં સાથે રહેવાનું તેમણે સ્વેચ્છાથી સ્વીકાર્યું હોતું નથી એટલે અથડામણના પ્રસંગો ઊભા થયા વગર રહે જ નહિ. ભાઈઓ ભાઈઓમાં પણ કુસંપ થાય છે – જો કે એમનામાં તો એક માબાપનું લોહી છે, એકસરખી રીતે તેઓ સાથે ઊછર્યા છે અને જો ધંધો ભેગો હોય તો એકબીજાનો આધાર પણ લેવો પડે છે. તો પછી સ્ત્રીઓમાં ઘર્ષણ થાય તેમાં કાંઈ નવાઈ નથી.

યુવાન સ્ત્રી જ્યારે લગ્ન કરીને નવા જીવનમાં પ્રવેશ કરે છે ત્યારે સ્વાભાવિક રીતે એનું લક્ષ્ય જીવનનો આનંદ માણવો એ હોય છે. પતિનો

સહવાસ એ ઇચ્છે છે. ઘરકામ કરવા એ તત્પર હોય તો પણ એના ભારથી કચરાઈ જવામાં જ એ જીવનની પર્યાપ્તિ માને એવી આશા એની પાસેથી કેવી રીતે રાખી શકાય? પણ વાસ્તવિક રીતે બને છે તો એવું જ. પતિની સાથે બહાર ફરવા હરવાની હોંસને દાબી દેવી પડે છે અને ઘરમાં પણ દિવસના ભાગમાં એનો સહવાસ સાધી શકાતો નથી.

સ્વ. ગોવર્ધનરામનો સરસ્વતીચંદ્રનો બીજો ભાગ—"ગુણસુંદરીની કુટુંબજાળ"—એમાંથી આપણે આ પ્રકરણમાં ઘણા ઉતારા કર્યા છે, કારણ કે સામાન્ય રીતે આ પુસ્તકને ગુજરાતના એક અગ્રગણ્ય વિદ્વાન લેખકનો સંયુક્ત કુટુંબની તરફેણમાં અભિપ્રાય વ્યક્ત કરનારું ગણવામાં આવે છે. ક્વચિત્ ક્વચિત્ લેખકે પોતે પણ એવો મત દર્શાવ્યો છે. તે છતાં આખા પુસ્તકનો સાર જોઈશું તો સુજ્ઞ, સુવાન દંપતીને સંયુક્ત કુટુંબમાં પડતી હાડમારીઓનું જ વર્ણન છે. માનચતુર જેવો દૃઢ મનનો અને સમજુ સસરો ન હોત તો એ મુશ્કેલીઓ ક્યાં જઈ અટકત તે કહી શકાય નહિ. એ જ માનચતુરનો એક અભિપ્રાય ઉતારી આ પ્રકરણ સમાપ્ત કરીશું.

સાહેબલોકના (પશ્ચિમના લોકોના) વિભક્ત સંસારને વખોડ્યા પછી તરત પાછો એ જ માનચતુર કહે છે: "ગરીબ અને પગ ઘસતા દીકરાઓની કમાઈ ઉપર દબાણ મૂકવું, ડાહી અને મહેનતુ **વહુઓને મજૂરી કરાવી કચડવી, તેમને જુવાનીનું સુખ અને જુવાનીનો ઉમંગ જોવા વારો જ ન આવે તેમ એમની પાસે રહી એમને કેદ રાખવાં, તેમના ઊગતા ડહાપણને અને તેમની નવી બુદ્ધિને પોતાના કોહ્યાપણામાં છેક પરતંત્ર કરી નાખવાં—એનાથી વધારે નિર્દયતા કઈ હશે?** અને જાણ્યે અથવા અજાણ્યે અને સમજ્યે અથવા અણસમજ્યે કેટલાં માબાપ અને કેટલાં સાસુસસરા આવાં નિર્દય થાય છે તેનો મને અનુભવ છે. બોલનારી અને લડનારી વહુરોનાં દુઃખ બધે ગવાય છે × × પણ ન બોલનારી

વહુરોની ખબર કોને છે ? સાસુસસરાઓનો ધર્મ એ છે કે આવાં બાળકની દાઝ પોતાની ગેબે જાણવી અને ન બોલે તેને બેવડો માર ન મારવો અને મીઠા ઝાડનાં મૂળ ન કાપવાં. જાણીજોઈને કે અજાણે કચરાય તોયે ફૂલ તો ચોળાય જ! માટે મારો અનુભવ એવું કહે છે કે ઘરડાંઓનો તેમ ભાઈભાંડુઓનો ધર્મ એવો છે કે પોતે છૂટાં થવાય કે ન થવાય તોપણ સામાને છૂટાં થવા દેવા અવસર આવે એવી રીતે પોતે જાતે જ ખસતાં રહેવું. × × **કુસંપ થવા પહેલાં સંપને વખતે જ પોતે છૂટાં થવું અને સામાને છૂટાં કરવાં એમાં માણસની દીર્ઘદૃષ્ટિ છે, ડહાપણ છે, ચકોરતા છે, અને એ જ એનો ધર્મ છે.** એ વાતમાં લોકલજ્જાનો પ્રતિબંધ ગણવો એ મૂર્ખતા છે. મેં તો કેટલાક સિદ્ધાંત જ કરી મૂકેલા છે. તેમાં એક તો એ કે બૈરાંને એક ઘરમાં રહેવા ન દેવાં અને બીજું – કયાં પુરુષ કે કયાં સ્ત્રી – સઉને છૂટાં રહેવા દેવાં, અને મારે જાતે કેટલું કરવું કે સૂર્ય પોતે પૃથ્વીથી દૂર અને છૂટો રહી આપણને પ્રકાશ અને તાપ બે વાનાં આપે છે અને લોકનાં ઢાંકેલાં છાપરાં તળે અને ખૂણેખાંચરે શું થાય છે તે જોતો નથી અને તેની ચિંતા કરતો નથી. તેમ મારે પણ કુટુંબમાં એ સૂર્યની પેઠે રહેવું; તેમાં સઉને સુખ છે, અને સઉનું કલ્યાણ છે."

---

## ૧૦

# પત્ની

લગ્ન કરીને એક યુવતી કુલવધૂ બને કે પત્ની, પણ એક વસ્તુ તો બન્નેને સરખી જ લાગુ પડે છે — એ પોતાના સર્વ સ્વાર્થની ઉપરત પતિને કરી દે છે. પત્નીથી નિરાળું પતિનું જીવન હોઈ શકે, પણ પતિથી જુદું પત્નીનું હોતું નથી. પોતાનાં માબાપ, સખીઓ અને બધા જૂના સંસ્કાર તજી એ નવા જ સંસારમાં પ્રવેશ કરે છે. આ વખતે તેની ખરી કસોટી થાય છે. આગલા પ્રકરણમાં જોયું તેમ મોટા અવિભક્ત કુટુંબમાં એનો ઉત્સાહ દબાઈ જાય, આશા ઉપર પાણી ફરી વળે એવા સંજોગો ઊભા થાય છે.

પણ જ્યાં વિભક્ત કુટુંબ હોય ત્યાં પણ એની કસોટી તો છે જ, કારણ બધું જ નવેસરથી શરૂ કરવાનું છે. દુનિયામાં સર્વત્ર શરૂઆતમાં તો પત્ની જ પતિને અનુકૂલ થવા પ્રયત્ન કરે છે — પછી પશ્ચિમનું સ્વતંત્ર જીવન હોય કે પૂર્વનું મર્યાદિત. પતિએ ગોઠવેલા ચોકઠામાં પત્ની પોતાનું જીવન સમાવે છે.

વડીલો નવવધૂની હોંસ, ઉમેદ ભાગી નાખે તે યોગ્ય નથી તેમ પતિએ પણ એમ કરવું એ કેવળ અઘટિત છે. આ સમયે તો ઊલટી પતિને માથે એક ગંભીર ફરજ ઊભી થાય છે. વિશ્વાસ મૂકી ઘરમાં આવેલી એક યુવાન સ્ત્રીનું જીવન આનંદમય અને ઉપયોગી કરવા માટે એણે તૈયાર થવું જોઈએ.

પત્નીની પોતાની ફરજો નથી હોતી એમ કહેવાનો આશય નથી. એની તો ઘણી મોટી ફરજો હોય છે; પણ એ વિષે આપણા દેશમાં પુષ્કળ લખાય છે, બોલાય છે — વિચારીને અને વગર વિચાર્યે.

પત્નીએ પતિ માટે અનંત પ્રેમ રાખવો જોઇએ એમ પત્નીને બોધ આપનારાં સર્વ પ્રવચનો, લખાણોમાં જોવા મળે છે. લગ્નજીવનનો પાયો પ્રેમ છે એટલે આ મંતવ્ય ખોટું ન ગણી શકાય.

પ્રેમ હોવો જોઇએ અને હોઈ શકે એવું છે કે નહિ એ બે તદ્દન જુદી જ વસ્તુઓ છે. પ્રેમ એ સ્વયંભૂ ગણાય છે. એનાં સંસ્કૃત નામોમાં મનસિજ – મનોજ એવાં પણ છે જેનો અર્થ મનમાં જન્મ પામનાર એવો થાય છે. મતલબ કે બાહ્ય સંયોગોથી નહિ પણ અંતઃસ્ફુરણાથી એ જન્મ પામે છે. સ્નેહલગ્નની તરફેણ કરનારાં એમ કહે છે કે વડીલોએ ગોઠવેલાં લગ્નમાં પ્રેમ સંભવી શકતો નથી. સ્વ. નવલરામ જ. ત્રિવેદીએ એક જગાએ લખ્યું હતું કે એવા લગ્નમાં સમાજ સ્ત્રીપુરુષ બન્નેને કહે છે કે "તું આની સાથે પ્રેમ કર" જે વસ્તુ જ અસંભવિત છે – પ્રેમ કોઇની આજ્ઞાનુસાર ઉદ્ભવી શકતો નથી. જ્યાં પ્રેમ ન હોય ત્યાં લગ્નનું બંધન ટકાવી રાખવું એ એક પ્રકારની સગવડ માત્ર છે એમ આવા વિચારવાળા માણસો માને છે.

પ્રેમ સ્વયંભૂ છે એ વાત સાચી છે; પણ પહેલી નજરે આકર્ષણ થાય તેનું જ નામ સ્વયંભૂ પ્રેમ એમ સમજવાનું નથી. બે મિત્રોનો દાખલો લઈએ. એકબીજાથી તદ્દન અજાણ્યાં ગામ, કુટુંબમાંથી આવેલા બે યુવાનો શાળા, પાઠશાળામાં કે છાત્રાલયમાં એકઠા થાય છે. શરૂઆતમાં કાંઈ તેમને અન્યોન્યને જોતાંવેંત જ પ્રેમ ઉત્પન્ન થતો નથી; સહવાસથી એકબીજાના સ્વભાવનો પરિચય થયા પછી પ્રેમ થાય છે અને ઘણાએ દાખલામાં એ જીવનપર્યંત ચાલુ રહે છે – મિત્રો મટી સગા ભાઈ કરતાં અધિક નિકટ આવી જાય છે. બે સ્ત્રીઓ પણ આવી જ રીતે પરમ સખીઓ બની શકે છે. તો પછી એક સ્ત્રી અને એક પુરુષ પહેલેથી પરિચય ન હોવા છતાં લગ્ન પછી રાતદિવસ સાથે રહી પરિચય કેળવે અને એમાંથી પ્રેમ ઉત્પન્ન ન થઈ શકે?

• દરેક દાખલામાં આમ દંપતીમાં પ્રેમ ઉત્પન્ન થાય જ એમ કહેવાની

સનાતન નથી, કારણ પ્રેમ ઉત્પન્ન થવા માટે અન્યોન્ય માટે આદર, સહાનુભૂતિ, હોવા જોઈએ. વળી समानशील्व्यसनेषु सख्यम् એ જૂની સંસ્કૃત કહેવત મુજબ મૈત્રી થવા માટે કોઈ સમાન ગુણ કે સરખા શોખ હોવા જોઈએ.

હિંદુ લગ્નવિધિમા વર કન્યાને કહે છે કે:—

मम व्रते ते हृदयं दधामि ।
मम चित्तमनु चित्तं ते अस्तु ॥
मम वाचमेकमना जुषस्व ।
प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥

(મારા વ્રતમાં તારા હૃદયને ધરું છું;
તારું મન મારા મનને અનુસરો;
મારા વચનને એકચિત્ત થઈ અનુસર,
પ્રજાપતિ તને અને મને એક કરી નાખો.)

આ મંત્ર ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે લગ્ન થયું માટે પ્રેમ થઈ જ ગયો એમ માની લેવાનો એમાં આશય નથી. માત્ર ભવિષ્યમાં ઐક્ય પ્રાપ્ત કરવાનો હેતુ છે અને એ હેતુ તો શુભ છે. પત્નીને પતિ માટે પ્રેમ ઉત્પન્ન થવાનો સંભવ મંત્રો ભણવાથી આવી જતો નથી. એ માટે ઉપર કહ્યું તેમ પહેલાં તો કોઈ પ્રકારની સમાનતા જોઈએ. વયનું, વિદ્યાનું કે બુદ્ધિનું કજોડું હોય ત્યાં આવી સમાનતા હોઈ ન શકે. સ્વ. કવિ નવલરામ લક્ષ્મીરામે કજોડાનું વર્ણન કરતાં લખ્યું છે કે:—

"પુરુષ તો ભણ્યો ને ગણ્યો છે ઘણો ગુમાની આ,
પેલીથી ન પત્રએ પંચાય—દેશી કહોને તમે
કેવું આ કજોડું તે કહેવાય."

"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ઘૂમે છે,
બાઈનું તો ચિત્ત ચુલામાંય—દેશી કહોને તમે."

એમણે આ આખી ગરબીમાં પુરુષ ભણેલો, સંસ્કારી હોય અને પત્ની

નિરક્ષર, વહેમી, અંધશ્રદ્ધાળુ હોય એવી સ્થિતિ કલ્પી છે, કારણ એમના જમાનામાં એટલે લગભગ પોણોસો વરસ ઉપર આવી જાતનાં કજોડાં ઘણાં જોવામાં આવતાં. આજે પણ એવાં નથી જોવામાં આવતાં એમ નહિ પણ શહેરોમાંથી એમની સંખ્યા ઘટી ગઈ છે.

જાણીતા લેખક શ્રી ઈશ્વર પેટલીકરની નવલકથા "તરણા ઓથે"-માં અસાધારણ બુદ્ધિશાળી અને ખૂબ ભણેલા કેશવનું લગ્ન બહુ જ સાધારણ ભણેલી વિજયા સાથે થયેલું બતાવ્યું છે. કેશવ નાખુશીથી પરણ્યો નહોતો, પણ તે વખતે તેની ઉંમર સારાસાર વિવેક કરવા જેવડી નહોતી. પણ જ્યારે પોતે ભણીને મુંબઈમાં પ્રોફેસર થયો અને શિક્ષિત કન્યાઓના સંપર્કમાં આવ્યો ત્યારે પોતાનામાં અને પત્નીમાં રહેલા મહાન અંતરનું એને ભાન થાય છે અને પત્નીને સ્વીકારવા ના પાડે છે. એક તો પત્ની શિક્ષિત નથી અને બીજું જૂના આભડછેટના, બ્રાહ્મણિયા આચાર ચુસ્તપણે પાળનારી હોય છે. એટલે એ છેક છૂટાછેડા આપી દેવા સુધી આવે છે. પણ આ અણીને વખતે એની પત્ની વિજયાને એનો ભાઈ ભાનુ સાચો માર્ગ બતાવે છે. વિજયા સમજી જાય છે કે પતિના આદરને પાત્ર થવું હોય તો અભ્યાસ વધારવા યત્ન કરવો જોઈએ અને જૂનવાણી આચારોને તિલાંજલિ આપવી જોઇએ; અને એ પોતાના પ્રયત્નમાં સફળ થાય છે.

નવલકથામાં આ જેટલું સહેલું છે તેટલું પ્રત્યક્ષ જીવનમાં ન હોઈ શકે. તે ઉપરાંત આ કથામાં વિજયાની સફળતા સુગમ થવામાં ઘણાં-એક કારણો છે. એક તો એ સાધારણ ભણેલી હોવા છતાં જડ નથી, બુદ્ધિશાળી છે એટલે પરિસ્થિતિનું માપ ભાઈના સમજાવ્યાથી તરત કાઢી લે છે. બીજું એને ભાઈની મદદ છે. એની માતા પણ શુદ્ધ બ્રાહ્મણિયા આચારમાં માનનારી અને એ પાળવામાં ગર્વ લેનારી હોવા છતાં, જો જમાઈ રાજી થતો હોય તો ભલે પુત્રી એને અનુકૂળ એવા નવા આચારવિચાર રાખે એમ પોતાની અનુમતિ આપે છે. જો એણે આ બાબત કચેશ કર્યો હોત તો વિજયાનું પરિવર્તન મુશ્કેલ બનત. વળી વિજયાનાં સાસરિયાં પણ જૂના વિચારનાં હોવા છતાં સુશીલ સ્વભાવનાં

અને સંજોગોને ઓળખનારાં છે. વિજયા શકેરી વેષ ધારણ કરે તેમાં એમને વાંધો નથી, ગમે તેમ કરી પુત્ર સંસાર માંડે તે જોવા તત્પર છે. સામાન્ય સાસરિયાં પેઠે કેશવના અણગમા માટે વિજયાને જ દોષપાત્ર ગણી એનો તિરસ્કાર કર્યો હોત તો પણ વિજયાના પતિને રીઝવવાના પ્રયત્નો નિષ્ફળ જાત. અને સૌથી મોટી વસ્તુ એ હતી કે કેશવને સ્વપત્ની તરફ અણગમો હોવા છતાં એ કોઈ પરસ્ત્રી કે નવા વિચારની કન્યાના મોહમાં ફસાયો નહોતો. કુદરતે છૂટે હાથે આપેલું શરીરસૌંદર્ય પણ વિજયાની મદદે આવ્યું હતું.

જ્યાં આવા કોઈ સંજોગો ન હોય ત્યાં દંપતીનું ઐક્ય સંભવતું નથી. પતિને પત્નીના અભણપણા કે જડતા માટે તિરસ્કાર આવ્યો હોય અથવા પત્ની એમ માનતી હોય કે શિક્ષણ લેવું એ વંઠી જવાની નિશાની છે, પતિની વિદ્વત્તા કરતાં પોતાનું અભણપણું શ્રેષ્ઠ છે, ત્યાં બન્નેનો મેળ જ ન ખાય, તો પ્રેમ તો ઉત્પન્ન થાય જ ક્યાંથી? માત્ર વિદ્યાનું કજોડું હોય, પણ સ્ત્રીમાં બુદ્ધિ હોય તો એ પતિને અનુકૂળ થવા પ્રયત્ન કરે અને સફળતા પણ મેળવે.

કવિ નવલરામે પતિ ભણેલો અને પત્ની અભણ એવા પ્રકારનું કજોડું કલ્પ્યું છે ત્યારે સ્વ. ગોવર્ધનરામે બીજી જાતનું. એમની નાયિકા કુમુદસુંદરી ભણેલી, સંસ્કારી, લલિતકલાઓમાં પારંગત હતી ત્યારે એનો પતિ પ્રમાદધન અભણ, માબાપનાં લાડથી બગડેલો અને પરસ્ત્રીલંપટ છે. માતા ગુણસુંદરી તરફથી વારસામાં ઊતરેલી, શિક્ષણમાં મળેલી સહનશીલતા અને પતિભક્તિ કુમુદને બિલકુલ કામ આવતી નથી. અહીં પણ સાસરિયાં અનુકૂળ છે અને એની નણંદ અલકકિશોરી જાજરમાન હોવા છતાં ભાઈભાભીના વિસંવાદમાં ભાભીનો પક્ષ ખેંચે છે. આ બધું છતાં પ્રમાદધન, આવી સ્ત્રીઓમાં રત્નરૂપ એવી પત્નીની કદર કરી શકતો નથી અને પત્ની ઉપર નીચ આરોપો મૂકે છે. એના પંજામાંથી છોડાવવા ગોવર્ધનરામને પ્રમાદધનને મરવા દેવો પડ્યો છે.

બીજા એક પ્રકારનું કજોડું જે સ્ત્રીને માટે બહુ કરુણાજનક નીવડે છે તે વયનું કજોડું. જે જ્ઞાતિઓમાં કન્યાવિક્રયનો રિવાજ હોય ત્યાં આવાં કજોડાં ઘણાં દેખાય છે. વધારેમાં વધારે રકમ આપનારને માબાપ કન્યા લગ્નનાં બજારમાં વેચે છે. એટલે વૃદ્ધ માણસ સામે યુવાન ટકી શકતો નથી, કારણ એણે નાની ઉંમરમા વૃદ્ધ માણસ જેટલી પુંજી ભેગી ન જ કરી હોય. એનાં માબાપ હોય તોપણ તેઓ એક જ પુત્રની પાછળ બધુ ખરચી નાખવા તૈયાર ન હોય, બીજા પુત્રોનો પણ વિચાર કરવો પડે.

કન્યાવિક્રયને બદલે વરવિક્રયનો રિવાજ હોય ત્યાં પણ વૃદ્ધ લગ્ન જોવા મળે છે, કારણ જુવાન વર મોંઘો પડે છે જ્યારે વૃદ્ધ સસ્તામાં સાપડે છે. માબાપની આર્થિક મુશ્કેલી ટાળવા ઉંમરલાયક કન્યાઓ પણ કોઈ વાર રાજીખુશીથી આવાં લગ્ન સ્વીકારી લે છે.

પુત્રીના પૈસા પ્રત્યક્ષ રીતે ન ઉપજાવવાના હોય પણ એના લગ્નમાંથી ધધામાં ફાયદો થવાનો સંભવ હોય ત્યાં પણ વૃદ્ધ લગ્ન નજરે પડે છે. શ્રી. મેઘાણી કહે છે તેમ બાપને "પોતાનો પણ વસીલો; દીકરાઓને કન્ટ્રાક્ટના બેડોળાં કામકાજ હાથમાં આવે; આ બધું એમની ગણતરી બહાર નહોતું." જિંદગીની શરૂઆત કરતો જુવાન વર આવા લાભ આપી શકતો નથી.

એક પેઢી પહેલાંના એક ભાઈ કહેતા હતા કે "અમારામા અઠાવીસ વરસના પંથ વર કરતા પાંત્રીસ ચાળીસનો બીજવર છોકરીના માબાપ પસંદ કરે, કારણ જુવાનિયો માબાપને આધીન હોય, અણસમજુ કે નાદાન હોય તો કદાચ ધોલધપટ પણ કરે. બીજવર ઠરેલ હોય, સ્વતંત્ર કમાણી કરતો હોય એટલે માબાપના કહ્યામા રહેવાની જરૂર નહિ તેથી વહુને સુખ આપે."

વ્યવહારની નજરે જોતાં આ ખરું હશે પણ એ જમાનામા કન્યાની

ઉંમર બારથી ચૌદ સુધીની રહેતી; એટલે પતિપત્નીની ઉંમર વચ્ચે લગભગ વીસબાવીસ કે પચીસ વરસનું – પિતાપુત્રી જેટલું અંતર રહે. એવા લગ્નમા દંપતીનું રસજીવન – (Romance) – તેને માટે સંભવ ન રહે. એક દાખલામાં પાંત્રીસ વરસની ઉપરની ઉંમરના એક બીજવર પંદર વરસની કન્યા પરણ્યા હતા. ઘરમાં પતિપત્ની બે જ હતાં અને પૈસો ઠીક હતો. એમણે કેરમ, ડ્રાફ્ટ્સ વગેરે રમતો વસાવી હતી અને પોતાના મિત્રોને ખાનગીમાં કહેતા કે "શું કરીએ, હસાવી રમાડીને કામ લેવાનું છે, એટલે આ બધું વસાવવું પડ્યું છે!"

પરિણીત જીવનને। અંતિમ હેતુ, સ્ત્રી પોતાના પતિના ઘરની સ્વામિની બને તે આવાં લગ્નોમાં તરત બર આવે છે. કેડે કૂંચીએ ખોસીને ફરવું જે ઘરની સ્વતંત્ર માલિકીની નિશાની છે તે પરણતાંવેંત જ પ્રાપ્ત થાય છે. સંયુક્ત કુટુંબોમાં વહુને વેઠવી પડતી પરાધીનતા અને એને અંગેનાં દુઃખોમાથી બીજવરને પરણનાર કન્યા ઊગરી જાય છે અને તેથી જ "માડી મને બીજવર તું જોજે જો, બીજવરની પરણી તે મહા સુખ પામશે" એવાં લોકગીતો નજરે પડે છે.

વૃદ્ધ લગ્ન, જ્યાં વર કન્યાના પિતા નહિ પણ દાદા જેવડો હોય તેને। તો વિચાર કરતાં પણ કંપારી આવે છે. ઉપર લખેલાં આધેડ વયના પુરુષ સાથેનાં લગ્ન જેવા લાભ એમાં પણ હોય. પણ વૃદ્ધ સાથે નાની કન્યાના જીવનને। મેળ કદી પણ બેસે જ નહિ. એને માટે પ્રેમ તો શું પણ સામાન્ય લાગણી પણ ઊપજે નહિ. દુનિયાના સર્વ લોકોની માફક નાની કન્યાને પૈસાનો મોહ હોય એટલે શરૂઆતમાં કદાચ એને વૃદ્ધ સાથેનું લગ્ન બહુ ખૂચે નહિ, પણ નાદાની મટી જઈ સમજણ આવવા માડે ત્યારે એને ભાન થાય કે પોતે કેવા ભીષણ સંજોગોના પાશમાં ફસાઈ છે. આવાં લગ્નમાં રસજીવન તો ન જ હોય; ઊલટું કેટલીક વખત નાની પત્નીને રાજી કરવા વૃદ્ધ ઉંમરને। પતિ વિદૂષકને।

ભાવ ભજવે છે, પણ એથી પત્નીને સંતોષ મળતો નથી. વૃદ્ધને આરામ લેવાની ઇચ્છા હોય; સંસારની પ્રવૃત્તિઓમાંથી એનું મન નિવૃત્ત થવા માગતું હોય. જ્યારે નાની સરખી પત્ની તો જિંદગીની શરૂઆત કરતી હોય; એને જીવનના બધા જ લહાવા લેવાનું મન હોય. આમ બન્નેના જીવનમાં પહેલેથી જ વિસંવાદ થવા માંડે. વૃદ્ધ પતિને પત્નીની વફાદારી વિષે હંમેશાં શંકા રહ્યા કરે એમાં નવાઈ નથી. સ્વાભાવિક રીતે પત્નીને પોતાના સમવયસ્ક પુરુષમાં વધારે રસ હોય. વૃદ્ધ પતિ દુનિયા જોઈ પાર ઊતરેલો હોય એટલે નવા જમાનાની કોઈ ચીજો ઉપર એનું ચિત્ત લાગે નહિ. આમ માનસિક અસમાનતા આવે એટલે તેમાંથી પત્નીને સમાનતા ધરાવનાર યુવાન પુરુષ તરફ આકર્ષણ પણ થાય. આમાં એ સ્ત્રીના કરતાં એને એ સંજોગોમાં મૂકનાર માબાપ અને વૃદ્ધ પતિનો દોષ વધારે છે.

બીજી જાતનાં વયનાં કજોડાં હવે ઘણાં ઓછાં થઈ ગયાં છે અને તે એવાં કે જેમાં કન્યા વર કરતાં ઉંમરે મોટી હોય. એવા કજોડામાં પણ વૃદ્ધ સાથેના લગ્ન માફક અસંતોષ પત્નીને જ હોય. વૃદ્ધ પતિ નિવૃત્ત મનોવૃત્તિવાળો હોય તો નાનો વર નાદાન, બાળક બુદ્ધિનો હોય, એટલે એ પણ પત્નીની દૃષ્ટિએ જોઈ શકે નહિ. સ્વ. ગોવર્ધનરામે આવા પ્રકારના કજોડાનું પણ ચિત્ર મનોહરીના પાત્રમાં આલેખ્યું છે અને એવા કજોડાને લઈએ ઉચ્છૃંખલ થઈ હતી એમ બતાવ્યું છે. પણ ઊંચી ગણાતી જાતિઓમાં હવે આવાં કજોડાં હોતાં નથી.

જાતમહેનત કરીને ખાનાર જાતિઓમાં પત્નીની કિંમત આર્થિક દૃષ્ટિએ કરવામાં આવે છે. કાઠિયાવાડની કેટલીક ગોપાલન કરનાર જાતિઓ તેમજ ગુજરાતની એકાદ બે આદિવાસી વસ્તીમાં પાંચસાત વરસના વરને પંદરસત્તર વરસની છોકરી પરણાવવાનો રિવાજ હોય છે, કારણ વહુ આવે તેવી જ ઘરના અને બહારના કામમાં મદદ કરવા માંડે. છોકરો વધારે નહિ તો પંદરસત્તર વર્ષનો થાય ત્યાં સુધી પણ માબાપ

વાટ જોતાં નથી, કારણ એટલાં વરસ વહુની મદદ વગર તેમને ઘરનું કે ખેતરનું કામ ચલાવવું અશક્ય લાગે છે. જેને છોકરા ન હોય તે કેમ ચલાવતાં હશે તેનો વિચાર તેઓ કરતાં નથી. પાંચસાત વરસના વરને એનાથી નાની કે એના જેવડી પણ કન્યા પરણાવે તો એમાં કુટુંબીઓને કામમાં રાહત મળે નહિ. એટલે દસબાર વરસે મોટી છોકરી જોડે પરણાવે છે.

આ જાતિઓમાં આવાં લગ્નનું સૌથી વધારે અનિષ્ટ પરિણામ એ હોય છે કે વર વયમાં આવતા સુધી જુવાન વહુ સસરાની રખાત તરીકે રહે છે. એમાં ગુપ્તતા કશી હોતી નથી – જ્ઞાતિનો એ રિવાજ જ બની ગયો હોય છે. એક જ ઘરમાં એ પુત્રની કાયદેસર પત્ની અને પિતાની રખાતની પદવી ભોગવે છે!

ઊંચી ગણાતી જ્ઞાતિઓમાં પણ વયનાં, બુદ્ધિનાં, વિદ્યાનાં, સ્વભાવનાં, સંસ્કારનાં કજોડાં ન થાય એની ભાગ્યે જ કાળજી રાખવામાં આવે છે. માત્ર એક જ પ્રકારના કજોડા પ્રત્યે અભાવ હોય છે અને તે જ્યાં દેખાવમાં વર કરતાં કન્યાનું કાઠું મોટું હોય ત્યાં! એવા દાખલા જોયા છે કે જ્યાં સગાઈ કરેલો વર બધી રીતે સારો હોય પણ દેખાવમાં કન્યા કરતાં નાનો કે નીચો રહી ગયો હોય તો એ સગાઈ ફોક કરી મોટા દેખાતા પણ અભણ કે ખરાબ સ્વભાવના વર સાથે સંસ્કારી કન્યાને પરણાવી દેવામાં આવી હોય. પત્ની વર કરતાં ઊંચી મોટી, કે સશક્ત દેખાતી હોય તો એ પતિના કહ્યામાં ન રહે, સામી એને દાબમાં રાખે એવી માન્યતા છે.

(વય, બુદ્ધિ કે વિદ્યાનાં કજોડાં ન હોય ત્યાં પણ સ્વભાવનું કજોડું હોઈ શકે, કારણ એનો આધાર આ ત્રણેમાંથી એકે ઉપર નથી.)

આઠદસ માણસો સામટું વાદ્યસંગીત બજાવતા હોય તેમાં જો એક જણ પણ બેસૂરું કે બેતાલ વગાડે તો બધાનો તાલ બગડી જાય છે

તે જ મુજબ કુટુંબજીવનમાં પતિ કે પત્ની ગમે તે એક જણ હંમેશાં વિરોધી સૂર જ ઉઠાવ્યા કરે તો કુટુંબજીવનનો આનંદ ઊડી જાય છે. મોટા સંયુક્ત કુટુંબમાં કદાચ આ એટલું બધું ન દેખાઈ આવે—ફક્ત એ વિરોધી સૂર ઉઠાવ્યા કરનાર ઘરનું મુખ્ય માણસ હોય તો બધાંને સહન કરવું પડે. પણ કોઈ ખાસ પદવી વગરનું માણસ વાંકા સ્વભાવનું હોય તો એ બધાંને બહુ હાનિ કરી શકે નહિ; પણ નાના વિભક્ત કુટુંબમાં એવા સ્વભાવની અસર બહુ જ દેખાય.

આવા કુટુંબમાં પોતાની ફરજ પ્રત્યે પતિ અને પત્નીએ સરખું જ ધ્યાન આપવાનું હોય છે. જેમ એક વાંકા સ્વભાવનું માણસ ઘરમાં કટુતા ફેલાવી શકે તેમ જ એક પ્રેમમય સ્વભાવનું માણસ ઘરમાં સુખશાંતિ રેલાવી શકે છે. પણ કડવાશ ફેલાવવાનું કામ એક માણસ માટે જેટલું સહેલું છે તેટલું જ એક જ જણના પ્રયત્નથી બધાં વિરોધી તત્ત્વોને હઠાવી દઈ પ્રેમમય વાતાવરણ ઊભું કરવાનું મુશ્કેલ છે.

આવી જાતનું વાતાવરણ ઊભું કરવા માટે સૌથી પહેલી જરૂર પડે છે નિઃસ્વાર્થી બનવાની. મોટે ભાગે સ્ત્રીને જ ભાગે આ કામ આવે છે. બધી જ સ્ત્રીઓ આને માટે કુદરતી રીતે સરજાઈ હોતી નથી પણ પત્નીધર્મ અને માતાધર્મ એ એવી વસ્તુ છે કે એમાં સ્ત્રીને અનેક પ્રકારે સ્વાર્થનો ભોગ આપ્યા વગર ચાલતું જ નથી. વળી સ્વભાવથી સ્ત્રી વધારે લાગણીવાળી હોય છે. એટલે સ્વાર્થત્યાગ પુરુષ કરતાં વધારે સહેલાઈથી કરી શકે છે.

જ્યારે સ્ત્રી આમ સ્વાર્થત્યાગ કરી પોતાના કુટુંબમાં સુખ અને શાંતિનું સામ્રાજ્ય સ્થાપવા માગતી હોય ત્યારે એની યોગ્ય કદર થવી ઘટે છે. પત્નીને મોજશોખના, સંતાનપ્રાપ્તિના સાધન તરીકે અથવા એક ઉત્તમ પ્રકારના નોકર તરીકે જ ગણવામાં આવે તોપણ સ્ત્રી પોતાની ફરજો સદા પણ ફળની આશા વગર બજાવ્યા જ કરે એવી

નિષ્કામ કર્મવૃત્તિની તેની પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે. દરેક સામાન્ય સ્ત્રી માટે આ સંભવિત શી રીતે હોઈ શકે ?

પુરુષ અને સ્ત્રીનો સંબંધ મિત્રતાનો, સહચારનો મટી જઈ સેવ્ય-સેવકનો બની ગયો છે. સંયુક્ત કુટુંબ કરતાં વિભક્તમાં થોડા પ્રતિબંધ દૂર થયેલા દેખાય છે, છતાં પત્ની તરફથી જે કર્તવ્યપાલનની આશા રાખવામાં આવે છે તેવી પતિ તરફથી બિલકુલ રાખવામાં આવતી નથી. સ્ત્રીને તો એમ જ સમજાવવામાં આવ્યું છે કે એના જીવનની પર્યાપ્તિ જ કર્તવ્યો કરી છૂટવામાં છે. પતિ એના ઉપર અનેક પ્રકારના હકદાવા કરે છે. પત્નીની સુખસગવડને માટે લક્ષ આપવાનું કામ પતિનું ગણાતું નથી.

સ્ત્રીમાં સ્વાભાવિક રીતે અમુક શક્તિ રહી હોય છે. પણ એ શક્તિ સમજવાનો કે તેનો વિકાસ કરવાનો યોગ્ય યત્ન થતો નથી. પત્નીનાં કર્તવ્યો સમજવા સમજાવવા પાછળ જેટલો શ્રમ અને સમય અપાય છે તેના સોમા ભાગનો પણ તેનું મહત્ત્વ અને ગૌરવ સમજવા પાછળ થતો નથી. સ્ત્રીની નિઃસ્વાર્થ સેવા કુટુંબને અને સમાજને ઉન્નત પદે લઈ જવામાં સહાયભૂત થાય તેટલે જ દરજ્જે પુરુષની સ્વાર્થપરાયણતા અધોગતિનું કારણ પણ બને છે.

આજથી એક પેઢી ઉપર એમ ગણાતું કે પતિ પોતાની પત્નીને મારે તેમાં કાંઈ ખોટું નથી. 'ધણી થયો તે મારે તો ખરો જ ને' એમ સ્ત્રીઓ પણ માનતી. ઊપલા વર્ગોમાંથી આ વિચારો દૂર થયા છે – જો કે શ્રીમંત અને સુશિક્ષિત ગણાતાં કુટુંબોમાં હજી પણ કવચિત્ અપવાદરૂપે પતિ પત્નીને મારે એવા દાખલા બને છે. એક પ્રખ્યાત કેસમાં મુંબાઈ હાઈકોર્ટ જેવી મહાન અદાલતે પતિનો માર ખાતી સ્ત્રીની જુદા રહેવાની અરજી કાઢી નાખતાં ચુકાદો આપ્યો હતો કે પતિ પત્નીને મારે એ કાંઈ દંપતીને છૂટા રહેવા માટે યોગ્ય કારણ નથી – એ તો નાની ઘર-સંસારી ખટપટ કહેવાય !

મારવા જેટલો જુલમ ન કરે તેથી આધુનિક પતિનું પત્ની તરફનું વર્તન તદ્દન યોગ્ય છે, એમાં સુધારાને અવકાશ જ નથી એમ માની લેવાય નહિ જ. કીડીને લોટ કે કબૂતરને ચણ નાખનારા, માંકણમચ્છરને રક્ષણ આપવા બહાર પડનારા, ખોડાં ઢોર માટે પાંજરાપોળો બંધાવનારા પણ અનેક પ્રકારનાં મહેણાંથી, કડવા બોલોથી પત્નીનું હૃદય તીર માફક વીંધી નાખે છે. આવી જૂના જમાનાની સભ્યતાને બદલે નવી સભ્યતાના ઉપાસકો પણ બહાર અતિશય વિનયભર્યું વર્તન રાખે છે, પારકી સ્ત્રીઓને ખોટું ન લાગે તે માટે બહુ કાળજીથી પોતાની જીભ વશમાં રાખે છે પણ ઘરમાં વર્તન કે વાણી ઉપર જરાએ અંકુશ રાખતા નથી. પત્ની એ પણ હાડમાંસનું બનેલું માણસ છે, એને પણ હૃદય જેવી ચીજ હોય છે તે વાત એમના મનમાં ઊતરતી જ નથી. માતા, બહેન કે મિત્રપત્નીને જે બોલવાથી ખોટું લાગે તે બોલવાથી પત્નીને ન લાગે એમ તેઓ સમજે છે; એટલું જ નહિ પણ પોતે ગમે તેમ વર્તે તોપણ પત્નીએ પોતાના ઉપર પ્રેમ અને પૂજ્યભાવ રાખવો જોઈએ એમ તેઓ અપેક્ષા રાખે છે.

વગર વિચારે બોલેલા શબ્દોથી બીજી સ્ત્રીઓને દુઃખ ન લાગે તેની કાળજી કરતાં પણ પત્નીને એ પ્રકારનું દુઃખ ન લગાડવા માટે વધારે કાળજી હોવી જોઈએ. પ્રેમ કાંઈ પત્ની તરફ જંગલી વર્તન રાખવાનો પરવાનો આપતો નથી.

મારપીટનો જુલમ, જંગલી વર્તન કે મહેણાં, એકે ન હોય ત્યાં પણ એક જુદી જાતનો જુલમ પણ હોય છે. પતિ પત્નીને ખાનપાન, કપડાં, ઘરેણાં, મંદવાડમાં દાક્તરી મદદ, એ બધું આપે છે, પણ તેની પાછળ એક વણલખી શરત હોય છે. પત્નીએ ચોવીસે કલાક ઘરનાં વૈતરાં વગર ફરિયાદે કરવાં; કોઈ પ્રકારના બદલાની કે કદરદાનીની આશા ન રાખવી; પતિની વાજબી કે ગેરવાજબી માગણીઓ મૂંગે મોઢે સ્વીકારી લેવી; એના બધા જ અભિપ્રાયને શિરસાવંદ્ય ગણવા; પતિ અપમાન

કરે તે સહન કરી લેવું; એવું સદા સન્માન કરવું; આમ સહનશીલતાની મૂર્તિ થઈને રહેવું. એવી શ્રેષ્ઠ સ્ત્રી હોવા છતાં પતિને એક શબ્દ પણ સલાહનો આપવાની ધૃષ્ટતા ન કરવી, ઊલટું એનાથી ડરીને જ ચાલવું.

આવા પુરુષની સમક્ષ પત્ની પોતાનાં બાળકો સાથે પણ આનંદ, ઉલ્લાસ કે વાર્તાવિનોદ કરી શકતી નથી. એ પતિ ઘરનો અને સ્ત્રીનો સ્વામી થયાનો સંતોષ અનુભવે, પણ એ ખરી રીતે પત્ની કે બાળકોનું હૃદય જીતી શકતો નથી. એ અર્થમાં કોઈનો સ્વામી – હૃદયનો સ્વામી થઈ શકતો નથી.

દંપતીનો સંબંધ મૈત્રીનો હોવો જોઈએ એમ કહેવાય છે પણ વ્યવહારમાં તેવું ભાગ્યે જ જોવામાં આવે છે. ખરી મૈત્રીમાં પરસ્પર પ્રીતિ, વિશ્વાસ, સમાનતા અને સન્માન એ ચાર વસ્તુ મુખ્ય હોવી જોઈએ. આજે આપણા મોટા ભાગનાં દંપતીમાં આ અસ્તિત્વ ધરાવે છે ખરાં!

લગ્નો ઘણે ભાગે માબાપે પોતાની અનુકૂળતા પ્રમાણે, પોતાના જ્ઞાતિબંધનને અનુસરવાના ખ્યાલો પ્રમાણે બાંધ્યાં હોય છે. એટલે પતિ-પત્નીએ એકબીજા માટે પ્રીતિ ઉત્પન્ન કરવાની રહે છે, પહેલેથી પ્રીતિ થયેલી હોતી નથી. અગાઉ જણાવ્યું તેમ સહવાસથી પ્રીતિ ઉત્પન્ન થાય એવો સંભવ રહે છે, અને લગ્ન પહેલાં જો પરિચય હોય તો જ પ્રીતિ થઈ શકે બાકી પ્રીતિનો દંભ જ થાય એમ કહેવાનો આશય બિલકુલ નથી. પણ પ્રથમ સહવાસથી થતું શારીરિક આકર્ષણ ટકે ત્યાં સુધી પ્રીતિ છે કે નહિ તેની ખરી કસોટી દંપતી પોતે જ કરી શકતાં નથી. એ આકર્ષણનો ઊભરો શમી જાય ત્યારે પ્રીતિની ઊંડાઈનું માપ કેટલું રહેશે તે જોવાનું રહે છે.

પ્રાચીન પદ્ધતિમાં માનનારાં સ્ત્રીપુરુષોમાં એવા અનેક સંસાર જોવા

મળે છે કે જ્યાં સ્ત્રી પોતાની ઊતરતી પદવી સ્વાભાવિક રીતે સ્વીકારી લે છે. પતિને આજ્ઞાધીન રહેવામાં તેને દુઃખ લાગતું નથી. ક્રૂર કે જુલમગાર એવા પતિ ન હોય કે કર્કશા સ્ત્રી ન હોય તો પછી એ સંસારમાં દુઃખ કે અસંતોષ દેખાતા નથી. પત્ની આજ્ઞા માને અને પોતાના કાર્યપ્રદેશની મર્યાદામાં રહે એથી પુરુષ સંતોષ માને છે. આજ્ઞાધીનતાના અને ઘરકામના બદલામાં રક્ષણ અને પોષણ મળે એ સિવાય બીજી આશા સ્ત્રી રાખતી નથી એટલે આવા દંપતીનું સંસારનું ગાડું સરળતાથી ચાલ્યું જાય છે.

આવા સંસારને સહચારનું નામ ન આપી શકાય. પતિ અને પત્ની સમાજે, કુટુંબની રસમોએ અને પોતાની અનુકૂળતાએ આંકેલા પાટા ઉપર ચાલ્યા જાય છે, પણ એકબીજાના કર્તવ્યોમાં રસ લેવો, પ્રોત્સાહન આપવું, સહાયતા કરવી, એવું કશું એ સંસારમાં હોતું નથી. માત્ર સરળતા કે સગવડભર્યા જીવનને લઈ એને પ્રેમજીવનનું નામ ન આપી શકાય.

આવા સંસારમાં પત્નીને પતિમાં વિશ્વાસ હોય છે કે તે એનું જિંદગી સુધી પૂરું કરશે અને કદાચ માંદેસાજે પણ ખબર રાખશે એથી વધારે દૂર જોવાની એની શક્તિ જ નથી હોતી. પતિને તો પત્નીમાં બિલકુલ વિશ્વાસ નથી હોતો. એના ચારિત્ર્ય ઉપર શંકા રાખે છે એમ નહિ પણ સુખદુઃખમાં પત્ની સાથી બનશે એવું એ ધારતો નથી. પૈસા સંબંધી બાબતોમાં એ સ્ત્રીને વિશ્વાસમાં લેતો નથી. એ બાબત એંગની બુદ્ધિની બહારની માને છે. પોતાના ધંધારોજગારની કશી વાતથી સ્ત્રીને માહિતગાર કરતો નથી. એ બાબતમાં એની સલાહ કે મદદની આશા રાખતો જ નથી. પત્ની એવા પ્રકારનો પ્રયત્ન કરવા જાય તો એમાં એને ધૃષ્ટતા દેખાય છે.

આપણે ત્યાં આવા સંસાર ઘણા હોય છે અને તેને લીધે બહારથી કોઈ જાતની મુશ્કેલીઓ દેખાતી નથી, પણ આ કાંઈ ખરું સંસારસુખ

નથી. એમાં મૈત્રી કે સદ્દચાર જેવુ કશું નથી. સ્ત્રીઓ સંતુષ્ટ દેખાતી હોય તો તે ગુલામીનો સંતોષ છે. અસલના ગ્રીક લોકોમાં કહેવત હતી કે Give your son to a slave and instead of one you shall have two. ( તમારા દીકરાને ગુલામને સોંપો અને ઘરમાં એકને બદલે બે ગુલામ તમને મળશે ). ગુલામી વૃત્તિવાળો માણસ પોતાની મર્યાદાઓ પ્રમાણે જ પોતાના હાથમાંના માણસને કેળવી શકે. આપણી સ્ત્રીઓ સંકુચિત વાતાવરણમાં વસે છે, ગુલામી મનોવૃત્તિ ધરાવે છે એટલે એમના હાથમાં ઉછરતી પ્રજા પણ એવી જ વૃત્તિવાળી થાય એમાં નવાઈ નથી. સેંકડો વર્ષની રાજકીય પરાધીનતા ઉપરાંત આ પણ, પ્રજાના ડરપોક, હીન માનસનું એક કારણ છે.

સ્ત્રીમાં ગુલામવૃત્તિ દેખાય છે તેનાં અનેક કારણો છે. છોકરીનો અવતાર હલકો મનાય એટલે જન્મથી જ એના મનમાં લઘુતાગ્રંથિ (Inferiority complex) આવી જાય છે; નાનપણમાં ટોકી ટોકીને એને ગુલામી જીવન માટે તૈયાર કરવામાં આવે છે. સાસુ અને પતિ નારાજ થશે તો કેવાં દુઃખ પડશે એની ગાથા વડીલ સ્ત્રીઓ સંભળાવ્યા કરે છે. આને લઈ એ બીકણ મનની થઈ જાય છે. સંસારનો ભાર સરળ રીતે વહન કરવા માટે માત્ર દબાયલા રહેવું એ એક જ ગુણ એ શીખે છે.

નાની ઉંમરમાં જ્યારે કન્યાનું મન વિશાળ દુનિયા અવલોકવા ઉછળી રહ્યું હોય તે જ વખતે આવી ટોકણી પડે છે. તે ઉપરાંત સમજણી થતા થતામાં તો તેને સંસારનાં બંધનની જાળમાં બાંધી લેવામાં આવે છે; એટલે એનો સ્વતંત્ર વિકાસ અટકી જાય છે.

કદાચ એમ પણ દલીલ કરવામાં આવે કે પંદરને બદલે વીસ વરસે કન્યા પરણે તેથી કાંઈ પત્નીધર્મને લાયક બધા સદ્દગુણો એનામાં એકાએક ખીલી ઊઠે નહિ, પત્નીપણું તો અનુભવથી શિખાય છે. પણ

વિચાર કરીશું તો જણાશે કે પંદર વરસની ઉંમરને શિક્ષણશાસ્ત્રીઓ ઊંચો અભ્યાસ શરૂ કરવા માટે પણ લાયક ગણતા નથી. મિલકતના વહીવટ માટે કે સ્વતંત્ર રીતે માબાપની ઉપર થઈને લગ્ન કરવા માટે કાયદાએ અરાઢ વરસની ઉંમર ઠરાવી છે. મતદાન, જેના ઉપર રાજ્ય-વ્યવસ્થાનો આધાર છે તે તો એકવીસ વરસની ઉંમર પહેલાં થઈ શકતું નથી. ત્યારે જેના ઉપર આખા સમાજની સ્થિરતાનો આધાર છે તે પત્નીપદ પંદર વરસની કન્યા કેવી રીતે સંભાળે! વીસ-એકવીસની ઉંમરે એ પત્નીપદથી ઘડાઈ ન હોય પણ એમાં ઘડાવા માટે એની શારીરિક અને માનસિક તૈયારી જરૂર હોય. પંદરથી વીસ વરસની ઉંમરમાં એ શાળા કે પાઠશાળામાં ઘણું શિક્ષણ લે છે તેમ તેની બુદ્ધિનો વિકાસ થાય છે જે એને સારાસાર વિવેકની શક્તિ આપે છે.

પત્નીપદ એટલે ઘરનાંને રાંધી ખવડાવવું, એંઠવાડ-અબોટ કરવાં, રૂઢિબદ્ધ વ્યવહાર સાચવવા એવી માન્યતામાં આપણે ડૂબેલાં છીએ. જે સ્ત્રી આટલું કરે તેણે ઘરસંસાર સારી રીતે ચલાવ્યો ગણાય છે. ગૃહ-જીવન માટે એ સર્વ જરૂરી હોવા છતા એટલામાં આ જીવન સમાઈ જતું નથી. ગૃહિણી જેવી કાળજીથી કામ કરે તેવું ભાડૂતી નોકરો કરે નહિ એમ વારંવાર કહી સ્ત્રીને ઘરની ચાર દીવાલોમાં ગખવામાં ઉત્તેજન આપવામાં આવે છે; પણ ઘર સુઘડ હોય કે ફૂવડ તેનો આધાર ગૃહિણી જાતે કામ કરે કે નોકરો પાસે કરાવે તેના ઉપર નહિ પણ એને પોતાને સુઘડતાની ચટ છે કે નહિ તે ઉપર છે. સ્ત્રીને જાતે જ ગંદકી, અવ્યવસ્થા માટે ચીડ ન હોય તો પોને હાથે કામ કરવા છતાં ઘર ફૂવડ જ રહે, જ્યારે ઘણીએ સુઘડ સ્ત્રીઓ નોકરો પાસે કુશળતાથી કામ લે છે, અને તેમનાં ઘર ચકચકિત રહે છે.

જૂના આચારવિચારવાળી 'સ્ત્રીઓ વધારે સારી પત્ની બને છે અને નવા વિચારની ભણેલી સ્ત્રી એ માટે નકામી છે એમ સામાન્ય માન્યતા

છે. નથી સ્ત્રીને ઘરમાં રસ નથી હોતો, બહાર રખડવાનું જ એને ગમે છે એમ કહેવાય છે. હવે સિનેમા-ફિલ્મોમાં એ જાતનાં ચિત્રો રજૂ કરવાનું ઓછું થયું છે. પણ વાર્તાઓ, લેખોમાં હજી એ વિચારપ્રવાહનું બળ ઘણું દેખાય છે. જૂના જમાનાની સ્ત્રીઓને ઘરકામમાં કેટલો રસ હતો તે બાબત લગભગ અર્ધી સદી ઉપર તે વખતના એક સંસ્કૃત શિક્ષક, અને જાણીતા થયેલા લેખક શ્રી જગજીવન દયાળજી મોદીએ પોતાના પુસ્તક "મોટી ઉંમરની હિંદુ સ્ત્રીઓની કેળવણી"માં લખ્યું છે તે જરા જોઈએઃ "પુરુષો કરતાં સ્ત્રીઓ દર્શનની ઘણી શોખીલી હોય છે. દર્શનને વખતે મંદિરોમાં જોઈશું તો પુરુષો કરતાં સ્ત્રીઓની જ ઘણી ભીડ હશે. × × સ્ત્રીઓ ઘરનું કામકાજ ઝોલાં ખાતું રાખી, રસોઈ કરવાની અધૂરી રહી હોય તો પતિને કહેશે કે 'આટલી બે તપેલીઓ ઉતારી લેજો, હું જરા દર્શન કરી આવું,' એમ કહી કાપડું (કાંચળી) પહેરતી પહેરતી ઘરમાંથી નીકળી દર્શનને માટે ઉતાવળી ઉતાવળી જતી માલમ પડશે. દર્શનની ભોગી એવી ઘણી સ્ત્રીઓ ઘરમાં શેઠાણી થઈને બેસી રહે છે ને પતિને કશા લેખામાં ગણતી નથી, તો પછી પતિની પરિચર્યા કરવાની તો વાત જ શી? પતિ ઉપર પૂજ્યબુદ્ધિ ન રાખી પોતાનું કામ તેની પાસે કરાવી દર્શનને માટે દોડતી સ્ત્રીનાં દર્શન પરમેશ્વર કબૂલ કરતો હશે કે કેમ, એ શંકા છે."

આગળ જતાં એ જ લેખક કહે છે, "પસંદગી પ્રમાણે નવાં નવાં લૂગડાંલત્તાં ને ઘરેણાંગાંઠાં પહેરવાંઉતારવાં, બદલવાં, એમાં પણ કેટલીક સ્ત્રીઓ જોઈએ તે કરતાં ઘણો વખત ગુમાવે છે. શણગાર સજી સારી દેખાડવામાં કેટલીક સ્ત્રીઓ ઘણી હોંસીલી હોય છે. દશ વખત કપડાં બદલવાં અને પંદર વખત ચોટલો વાળવો એ તેનું નિત્ય કામ હોય છે. વારે વારે લૂગડાં કાઢી કાઢીને જોવાં, તપાસવાં, સાચવીને મૂકવાં ને સહિયરોને બતાવવાં એમાં તે આનંદ માને છે. આ એક વૃથા કાલક્ષેપ છે. × × મોટી ન્યાત હોય છે તેમાં એકસામટો લગ્નગાળો નીકળે છે,

ત્યારે તો મહિનાના મહિના સુધી તે ધામધૂમમાંથી તેઓ પરવારતી નથી. ઘરનું કામ ગમે તેવું સુધરતું કે બગડતું હોય અથવા ઘરની સ્થિતિ ગમે તેવી સારી કે માઠી હોય, તોપણ લગ્ન મહાલવું, સારાં લૂગડાં, ઘરેણાં પહેરીને ફરવુંહરવું, સભા સભાનાં ગીત ગાવા જવું, મોસાળાની છાબો લઈને ચાલવું, પીરસણ ઢાંકવા રખડવું, વરઘોડામાં ફરવું, ન્યાતોમાં જમવા જવું, વગેરે કરવામાં તે બીજું બધું ભૂલી જાય છે. ”

શ્રી જગજીવન મોદી એક સંસ્કૃત શિક્ષક હતા, પશ્ચિમને રંગે રંગાયલા નહોતા; તેમ જ એ જમાનામાં શ્રીમતી વિદ્યાબહેન અને શારદાબહેન સિવાય કોઈ સ્ત્રીઓ ભણેલી નહોતી, એટલે ભણેલી સ્ત્રીઓથી અંજાઈ ગયા હતા એમ માનવાને પણ કશું કારણ નથી. તેથી એમનું આ લખાણ સાચા અનુભવનું હોવું જોઈએ. એમણે વર્ણવેલી સ્ત્રીઓ જૂના આચારવિચારની હોવા છતાં સાચી પત્ની કે ગૃહિણી કેમ કહી શકાય ? નવા જમાનાની સ્ત્રી સામે ફરિયાદ છે કે ઘર સાચવવા કરતાં બહાર રખડવું તેને વધારે ગમે છે. ત્યારે ઉપરનાં બન્ને વર્ણનમાં પણ એ જ સ્થિતિ નથી ? નવી સ્ત્રીઓ પાર્ટી, સિનેમા કે સભાઓમાં જવા ઘરની બહાર રખડતી હશે તો જૂની દેવદર્શન, કથાવાર્તા કે મરણપરણના પ્રસંગો માટે રખડતી હતી. ઘરકામમા કે પત્ની અને માતાની ફરજોમાં વિક્ષેપ તો બન્ને રીતે સરખો જ પડે.

કોઈ કહેશે કે એક તરફથી એવી ફરિયાદ કરવામાં આવી છે કે સ્ત્રીને ચાર દીવાલોમાં પૂરી રાખવામાં આવે છે અને બીજી તરફથી એને બહાર રખડતી બનાવી છે, તો બેમાથી કયું સાચું ?

ચાર દિવાલોમાં પૂરવાનો અર્થ એ નથી કે સ્ત્રીને તાળા મારી ઘરમાં ગોંધી રાખવામાં આવે છે. એ શબ્દોનો અર્થ એ છે કે સ્ત્રીનો કાર્યપ્રદેશ માત્ર ઘરકામ પૂરતો જ ગણાય છે અને સ્વતંત્ર વિચાર કરવાનો, સમાજના વિવિધ પ્રશ્નોમાં રસ લેવાનો અધિકાર નથી એમ ગણાય છે.

ગમે તેટલી શિક્ષિત કે બુદ્ધિશાળી હોય પણ એણે રાજકારણ, સમાજ-શાસ્ત્ર, શિક્ષણ, લલિત કળાઓ—ટૂંકામાં ઘરકામને લગતી બાબતો સિવાય બીજા કોઈ વિષયમા રસ લેવો ન જોઈએ અને રસ લે તો એના ગૃહિણીપદમા, પત્નીધર્મમાં ખામી આવે છે એવી જે માન્યતા છે તેને જ સ્ત્રીને ઘરની દીવાલોમાં પૂરી રાખવાની ભાવના કહેવામાં આવે છે.

જૂના જમાનાની સ્ત્રીનો બહાર રખડવાનો પ્રદેશ જે શ્રી જગજીવન મોદીએ વિસ્તારથી વર્ણવ્યો છે, તેમાં વિહરવાની છૂટ જૂની સ્ત્રીને હતી ખરી અને જ્યાં ન હોય ત્યાં એ જબરી હોય તો પોતાનો કક્કો ખરો કરીને પણ લેતી, પણ એમાંનાં કોઈ કામ એવાં નથી કે જેથી સ્ત્રીની બુદ્ધિ વિકસિત થાય, એનું દૃષ્ટિબિંદુ વિશાળ થાય, સમાજજીવનના અટપટા પ્રશ્નો ઉકેલવા એ શક્તિશાળી થાય. દેવદર્શન એ તો એક બાહ્યાચાર થઇ જાય છે. એથી આધ્યાત્મિક બળ કશું આવતું નથી સ્ત્રીઓનું ધ્યાન ઠાકોરજીના શણગાર અને મનોરથો ઉપર લાગેલું રહે છે. દર્શને આવતી બીજી સ્ત્રીઓનાં કપડાં, ઘરેણાં તરફ પણ ઘણું ધ્યાન આપે છે, અને સૌથી વધારે તો એ જ સંતોષ હોય છે કે દર્શન કરવા જવાથી ધાર્મિકતાની છાપ વાગે, સમાજમાં પ્રતિષ્ઠા વધે. કથાવાર્તામાં જવાનો પણ મુખ્ય હેતુ એ જ હોય છે. બાકી અખા ભગતનાં વેણુ 'કથા સાંભળી ફૂટચા કાન, તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન' એ તે જમાનામાં પણ ખોટાં નહોતાં અને આજે પણ નથી

શ્રી લક્ષ્મીબહેન ડોસાણી પોતાના પુસ્તક "હું બંડખોર કેમ બની ?" એમાં લખે છે કે "મારાં કાકી વિષ્ણુનાં ભક્ત હતાં. આખો દિવસ વહુઓને ગાળોની ઝાપટો લગાવ્યા પછી, પુરુષવર્ગ પાસે આખા દિવસની વહુઓની ભૂલોનું દાસ્તાન રજૂ કર્યા પછી અને છોકરાંઓને ધમેડ્યા પછી એ પાપના નિવારણ માટે હંમેશ તેઓ દર્શનટાણે શ્રી મહાપ્રભુજીની બેઠકમાં બે કેળાં અને એક પૈસો ધરી આવતાં !" દર્શન

કરવા જતા પહેલાં અને કરી આવ્યા પછી સ્ત્રીનું જે માનસ હોય છે તેનું તે જ રહે છે. એથી કોઈ પ્રકારની આત્મસાધના થતી નથી.

લગ્ન અને બીજા શુભ પ્રસંગોએ મહાલવામાં આપણી સ્ત્રીઓ બહુ રસથી ભાગ લે છે. આપણાં મન ઘણાં ઉત્સવપ્રિય હોઈ આવે પ્રસંગે ભારતો અવસર સાંપડે છે. સગાવહાલા કે સખીમંડળમાં ભળવાની તક મળે એ પણ એક કારણ ખરું, પણ આમા પણ બુદ્ધિ વિકસવાનો કે સંકુચિત વૃત્તિ દૂર થવાનો અવકાશ રહેતો નથી ઊલટું રૂઢિગત અર્થહીન ક્રિયાઓ, વહેમી આચારોનું પાલન ખૂબ ઝીણવટથી થાય એ બાબત સ્ત્રીઓ બહુ આગ્રહ રાખે છે. એ સર્વમા પારંગત હોય તેવી પ્રૌઢાઓ સ્ત્રીસમૂહમાં આદર્શરૂપ બની જાય છે; સૌ કોઈ એમના તરફની દોરવણીની આશા રાખે છે. એટલે ઘરની બહાર કલાકોના કલાકો નીકળી જાય તોયે કોઈ રીતે દીવાલો બહારનું સ્વતંત્ર વાતાવરણ સ્ત્રીને સ્પર્શ કરતું નથી. બીજાં સંકુચિત મનના માણસોના સમાગમથી વિશેષ સંકુચિત બને છે.

પતિ અને પત્નીના કાર્યપ્રદેશ ભિન્ન હોય છતાં જીવન તરફ જોવાની દૃષ્ટિ એક હોય તો બન્નેમાં સમાનતા સંભવી શકે છે. સ્ત્રીએ કે પુરુષે સામાના અભિપ્રાયોને "હાજી હા" કર્યા કરવું એનું નામ એક દૃષ્ટિ નથી, પણ વ્યવહારમા અને સંતાનોના ઉછેરમા પોતપોતાની ઉપયોગિતા. દેશોન્નતિમાં પોતાનો ભાગ, નિર્બળતાઓનું ભાન અને પ્રગતિની ધગશ એ સર્વ સમજવાની શક્તિ બન્નેમાં હોય અને તે સંબંધી ચર્ચા કરી વિચારો આપવે કરવાની છૂટ હોય તેનુ નામ સમદૃષ્ટિ કહેવાય

સ્ત્રીનું સન્માન કરવા માટે એને 'દેવી,' 'અર્ધાંગના,' 'ગૃહલક્ષ્મી' એવાં નામો આપવાની જરૂર નથી એવા નામો તો ઘણી વાર માત્ર દંભના સૂચક હોય છે; કારણ નામ આપનાર એમ બતાવવા માગે છે કે તેઓ સ્ત્રીનું બહુમાન ગણે છે, પણ અંદરખાનેથી વર્તનમા તેનુ

કશું જોવામાં આવતું નથી. સ્ત્રીનું સન્માન કરવામાં સૌથી પહેલી વાત તો એ છે કે એની જાતિ હલકી માનવાનું સદંતર બંધ થવું જોઈએ. જન્મથી જ કન્યા અળખામણી હોય એટલે પત્નીપદ પામ્યા પછી એ કુટુંબીઓના માનને પાત્ર બને એવો સંભવ ઓછો છે; છતાં શિક્ષિત પુરુષવર્ગે એ બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ કે પોતાની પત્ની એનાં માબાપને ત્યાં અળખામણી હોય કે માનીતી, પણ પોતાના ઘરમાં તો સન્માનને પાત્ર જ રહે.

પત્ની ઘરનો જે ભાર ઉઠાવે છે તેની કદર થાય એમાં એને પોતાનું સૌથી વધારે સન્માન થયેલું લાગે છે. જ્યાં સુધી પુરુષો એમ માને કે અમે સવારથી સાંજ સુધી નોકરીધંધામાં વૈતરું કરીએ છીએ અને સ્ત્રી ઘરમાં બેઠી બેઠી મોજ કરે છે ત્યાં સુધી પત્ની પ્રત્યે સન્માનની ભાવના થવાની નથી. દેશની વસ્તીનાં પાંચ દશ ટકા શ્રીમંત કુટુંબોને બાદ કરતાં સમસ્ત સ્ત્રીવર્ગ ઘરકામની મોટી જવાબદારી ઉઠાવે છે. એમાં શારીરિક શ્રમ અને માનસિક ચિંતા બન્નેનો સમાવેશ થાય છે. પુરુષના કામના કલાક સાતઆઠ હોય છે, ત્યારે સ્ત્રીના પંદરેક થાય છે. એ સૌથી પહેલી ઊઠે છે અને સૌથી છેલ્લી સૂએ છે. બાળકો નાનાં હોય ત્યારે અથવા ઘરમાં કોઈની માંદગી હોય ત્યારે રાતના ઉજાગરા પણ ગૃહિણી જ કરે છે. એ 'રાતપાળી'ના બદલામાં દિવસના કામના કલાક કાંઈ કપાતા નથી કે વધારાનું મહેનતાણું મળતું નથી. દરેક ધંધાનોકરીમાં નવા જમાનામાં કામના કલાકો ઉપર અંકુશ મુકાય છે અને પગારનાં ધોરણ વધે છે પણ ગૃહિણીના કામમાં એવું કશું નજરે પડતું નથી. શહેરોમાં રવિવારે રાતનું ભોજન બંધ રાખી સ્ત્રીને આરામ આપવામાં આવે અને આખું કુટુંબ સાથે બહાર ફરવા જઈ આનંદ માણે તે પણ આપણા કેટલાક સામાજિક કાર્યકરોને અઘટિત લાગે છે! બીજા સૌનો શ્રમ ઘટાડવાની વાતો થાય ત્યારે સ્ત્રીઓને ઘરકામ ઉપરાંત ઘંટી, સાંબેલાં અપાવી એમનો શ્રમ વધારવાની તરફેણો ચાલુ થઈ છે. ઘંટી,

સાંભેલાં ગયાથી જ સ્ત્રીની અને દેશની અવદશા થઈ છે એમ માનવા-મનાવવાના યત્ન થાય છે.

પુરુષોમાં શારીરિક બળ વધારે હોય એમ સામાન્ય રીતે માનવામાં આવે છે. જેટલા કલાક સુધી સતત પુરુષ ચાલી શકે તેટલા કલાક સ્ત્રી ન ચાલી શકે. મોટું વજન પુરુષથી ઉપડે તે સ્ત્રીથી ન ઊપડે; પણ ચૌદપંદર વરસની ઉંમરથી સ્ત્રી ઘરકામમાં જોડાઈ રોજના પંદર કલાક કામ આપે છે તે વૃદ્ધાવસ્થામાં પણ ચાલુ રહે છે. આવું શારીરિક બળ પુરુષમાં જોવામાં આવતું નથી. વીસપચીસની ઉંમરથી રોજના સાત-આઠ કલાક કામ આપી પંચાવન વરસે એ અશક્ત થયો ગણાય છે.

ઘરની આર્થિક જવાબદારી એટલે કમાણી પુરુષને માથે હોય છે, પણ એ કમાણીનો ઉપયોગ સ્ત્રીને હાથે થાય છે. મોટા કુટુંબમાં વહુ તરીકે એ હોય ત્યારે એને એ ચિંતા હોતી નથી. પણ વિભક્ત કુટુંબમાં પત્ની તરીકે તો આવકખરચનો મેળ બેસાડવાનું એને જ માથે હોય છે. ઘરનું તંત્ર ચલાવવાં દરેક કુટુંબીની વ્યક્તિગત કાળજી આધુનિક ગૃહિણીને રાખવી પડે છે. મોટાં કુટુંબોમાં સૌને માટે એક જ પ્રકારની રસોઈ થાય અને તે ભાવે કે ન ભાવે પણ સૌએ ખાવી જ પડે. બાળકો-ને પણ નાનપણથી એક પંગતે એકસરખું ખાવાની ટેવ હોય એટલે કોઈ જાતના વાંધા કાઢવાનું સૂઝે નહિ. ખાવા ઉપરાંત ઘરની જે અગવડો હોય તે વગરવિરોધે સ્વીકારી લેવા સૌ ટેવાઈ ગયાં હોય છે. એ અગવડો જિંદગીનું અનિવાર્ય અંગ છે એવી માન્યતા રહે છે.

વિભક્ત કુટુંબ વ્યક્તિગત સુખની ભાવના ઉપર રચાયું છે. સંયુક્ત કુટુંબ માફક આખા કુટુંબની પ્રતિષ્ઠાની સપાટી ઊંચી આણવાનો એનો હેતુ નથી, પણ વ્યક્તિઓને સુખી કરવાનો છે. આને લઈ ગૃહિણીની જવાબદારી ઘણી વધે છે. સંયુક્ત કુટુંબમાં માણસોની મોટી સંખ્યાને લઈ સ્ત્રીવર્ગને શારીરિક શ્રમ બહુ વધારે પડતો. ટાગોરની 'ગોરા'માં

વાર્તાનાયિકા સુચરિતાની મારફતે પોતાના જુવાનીના દિવસોનું વર્ણન કરતાં કહે છે કે મારે રસોડામાંથી પરવારતાં રોજ બપોરના ત્રણ વાગતા અને કોઈ વખત મહેમાનોની કે વારતહેવારની ધમાલ હોય ત્યારે તો છેક સાંજ પણ પડી જાય અને તરત પાછી રાતની રસોઈની તૈયારી શરૂ કરવી પડે! આવા અથાગ શારીરિક પરિશ્રમથી વિભક્ત કુટુંબની ગૃહિણી મુક્ત છે; પણ વ્યક્તિગત ટેવોને જોવામાં, દરેકની રુચિ અનુસારની સગવડ કરી આપવામાં એને ઘણો માનસિક શ્રમ પડે છે.

ખાઈપીને બપોરે ઊંઘી જનાર સ્ત્રીને વળી ચિંતા કેવી એવી દલીલ ઘણા કરે છે. ચિંતા તો કમાનાર પુરુષને જ હોય એમ મનાય છે. ઘરમાંથી બેચાર દિવસ પુરુષ બહારગામ જાય તો એની ગેરહાજરીથી પ્રત્યક્ષ અગવડો પડે છે ખરી? કાંઈ અકસ્માત થાય તો જ એની જરૂર જણાય, બાકી ઘરનો વ્યવહાર એટલી જ સરળતાથી ચાલે છે; પણ ગૃહિણી જો બહારગામ જાય તો કેટલીક મુસ્કેલીઓ નડે છે? ભાગ્યે જ કોઈ પુરુષો રીતસરની રસોઈ કરી જાણે છે. ઘરમાં કઈ ચીજ ક્યાં છે તે એમને ખબર હોતી નથી. નોકરો પાસેથી કામ લેવાનું હોય તે પણ ઘણા પુરુષોથી બનતું નથી. ઘરમાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય થાય છે.

પત્ની અને ગૃહિણીની ફરજો વિષે આપણે ત્યાં અનાદિ કાળથી લખાતું આવ્યું છે, એટલે વિસ્તારથી લખવાની અત્રે જરૂર રહેતી નથી; પણ આધુનિક દૃષ્ટિબિંદુથી થોડું કહી શકાય.

પત્ની ગુલામ નથી, દાસી નથી પણ સહચરી છે એ વાત ઉપર ભાર મૂકતાં સ્ત્રીઓએ યાદ રાખવું જોઈએ કે જેમ એમને સમાન કક્ષા ઉપર લાવવા પુરુષે પ્રયત્ન કરવાનો છે તેમ પોતે પણ એ કક્ષાએ પહોંચવા કાળજી રાખવી જરૂરી છે. જૂના જમાના જેવી ધાંટા પાડી લડનારી, મહોલ્લો ગજાવનારી કર્કશાઓ હવેના સ્ત્રીવર્ગમાં જોવામાં ન આવે. પણ દરેક બાબતમાં પોતાનું જ ધાર્યું કરાવવા માટે પતિનું માથું

ખાઈ જનારી, ધાર્યું ન થાય તો રિસાઈ બેસનારી સ્ત્રીઓ આજે પણ હોય છે, અને બહારથી શાણી દેખાતી સ્ત્રીઓ ઘરમાં પતિને અંગારા જેવા બોલ ચાંપવામાં કુશળ હોય છે.

પત્નીનાં શ્રમ અને કૌશલ્યની કદર કર્યા વગર એના ઝીણા ઝીણા દોષો જોવાની ટેવ જેમ ઘણા પતિને હોય છે તે જ પ્રમાણે પતિનાં છિદ્રો શોધ્યા કરવાની ટેવ પણ ઘણી પત્નીઓને હોય છે. આ ટેવથી માત્ર અન્યોન્ય તરફની કડવાશ વધે છે, લાભ કશો થતો નથી. આખું ગૃહજીવન ઉદારતા, ક્ષમા અને સહનશીલતાના પાયા ઉપર રચાયલું છે તે બન્નેએ સતત યાદ રાખવાનું છે. સામાના દોષોનું વારંવાર સ્મરણ કરાવ્યાથી એ સુધર્યાં હોય એવું કદી જાણ્યું નથી.

દંપતીના જીવનમાં અશાંતિ ઉત્પન્ન કરનાર મોટામાં મોટી ચીજ સંશય છે. આપણે ત્યાં પરંપરાથી એવી નીતિ માન્ય થયેલી છે કે પત્ની ઉપર સંશય લાવવાનો પતિને હક છે, સંશય ઉપરથી મારી નાખવાનો પણ અધિકાર એ ભોગવે છે, પણ પત્નીને પતિ ઉપર શંકા લાવવાનો હક નથી. આ નીતિ જરા પણ ઇષ્ટ નથી. એ કેવળ અસમાનતાના પાયા ઉપર રચાયલી છે.

હકની વાત બાજુએ મૂકતાં રાતદિવસ સંશયના વાતાવરણમાં રહેવું એ પણ ઇષ્ટ નથી. સંશયગ્રસ્ત માણસને બીજું કશું સૂઝતું નથી. સુંદર પત્ની તરફ શંકા રાખી રાતદિવસ એ સિવાય બીજો વિચાર ન કરનાર પુરુષનું મગજ ખસી જઈ એ જિંદગી સુધીનો પાગલ બની ગયો હોય એવા પણ દાખલા બને છે. આવા દાખલામાં મગજની અસ્થિરતા વારસામાં મળી હોય અને સંશયને ખૂબ વાગોળ્યા કરવાથી કાબૂમાંથી જતી રહી હોય એવું પણ બને, પણ મગજની સ્થિતિ વધારે બગડવાનું કારણ સંશય જ હોય છે.

સંશયથી બધાનાં મગજ કાંઈ ખસી જતાં નથી. ઘણાખરા દાખલામાં તો સંશયને લીધે ઘરમાં કંકાસનું વાતાવરણ પેદા થાય છે. કોઈ વાર

સંશય સ્પષ્ટ શબ્દોમાં બતાવી સામી વ્યક્તિનું અપમાન કરવામાં આવે છે. જ્યાં એ રીતે કહેવાની હિંમત ન હોય ત્યાં બહાનાં કાઢી કજિયા ઊભા કરાય છે. આવા વર્તનથી સંશય કે સંશયનું કારણ જરા પણ ઓછાં થતાં નથી, માત્ર ગૃહજીવન ખારું થાય છે.

પતિપત્નીના મન એકબીજા તરફથી ઊંચાં કરાવી રાજી થનાર વિઘ્નસંતોષીઓ માટે સંશય એ પ્રબળ હથિયાર છે. સામી વ્યક્તિની દરેક હિલચાલ કોઈ દુષ્ટ હેતુથી જ થાય છે એમ સમજાવી ગૃહજીવનમાં વિક્ષેપ પાડવો એ જરા પણ મુશ્કેલ કામ નથી. પોતાનો કોઈ સ્વાર્થી હેતુ બર લાવવા માટે આવો વિક્ષેપ પાડવાનો પ્રયત્ન સ્વાર્થાંધ લોકો કરે છે કેટલીક વાર અંગત લાભ વગર બીજાનું સુખ ન ખમાયાથી પણ ઘર ભાંગનાર દુષ્ટો હોય છે.

શેક્સપીઅરના પ્રખ્યાત નાટક 'ઓથેલો'માં બની, પવિત્ર પત્ની ઉપર સંશય દૃઢ થાય એવી કપટ જાળ રચી, પત્નીનું ખૂન થવા દેનાર રાક્ષસી ઇયાગો જેવા માણસો દુનિયામાં હોય છે જ — એ કાંઈ શેક્સપીઅરની કલ્પના માત્ર નથી. આટલી હદ સુધી વાત ન જાય ત્યાં પણ દંપતીને લડતા જોઈ રાજી થનારા તો અનેક હોય છે.

જો પતિ અને પત્ની વચ્ચે સંપૂર્ણ ઐક્ય હોય તો સંશય ઊભો થવા સંભવ જ નથી રહેતો. કોઈ ઉશ્કેરણી કરે તો પણ શાંત ચિત્તે એનો વિચાર કરવાથી સંશય ઓછો થાય છૂપી રીતે સામી વ્યક્તિની હિલચાલ ઉપર નજર રાખવી કે બીજાની ચાડીચુગલી પર આધાર રાખવા કરતાં સીધા ખુલાસા કરી લેવાની પ્રથા પાડવી જોઈએ. ખુલાસો આપવાલેવામાં અપમાનની ભાવના કાઢી નાખવી ઘટે છે. કોઈ પાપકાએ સંશય આણ્યો માટે પત્નીનો ત્યાગ કરવો એ રામચંદ્રની સીતા પ્રત્યેની નીતિ હવેના જમાનામાં ચાલે નહિ જ.

જ્યાં સંશય સાચા પાયા ઉપર રચાયો હોય ત્યાં શું કરવું તેનો ઉત્તર

એકદમ આપી શકાય તેમ નથી. આપણી પ્રાચીન માન્યતા મુજબ તો અજાણ્યે પણ શીય ભ્રષ્ટ થનાર સ્ત્રી, ગૌતમ ઋષિની પત્ની અહલ્યા માફક શાપિત બની પથ્થર થઈ પડવા લાયક છે. બીજી તરફ પુરુષ ગમે તેવા ભ્રષ્ટ ચારિત્ર્યનો હોય તોપણ પત્નીએ તેને દેવ ગણી પૂજવો જોઈએ! પુરુષને માટે ભ્રષ્ટતા લાંછનકારક ગણાતી જ નથી; જ્યારે સ્ત્રીને માટે નાનુસરખું કે અજાણ્યે થયેલું સ્ખલન પણ એને નરકને દ્વારે મોકલવા બસ છે.

ભ્રષ્ટ પતિ કે પત્નીને સામાએ ક્ષમા આપવી કે નહિ એ એમની પોતાની મુનસફીની વાત છે. એમા સમાજ કાયદો કરી શકે નહિ. સમાજ તો એટલું જ વિચારી શકે કે જો આવા દાખલામાં એક જણ ફરિયાદ કરે તો શાં પગલાં લઈ રાહત આપવી. તેમ જ ભૂલના પ્રમાણમાં સજા વધારે પડતી આકરી ન હોય એ પણ સમાજે જોવાનુ છે.

શંકા ઉપરથી પત્નીને કાઢી મૂકનાર કે મારી પણ નાખનાર પતિ જેમ દુષ્ટ છે, તેમ જૂના ખ્યાલ મુજબ પતિના ભ્રષ્ટ ચારિત્ર્યને ઉત્તેજન આપનાર પત્ની પણ સ્વમાનહીન છે. "તમને જો વેશ્યા બહુ ગમતી હોય તો એને ઘરમાં લાવીને રાખો, હું એને મારી બહેન ગણીને પ્રેમથી રાખીશ" એવાં વચનો ઉચ્ચારનાર પત્નીને આદર્શ રૂપ આલેખતી વાર્તાઓ નજરે પડે છે. કેટલીક પૌરાણિક કથાઓ કે દંતકથાઓમાં વરસાદના તોફાનમાં, અપંગ પતિને ટોપલામાં ઊચકી વેશ્યાને ઘેર પહોંચાડનારી પત્નીનાં વર્ણન છે. આવી પત્ની ઘરમાથી કલેશ ટાળવામાં સફળ થતી હશે, પણ સમસ્ત સ્ત્રીજાતિનું તો અપમાન જ કરે છે.

સહનશીલતા ક્યારે લાચારીમાં પરિણમે તે કહી શકાતું નથી. આધુનિક સ્વાતંત્ર્ય વિચારો પત્નીને શીખવે છે કે તેણે સ્વમાન જાળવવું જોઈએ. પતિ એનાં પિયેરિયાનું વાંકું બોલે, પારકાંનાં દેખતાં એની ખોડો કાઢ્યા કરે, છોકરાં કે નોકરની હાજરીમાં એને ઉતારી પાડે તો

સંશય સ્પષ્ટ શબ્દોમાં બતાવી સામી વ્યક્તિનું અપમાન કરવામાં આવે છે. જ્યાં એ રીતે કહેવાની હિંમત ન હોય ત્યાં બહાનાં કાઢી કજિયા ઊભા કરાય છે. આવા વર્તનથી સંશય કે સંશયનું કારણ જરા પણ ઓછાં થતાં નથી, માત્ર ગૃહજીવન ખારું થાય છે.

પતિપત્નીનાં મન એકબીજા તરફથી ઊંચાં કરાવી રાજી થનાર વિઘ્નસંતોષીઓ માટે સંશય એ પ્રબળ હથિયાર છે. સામી વ્યક્તિની દરેક હિલચાલ કોઈ દુષ્ટ હેતુથી જ થાય છે એમ સમજાવી ગૃહજીવનમાં વિક્ષેપ પાડવો એ જરા પણ મુશ્કેલ કામ નથી. પોતાનો કોઈ સ્વાર્થી હેતુ બર લાવવા માટે આવો વિક્ષેપ પાડવાનો પ્રયત્ન સ્વાર્થાંધ લોકો કરે છે. કેટલીક વાર અંગત લાભ વગર બીજાનું સુખ ન ખમાયાથી પણ ઘર ભાંગનાર દુષ્ટો હોય છે.

શેક્સપીઅરના પ્રખ્યાત નાટક 'ઓથેલો'માં ભલી, પવિત્ર પત્ની ઉપર સંશય દૃઢ થાય એવી કપટ જાળ રચી, પત્નીનું ખૂન થવા દેનાર રાક્ષસી ઇયાગો જેવા માણસો દુનિયામાં હોય છે જ — એ કાંઈ શેક્સપીઅરની કલ્પના માત્ર નથી. આટલી હદ સુધી વાત ન જાય ત્યાં પણ દંપતીને લડતાં જોઈ રાજી થનારા તો અનેક હોય છે.

જો પતિ અને પત્ની વચ્ચે સંપૂર્ણ ઐક્ય હોય તો સંશય ઊભો થવા સંભવ જ નથી રહેતો. કોઈ ઉશ્કેરણી કરે તો પણ શાંત ચિત્તે એનો વિચાર કરવાથી સંશય ઓછો થાય. છૂપી રીતે સામી વ્યક્તિની હિલચાલ ઉપર નજર રાખવી કે બીજાની ચાડીચુગલી પર આધાર રાખવા કરતાં સીધા ખુલાસા કરી લેવાની પ્રથા પાડવી જોઈએ. ખુલાસો આપવાલેવામાં અપમાનની ભાવના કાઢી નાખવી ઘટે છે. કોઈ પારકાએ સંશય આણ્યો માટે પત્નીનો ત્યાગ કરવો એ રામચંદ્રની સીતા પ્રત્યેની નીતિ હવેના જમાનામાં ચાલે નહિ જ.

જ્યાં સંશય સાચા પાયા ઉપર રચાયો હોય ત્યાં શું કરવું તેનો ઉત્તર

એકદમ આપી શકાય તેમ નથી. આપણી પ્રાચીન માન્યતા મુજબ તો અજાણ્યે પણ શીલ ભ્રષ્ટ થનાર સ્ત્રી, ગૌતમ ઋષિની પત્ની અહલ્યા માફક શાપિત બની પથ્થર થઈ પડવા લાયક છે. બીજી તરફ પુરુષ ગમે તેવા ભ્રષ્ટ ચારિત્ર્યનો હોય તોપણ પત્નીએ તેને દેવ ગણી પૂજવો જોઇએ! પુરુષને માટે ભ્રષ્ટતા લાંછનકારક ગણાતી જ નથી; જ્યારે સ્ત્રીને માટે નાનુસરખું કે અજાણ્યે થયેલું સ્ખલન પણ એને નરકને દ્વારે મોકલવા બસ છે.

ભ્રષ્ટ પતિ કે પત્નીને સામાએ ક્ષમા આપવી કે નહિ એ એમની પોતાની મુનસરીની વાત છે. એમાં સમાજ કાયદો કરી શકે નહિ. સમાજ તો એટલું જ વિચારી શકે કે જો આવા દાખલામાં એક જણ ફરિયાદ કરે તો શાં પગલાં લઈ રાહત આપવી. તેમ જ ભૂલના પ્રમાણમાં સજા વધારે પડતી આકરી ન હોય એ પણ સમાજે જોવાનું છે.

શંકા ઉપરથી પત્નીને કાઢી મૂકનાર કે મારી પણ નાખનાર પતિ જેમ દુષ્ટ છે, તેમ જૂના ખ્યાલ મુજબ પતિના ભ્રષ્ટ ચારિત્ર્યને ઉત્તેજન આપનાર પત્ની પણ સ્વમાનહીન છે. "તમને જો વેશ્યા બહુ ગમતી હોય તો એને ઘરમાં લાવીને રાખો, હું એને મારી બહેન ગણીને પ્રેમથી રાખીશ" એવાં વચનો ઉચ્ચારનાર પત્નીને આદર્શ રૂપ આલેખતી વાર્તાઓ નજરે પડે છે. કેટલીક પૌરાણિક કથાઓ કે દંતકથાઓમાં વરસાદના તોફાનમાં, અપંગ પતિને ટોપલામાં ઊંચકી વેશ્યાને ઘેર પહોંચાડનારી પત્નીનાં વર્ણન છે. આવી પત્ની ઘરમાંથી કલેશ ટાળવામાં સફળ થતી હશે, પણ સમસ્ત સ્ત્રીજાતિનું તો અપમાન જ કરે છે.

સહનશીલતા ક્યારે લાચારીમાં પરિણમે તે કહી શકાતું નથી. આધુનિક સ્વાતંત્ર્ય વિચારો પત્નીને શીખવે છે કે તેણે સ્વમાન જાળવવું જોઈએ. પતિ એનાં પિયેરિયાનું વાંકું બોલે, પારકાંનાં દેખતાં એની ખોડો કાઢ્યા કરે, છોકરાં કે નોકરની હાજરીમાં એને ઉતારી પાડે તો

પત્નીએ માથું ઊંચકવું જોઈએ. પતિના ઘરમાં રહી આશ્રય અને અન્ન પામે તેથી કાંઈ બધા જ અપમાનો સહન કરવાનું ગુલામી ખત એ નથી લખી આપતી. જો કે એક સિદ્ધાંત તરીકે આ સર્વ બરાબર છે પણ વ્યવહારમાં એનું પાલન કાંઈ સહેલું નથી. ઘરસંસારમાં સ્ત્રી અને પુરુષ એક વસ્તુ ખાસ ઇચ્છે છે અને તે એક સાદી કહેવત મુજબ "કજિયાનું મોં કાળું". પતિને વારંવાર અપમાન કરવાની ટેવ હોય અને દરેક વખત પત્ની સામી થાય તો ઘરમાં કલેશનું જ વાતાવરણ રહે, જે કોઈને માટે ઇષ્ટ નથી.

બીજી બાજુથી પત્ની કશો જ વિરોધ ન ઉઠાવે તો પતિની ટેવ નિરંકુશ વધી જાય છે. સામા થવામાં કલેશ જામે છે તો સહન કરવામાં હૃદયને પારાવાર મૂંગી વેદના સહન કરવી પડે છે. પતિ તરફ માનવૃત્તિ પણ ન રહે તેમાં નવાઈ નથી. એટલે સ્ત્રીએ બધાં જ અપમાન આનંદથી ખમી લેવાં એ પ્રાચીન આદર્શ પણ નકામો છે. એ તો સહનશીલતાને બદલે લાચારીનું જ દર્શન કરાવે છે. એમાં સ્ત્રીનું ગૌરવ સચવાતું નથી.

જ્યાં બાળકો હોય ત્યાં અપમાનિત પત્નીની સ્થિતિ કફોડી બને છે. એ એકલી હોય તો હિંમતથી અપમાનોનો સામનો કરે અને ઘર છોડવાની પણ તત્પરતા બતાવે. પણ બાળકોની માતા માટે એ લગભગ અશક્ય છે. એમાં વાત્સલ્ય ઉપરાંત કાયદાનો સવાલ આવે છે, બાળકોના પોષણનો સવાલ પણ ઊભો થાય છે.

પત્ની અપમાનોનો સામનો ન કરે તો એ તરફ અણગમો તો બતાવી જ શકે. એમ કરવાથી પતિ નારાજ તો થાય જ પણ તે નારાજી વેઠી લેવી જોઈએ. વખત જતાં પતિને પણ સાન આવે કે પત્ની બધું જ મૂંગે મહોડે સહન કરી નહિ લે અને નાની વાતમાં પત્નીને કાઢી મૂકવા સુધી તો વાત જાય જ નહિ. વળી જો પતિ કે સાસરિયાં દુષ્ટ જ હોય તો બધું મૂંગે મહોડે સહન કરનારને પણ ક્યાં નથી કાઢી મૂકતાં?

પતિએ ઘરમાં એક સમાન ભાગીદારનો ભાગ ભજવવાનો છે અને જુલમગાર રાજાનો નહિ, એ વાતનું શિક્ષણ પુરુષવર્ગને આપવાની ખાસ જરૂર છે. જીવનના સર્વ પ્રદેશોમાં જેમ ઉદારતાની આવશ્યકતા છે તેવી જ ગૃહજીવનમાં છે. પત્નીના સારા ગુણો અનુકૂળ વાતાવરણમાં જ ખીલી શકે, પ્રતિકૂળ વાતાવરણમાં તો એ કરમાઈ જ જાય. ઘરને આનંદધામ બનાવવું એ જેટલું પત્નીના હાથમાં છે તેટલું જ પતિના હાથમા છે.

આપણા જૂના ખ્યાલો મુજબ આજ્ઞા કરવાનું કામ પતિનું અને આજ્ઞા પાળવાનું પત્નીનું. એમાં એણે કશો સવાલ જ નહિ ઉઠાવવાનો, અને એ પ્રમાણે એ વર્તે તો જ સમાજ તેને યોગ્ય ગણે. પત્ની માટે કાળજી રાખે, એને ખોટું લાગશે એવી દરકાર રાખે તે માણસ નમાલો ને બાયલો ગણાતો. ગઈ પેઢીના એક ભાઈ ખૂબ બડાઈ મારી કહેતા હતા, "મેં મારી પત્નીને બહુ સુધારી દીધી છે. હવે તો મારી સાથે પોતાની માને ગાળો દેવા લાગે છે!" આ સ્ત્રીની મા બહુ દુષ્ટ અને લડકણી હતી. પણ ગમે તેવી પણ મા, તેને પતિને રાજી કરવા ગાળો દેવી એ ગુલામી માનસની નિશાની છે.

આજે બીજી દિશાનો પવન વાય છે. આધુનિક વિચારવાળાં કેટલાંક સ્ત્રીપુરુષો દૃઢતાથી માને છે કે બધું જ સ્ત્રીની માન્યતા મુજબ થવું જોઈએ. પતિની લાગણી ન દુખાય તેવી કાળજી પત્ની રાખે તે ગુલામીની નિશાની છે.

આ બન્ને અભિપ્રાય બે છેડાના છે. બન્ને એકબીજાની લાગણી ન દુભવવાની સાવચેતી રાખે, પરસ્પરના હિતમાં રસ લે, એટલું જ નહિ પણ એમ સમજે કે સામાના હિતમાં જ પોતાનું હિત છે, ત્યારે જ સાચું દાંપત્યસુખ અનુભવી શકાય.

એકબીજાનાં વ્યવહારનાં કામોમાં રસ લેવાથી ઐક્યની ભાવના પ્રગટ થાય છે. અન્યોન્ય માટે ગમે તેટલો પ્રેમ હોય તો પણ સંસારમાં

સ્થિર થયા પછી પ્રેમની વાતો ઉપર નભી શકાતું નથી. વ્યવહારનો વિચાર કરવો જ પડે છે. સાથે સાથે એકલો વ્યવહાર જોયા કરવો અને પ્રેમને વિસારે પાડવો એ પણ યોગ્ય નથી.

હીણકમાઉ પતિ, પત્ની માટે પૂજ્ય બની શકતો નથી તેમ અણઘડ પત્ની પણ પતિના મનમાં ઊંચું સ્થાન પામી શકતી નથી. એની વ્યવસ્થાશક્તિમાં પતિને પૂરો વિશ્વાસ હોય તો જ એ સાચી પત્ની અને ગૃહિણી બને. સ્ત્રીની કંજુસાઈ અને ઉડાઉપણું બન્ને પતિને દુઃખકર્તા બને છે. ગૃહવ્યવસ્થા સિવાય બીજી કોઈ બાબતમાં રસ ન ધરાવવો એ જેમ સ્ત્રી માટે યોગ્ય નથી તેમ એને છેક વિસારે મૂકવી એ પણ પોતાના પગ ઉપર કુહાડો મારવા જેવું છે. પરણીને ગૃહજીવન સ્વીકાર્યું તો એને સંપૂર્ણ રીતે વ્યવસ્થિત કરવાની આવડત અને ઇચ્છા દરેક પત્નીમાં હોવી જોઈએ.

મધ્યમ વર્ગોમાં દંપતીને એકએકના સંપર્કમાં આવવાની અને અન્યોન્યનાં કાર્યમાં રસ લેવાની તક સૌથી વધારે સાંપડે છે. કામદાર વર્ગમાં તો સ્ત્રી અને પુરુષ બંને પોતપોતાના ધરબહારના વ્યવસાયમાં એટલાં બધાં ગૂંથાયલાં હોય છે કે દંપતીજીવન જ બહુ થોડું અનુભવાય છે.

એક પ્રકારનું જીવન, જેને વિષે સામાન્ય પ્રજાને બહુ થોડી માહિતી હતી તે રજવાડાનું જીવન. જનસમૂહથી એ વર્ગ તદ્દન નિરાળો હતો. એમના જનાનામાં કોઈ બહારનાનો પ્રવેશ ન હોવાથી લોકોને એ વર્ગ વિષે બહુ માહિતી નહોતી. હવે રાજાઓનાં રાજ્ય ગયાં છે છતાં ગઈ કાલ સુધી જે વર્ગ દેશના મોટા વિસ્તારમાં સર્વસત્તાધીશ હતો અને આજે પણ જેમના કુટુંબ-જીવનમાં બહુ ફેર નથી પડ્યો તેમને વિષે થોડી ચર્ચા અસ્થાને નહિ ગણાય.

આ વર્ગમાં બાહ્ય સન્માનની, શિષ્ટાચારની ભાવના હદ ઉપરાંતની પ્રસરેલી હોવાથી કુટુંબજીવનમાં દંભનું સ્થાન મોટું હતું. પિતા પુત્રને,

મા દીકરીને, સાસુ વહુને, 'આપ,' 'પધારો,' 'બિરાજો,' જેવા શબ્દોથી સંબોધે પણ તેથી એકમેકને માટે બહુ માન હતું એમ માની લેવાનું નથી. રાજાઓનાં રાજ્ય યાવચ્ચન્દ્રદિવાકરૌ અમર તપે એવી આશિષો આપવામાં આવતી અને રાજાઓ પણ એ આશિષ ફળશે એમ ચોક્કસ માનતા હોવા છતાં રાજમહેલની અંદર એક પણ વ્યક્તિને સલામતી શું તે ખબર નહોતી. રાજાઓને તો રાજખટપટને લીધે પોતાની સત્તા, લક્ષ્મી અને પદવી અને ઘણી વખત જિંદગી પણ સંભાળવા માટે જીવ પડીકે બાધવો પડતો, પણ સ્ત્રીવર્ગમાં પણ સદા શંકાનું, અસ્થિરતાનું વાતાવરણ રહેતું. બહુપત્નીનો રિવાજ રજવાડામાં જ સૌથી વધારે જામી પડેલો હતો; એટલે રાજાઓની રાણીઓને તો સદાકાળ ભીતિ જ રહેતી. કઈ ઘડીએ રાજા નવી રાણી પરણે અને જૂનીનાં માન ઊતરી જાય તે કશું કહેવાય જ નહિ. નવી રાણીના આવવાથી જૂની ખૂણે ફેંકાય એટલું જ નહિ પણ એને ઘણી વખત અનેક જાતનાં દુઃખ પણ પડે. બીજું કશું ન બચાવી શકાય તો પણ આર્થિક સ્થિતિને તો સંભાળી રાખવી એ ભાવનાને લઈ રાણીઓમાં સંગ્રાહક વૃત્તિ હૃદયનો—કહો કે આખા જીવનનો કબજો લઈ લેતી. સંશયનું જોર અને કાવતરાંની બીક એટલી હદે કે મા પાસે કેટલા દાગીના કે પૈસા છે તે દીકરીને ખબર ન હોય. દીકરી પોતાનું ધન માથી અને મોટી બહેન નાની બહેનથી સંતાડે. જાનનું અને માલનું સંરક્ષણ એટલું બધું અગત્યનું બની જતું કે એની નીચે કુટુંબપ્રેમ પણ દબાઈ જતો.

આ વર્ગમાં શ્રીમંતાઈ, સત્તા અને પડદો એ ત્રણને લઈ સ્ત્રી સાચા અર્થમાં 'પત્ની' તો કદી બનતી જ નહિ. શ્રીમંતાઈને લઈને પતિ-પત્નીને એકબીજા માટે એક તણખલું પણ તોડવાનો વખત આવતો નહિ. સામાન્ય કુટુંબોમાં પત્ની પતિને ભાવતી ચીજો ખવડાવે, એનાં કપડાં ધોઈ આપે કે ફાટ્યાં હોય તો સાંધે કે પતિ પત્ની માટે બજારના બે ફેરા ખાય એવું ત્યાં બને નહિ. આવી નાની નાની ચીજો એકબીજા માટે

કરવાથી મૈત્રી કેળવાય છે, અન્યોન્ય માટે સહાનુભૂતિ થાય છે એ એમણે કદી જાણ્યું જ નથી હોતું. પુરુષો મર્દાના વિભાગમાં રહે અને સ્ત્રીઓ જનાનામાં. પુરુષોનાં અંગત સેવાનાં કામો ખવાસો કરે અને સ્ત્રીઓનાં વડારણો – દાસીઓ. મર્દાના અને જનાના વિભાગ વચ્ચેનો વ્યવહાર આ દાસીઓ જ ચલાવે. પતિપત્નીના સહભોજનનો રિવાજ પણ કોઈ ઠેકાણે હોય અને કોઈ ઠેકાણે નહિ. કેટલેક ઠેકાણે બન્નેનાં રસોડાં પણ જુદાં હોય.

પતિને રાજી રાખવા રાણીઓ હંમેશાં તત્પર રહેતી, કારણ શોકના સાલની બીક કાયમ માથા ઉપર ઝઝૂમતી હોય. જ્યાં રાજાએ બીજી રાણી કરી જ હોય ત્યાં પણ જૂની નવી બંને રાણી રાજાને પોતાના તરફ ખેંચવા, શોકથી અલગ પાડવા સતત પ્રયત્ન કર્યા કરતી. રાજાની ખુશામત, એને પોતાની હરીફથી વૈમનસ્ય કરાવવાના હેતુથી થતી. આવા જીવનમાં દંપતીના સહચાર કે પ્રેમને સ્થાન ક્યાંથી હોય? રાજા એકથી વધારે રાણી પરણે નહિ તો પણ એને રખાત તો હોય જ. રખાત ન હોય એવો રાજા હજારમાં એક અપવાદરૂપ જ નીકળે. તે છતાં રાજા પોતાને છેક વિસારે ન પાડે માટે રાણીને પોતાનાં રૂપયૌવન સાચવી રાખવા માટે ભારે જહેમત ઉઠાવવી પડે છે.

પરંપરાથી ચાલતા આવેલા આ રિવાજને લઈ ઘણીખરી રાણીઓને આ બાબતનું દુઃખ બીજી સ્ત્રીઓ જેટલું લાગતું નથી. "અમારા રાજાસાહેબને પાંચ રખાતો છે" એવી બડાઈ મારતી રાણી પણ જોઈ છે. રાજા બીજી રાણી પરણે તેના કરતાં રખાત રાખે તે નાની વિપત્તિ ગણાય છે, કારણ રખાતને કોઈ પણ જાતના હક હોતા નથી. આમાંની એકાદને જો 'પાસવાન' બનાવે તો તેનો અધિકાર વધી જાય છે. જનાના દરબારમાં એ રાણીની ડાબી બાજુએ બેસી શકે છે અને પગમાં સોનાનાં કલ્લાં – જે રાજાની રાણી સિવાય કોઈથી ન પહેરાય એવો ચાલ આપણા દેશમાં છે – તે પણ પહેરવા એ ભાગ્યશાળી (!) બને છે.

રાજા ગમે તેટલી રખાતો રાખે તે માટે રાણીઓને વાંધો ન હોય પણ એમાંથી કોઈ પાસવાન બનાવે તે સામે ઘણી ગણીઓ સખત વિરોધ ઉઠાવે છે, કારણ રખાતો ઘણીખરી દાસીવર્ગમાંની હોય છે. પોતાની એક વખતની નોકર, કહો કે ગુલામ જ હોય એવી સ્ત્રી દરબાર-માં પોતાની જોડે બેસે એમાં રાણીને પોતાનું ભયંકર અપમાન થતું લાગે તેમાં નવાઈ નથી.

જો કે એવો પણ દાખલો જોયો છે કે એકાદ દાસી – રખાત સાથે એના આગ્રહથી લગ્નનું નાટક ભજવનાર રાજા સંબંધી એ રાજાની રાણી જ ખૂબ હસીને વાત કરતી હતી, 'રાજાઓ તો એવા જ હોય' કહી મશ્કરી કરતી હતી.

જે રાજકર્તા રાજા હોય અથવા પાટવી કુંવર હોય તેની કુંવરીને રાજકર્તા અથવા ગાદીવારસ કુંવરને જ દેવી પડે એ રજવાડાનો અટળ નિયમ છે. બહુપત્નીના રિવાજનું આ પણ એક કારણ હતું. રાજાની બધી રાણીઓની બધી જ કુંવરીઓને કુંવારા રાજા કે ગાદીવારસ ક્યાંથી મળે ? એટલે એક ઉપર અનેક બીજી પરણાવવામાં આવતી. વીસમી સદીમાં બહુપત્નીનો રિવાજ ઘણો ઓછો થઈ ગયો છે. ગાદી-વારસને પરણાવવાની રીત ગઈ નથી, પણ અમુક કુળમાં જ પરણાવાય એ રીત મોટે ભાગે જતી રહી છે અને સબંધો દેશવ્યાપી બન્યા છે એટલે એક ઉપર બીજી દેવાની જરૂર રહી નથી. આમાં શોકના સાલમાથી રાણીઓ મુક્ત થઈ છે પણ કાઠિયાવાડી કે ગુજરાતી કુંવરી બંગાળ કે દક્ષિણમા પરણે તેને નવા જીવનમાં સ્થિર થતાં વિટંબણાઓ તો અનેક પડે. વરની સાથે સ્વભાષામા વાત પણ ન કરાય ત્યાં સહજીવનનું સુખ પ્રાપ્ત થવું કેટલું મુશ્કેલ બને ?

આપણે 'મધ્યયુગ'ના પ્રકરણમાં જોયું તે ગોલાખવાસની પ્રથા હજી ચાલી આવે છે. એક કુંવરી પરણે ત્યારે, એની સાથે ખવાસોનાં કુટુંબ દાયજામાં આપવાનો રિવાજ હજી સુધી છે. જેમ વધારે ગુલામો

સાથે આવે તેમ કુંવરીના પિતાની શોભા વધે. આ 'ગુલામો' શબ્દ વ્યંગમાં વાપરેલો નથી, એ દાસદાસીઓ ખરા અર્થમાં ગુલામ જ હોય છે. રાજારાણીના ગમે તેવા અશક્ય હુકમો એમને શિરસાવંદ્ય ગણવા પડે છે. રાજકુટુંબીઓની થાળીમાં વધેલું એઠું અન્ન પ્રસાદ ગણી ખાવું પડે છે. એમનાં બાળકો પણ ગુલામ જ થાય છે. રાજારાણીઓના સર્વ વ્યવહાર આ નોકરવર્ગ મારફત જ થતા હોવાથી તેઓ મહેલના આંતરિક જીવનમાં ઊંડે સુધી પ્રવેશ કરે છે. ખટપટમાં એ વર્ગ ખૂબ પાવરધો બને છે. ખુશામત તેમ જ ચાડીચુગલીના શસ્ત્રથી પોતાનાં માલિકોની મહેરબાની મેળવે છે અને એમાં જ એમના ગૃહજીવનની સમાપ્તિ થાય છે.

આ નોકર વર્ગમાં જે સ્ત્રીઓ હોય છે તેમની દશા બહુ જ કરુણ હોય છે. કુંવારી કન્યા પ્રથમ રાજાની રખાત તરીકે રહે ને પછી જ એનું લગ્ન થાય એવો રિવાજ હોય છે. અગિયાર-બાર વરસની છોકરીઓને એ પ્રમાણે રાજાઓની વાસનાના ભોગ થવું પડે છે. એનું લગ્ન કર્યા પછી પણ જો રાજાની ઇચ્છા એને રખાત તરીકે ચાલુ રાખવાની હોય તો એના પરણેલા વરનું કાંઈ ચાલતું નથી. નાસી જવાનો પ્રયત્ન કરનાર દાસીને દેહાંતદંડની સજા પણ મળતી.

રાજમહેલના જીવનમાં સ્ત્રીઓને પુષ્કળ વૈભવ માણવાનો મળે એ એક જ સુખ હોય. બાકી ત્યાં પણ સાસુવહુના, નણંદભોજાઈના કે દેરાણી-જેઠાણીના ઝઘડા તો હોય છે જ. દંભને લઈ ઉપરથી સારો સંબંધ દેખાડે પણ અંદરથી વેરઝેર પુષ્કળ હોય છે. તે ઉપરાંત સલામતી સદાકાળ ભયમાં. પત્ની તરીકેનું સદ્દજીવન ભાગ્યે જ મળે. બીજી રાણી ન પરણે તો પણ રાજાની મહેરબાની ક્યારે ઊતરી જશે અને એનાં પરિણામ શાં આવશે એની સતત ચિંતા રહે છે. નવી રાણીની શિખવણીથી જૂનીને વરસોનાં વરસો સુધી કોટડીમાં કેદ રાખી હોય કે એના પુત્રને જન્મ થતાં વાર જ મારી નંખાવ્યો હોય એવું છેક હમણાં સુધી બનતું.

સ્ત્રીઓ સ્વતંત્ર થઈ શકે, પોતાના ઉપર જુલમ ગુજારનાર સામે બંડ કરી શકાય એ વસ્તુનો જ રજવાડાની સ્ત્રીઓને ખ્યાલ નથી હોતો. ઘણીખરીને તો પરતંત્રતા કે પતિના ચારિત્ર્યનાં દુઃખ સાલતાં જ નથી. જેમને સાલે છે તેમનામાં સામનો કરવાની હિંમત નથી. તે ઉપરાંત વંશપરંપરાથી જે વૈભવ ભોગવવાની ટેવ પડી હોય તે છોડી શકાતી નથી. જો સ્વતંત્ર થવા માટે બંડ ઉઠાવે તો એ વૈભવને છોડવા માટે તો તૈયાર રહેવું જ પડે પણ તેવી તૈયારી હોતી જ નથી. તે છતાં રાજકુટુંબની ઘણીએ સ્ત્રીઓ હાથ જોડીને કહે છે કે 'ભગવાન દુશ્મનને પણ રજવાડામાં જન્મ ન આપશો !'

શ્રીમંત વેપારીવર્ગમાં પુરુષો પોતાના ધંધામાં એટલા બધા ડૂબેલા હોય છે કે પત્ની કે બાળકો તરફ નજર કરવાની ફુરસદ ભાગ્યે જ રહે છે. એમનામાં પણ ચારિત્ર્યની શિથિલતા તો પુરુષોમાં ઘણી જોવામાં આવે છે એટલે પત્નીને ઘરેણાં લૂગડાંથી રાજી રાખવામાં આવે છે. આ વર્ગમાં પણ સહજીવન બહુ ઓછું હોય છે. પતિનું ધ્યાન પોતાના તરફ ખેંચવા સ્ત્રીઓ ઘણીવાર માંદગીના ઢોંગ કરે છે. અસંતુષ્ટ જીવનને લઈ કેટલીકને માનસિક અને તેમાથી શારીરિક વેદનાઓ પણ ઉત્પન્ન થાય છે. પતિની બેદરકારી કે ચારિત્ર્યની શિથિલતાનું દુઃખ ઘણું લાગે, છતાં પૈસાની હૂંફને લઈ જીવન નભાવે છે. શ્રીમંતાઈના વૈભવ જોડે એ દુઃખોને અનિવાર્ય રીતે સંકળાયલાં માને છે, તેથી એમાંથી છૂટવા યત્ન કરતી નથી.

જૂના અને નવા બન્ને પ્રકારનાં શ્રીમંત ઘરોમા સ્ત્રીઓ અને પુરુષોના આવાસો ઘણી વાર જુદા હોય છે. બન્નેનાં હિત પણ જુદાં હોય છે. પુરુષનું ચિત્ત ધંધામા જ હોય અને સ્ત્રી એમાં રસ લઈ શકતી નથી. સ્ત્રીનો સમય કાપડીઆ, દરજી, સોની, ઝવેરીઓ સાથે વાતચીતમાં, ભાવતાલ કરવામાં જાય છે. પુરુષ એ સર્વનાં બિલ ચૂકવવા તૈયાર

હોય તો પણ એમાં પ્રત્યક્ષ રસ ધરાવી શકતો નથી. એટલે બન્નેના માર્ગ જુદા પડી જાય છે.

જો સાચું દાંપત્ય અનુભવવું હોય, લગ્નજીવન સાર્થક કરવું હોય તો પતિ અને પત્નીએ માત્ર એકબીજાને અનુકૂળ થવાનો જ નહિ પણ બન્નેએ સામાના જીવનમાં પૂરો રસ લેવાનો યત્ન કરવો જ પડશે. એકબીજાની મુશ્કેલીઓ સમજી એમાંથી માર્ગ કાઢવામાં સહાયતા કરવાની રહેશે. સ્વભાવની ભિન્નતા હોય તો બાંધછોડનો નિયમ રાખ્યા વગર ચાલે જ નહિ સ્વ. શ્રી ગોવર્ધનરામના શબ્દોમાં આદર્શરૂપ દંપતીજીવન એ જ ગણાય જ્યાં

> "અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી,
> વિનિમય કરે નિજ રસતણો ઉર ઉર આગળ ઊઘડી."

## ૧૧

## માતા

ગૃહજીવનમાં પત્નીનું સ્થાન જેટલું અગત્યનું છે તેટલું જ માતાનું છે. દેશની ભાવિ પ્રજાનું ઘડતર એને હાથે થાય છે; એટલે દેશના હિતનો આધાર એના ઉપર બહુ છે. આજે આપણા દેશની માતાઓ આ જવાબદારી ઉઠાવવાની લાયકાત ધરાવે છે ખરી?

સૌથી પહેલાં શારીરિક સ્થિતિ વિષે વિચાર કરીશું તો જણાશે કે મધ્યમ અને શ્રીમંત વર્ગોમાં સ્ત્રીનું સ્વાસ્થ્ય બહુ અવનત દશામાં છે. જે દેશમાં દર કલાકે **વીસ સ્ત્રીઓ પ્રસૂતિમાં મરણ પામે** તે દેશની માતાઓ બળવાન, સુદૃઢ શરીરનાં બાળકોને જન્મ આપે એમ આશા કેવી રીતે રાખી શકાય? જે સ્ત્રીઓ મરણ નથી પામતી તેમાંની પણ અનેક કોઈ ને કોઈ રોગથી પીડાતી દેખાય છે. બાળકના ઉછેર માટે જે શારીરિક શક્તિની જરૂર હોય છે તે આવી સ્ત્રીઓમાં હોતી નથી.

દરેક સ્ત્રીમાં માતૃપદની ઇચ્છા સ્વાભાવિક હોય છે. જેમને દુર્ભાગ્યે બાળક ન હોય એમના જીવનની એક બાજુ અણવિકસી રહે છે. બાળકને માટેના પ્રેમને લઈ સ્ત્રીનું હૃદય સર્વ તરફ વાત્સલ્યથી ભરપૂર રહે છે. બાળક વિનાની સ્ત્રીઓ જેટલી કઠોર થઈ શકે એટલી બાળકવાળી સામાન્ય રીતે થઈ શકતી નથી. આપણે ત્યાં તો સંતાનના અસ્તિત્વનું મહત્ત્વ એટલું બધું છે કે બાળક વગરની સ્ત્રીને સૌ 'વાંઝણી' કહી મહેણાં મારે છે અને સવારના પહોરમાં એનું મોં કોઈ જોતું નથી. આવું વર્તન તે બાળકવિહોણી સ્ત્રીને દાઝયા ઉપર ડામ દેવા જેવું છે. કોઈ સ્ત્રી જાણી જોઈ ને બાળક વગરની રહેતી નથી એ યાદ રાખવું જોઈએ.

જે ઘરમાં બાળકો હોય એ ઘર ભાગ્યશાળી છે, બાળકો વગરનો સંસાર અધૂરો છે; પણ સાથે એ પણ યાદ રાખવાનું બહુ જ જરૂરી છે કે બાળકો માટે ઘરમાં અનુકૂળ વાતાવરણ હોવું જોઈએ. એમના વિકાસ માટે કશી સગવડ ન હોય ત્યાં એ કાં તો માબાપનાં રમકડાં કે એમના સુખમાં અવરોધ કરનાર પીડારૂપ બને છે. કુટુંબ-આયોજન એ આપણો વિષય નથી પણ એટલું કહેવું જોઈએ કે જેટલાં બાળકોને માબાપ રક્ષણ, પોષણ અને શિક્ષણ આપી શકે તેટલાં જ જન્મ લે એવી યોજના થવી જોઈએ. એથી વધારે બાળકો જે ઘરમાં હોય ત્યાં એમને અન્યાય થાય છે.

માતાનું સ્વાસ્થ્ય બાળકને જન્મ આપવા અને ઉછેરવાને લાયક હોય એ તો પહેલી જ શરત ઘરમાં બાળકની હસ્તી માટે છે. માંદલી માતાનાં બાળક પણ નબળાં જન્માય અને તે કુટુંબને અને દેશને ભારરૂપ બને. રોજ માંદી રહેતી સ્ત્રીનો સ્વભાવ ઘણી વાર ચીડિયો થઈ જાય છે અને તેને લઈ બાળકોને સહન કરવું પડે છે. આ પણ તેમના વિકાસમાં નુકસાનકર્તા છે. ઉપરાઉપરી અનેક બાળકો થયાં હોય એવી માતાની તંદુરસ્તી ભાગ્યે જ સારી હોય.

તંદુરસ્તી સારી ન હોવાનું એક કારણ નાની ઉંમરમાં માતૃત્વની પ્રાપ્તિ. ઘણા દાખલામાં પંદરસોળ વરસની છોકરીઓ મા બને છે. એમનાં શરીર અને મન માતાનું પદ લેવા માટે તૈયાર નથી હોતાં. પોતે જ બાળક જેવી હોય ત્યાં બાળકની સંભાળ શી રીતે લઈ શકે? સંતાનોના ઉછેર માટે જે વિકસિત મનની જરૂર હોય તે એવડી કન્યામાં ક્યાંથી હોય?

બીજી જરૂરી વસ્તુ તે આર્થિક સ્થિતિનો વિચાર છે. બાળકને લાડ કરવા માટે નહિ પણ એની તંદુરસ્તી સચવાય તેવો ખોરાક આપવા માટે અને એનો માનસિક વિકાસ સાધવા શિક્ષણ આપવા માટે માબાપે પોતાની આર્થિક સ્થિતિનો ખૂબ ગંભીરપણે વિચાર કરવાનો છે.

સંયુક્ત કુટુંબોમાં દરેક વ્યક્તિના રક્ષણ પોષણની જવાબદારી આખું કુટુંબ લે છે; એટલે ત્યાં ગમે તેટલાં બાળકો હોય તો પણ પોસાઈ જાય એમ કહેવામાં આવે છે. બાળકો રોટલા પામે એ વાત ખરી છે, પણ મોટાં કુટુંબમાં વ્યક્તિ તરફ ધ્યાન આપવાનો રિવાજ હોતો નથી. બાળક નબળું હોય અને એને અમુક ખાસ ખોરાકની જરૂર હોય તે આપી શકાય નહિ, કારણ સંયુક્ત કુટુંબમાં લશ્કરી કાયદો હોય; એટલે સિપાઈઓ માફક સૌને સરખું જ ભથ્થું મળે. જેઠાણીના બાળકને વધારે દૂધ અપાય તો દેરાણી રિસાય કે કંકાસ કરે. મા પોતાના બાળકનું હિત સંભાળી શકતી નથી, કારણ એમ કરવું તે પક્ષપાત ગણાય છે.

બાળકની મા નાની ઉંમરની અને બિનઅનુભવી હોય તો વડીલ સ્ત્રીઓ ઉછેરમાં મદદ કરે એ સંયુક્ત કુટુંબમાં બની શકે ખરું, પણ ગઈ અને આજની પેઢીના બાળઉછેર સંબંધી ખ્યાલોમાં બહુ તફાવત હોય છે; એટલે ઘર્ષણના પ્રસંગો ઊભા થવાનો સંભવ ઘણો રહે છે.

આજના નવા વિચારના કુટુંબોમાં ઉછરેલી યુવતીઓને કદાચ ખબર નહિ હોય અને જાણીને નવાઈ પણ લાગશે કે આપણા અસલી રિવાજ મુજબ બાળકો પોતાનાં જન્મદાતા માબાપનાં નહિ પણ વડીલોનાં કહેવાય ! બાળકો પોતાની માને 'મા' કે 'બા' ન કહી શકે. બાપને 'બાપા,' 'બાપુ,' એવું કશું કહેવાય નહિ. માને, 'બહેન,' 'ભાભી,' 'કાકી,' એવું કાંઈ કહેવું પડે તે જ મુજબ બાપને માટે 'ગોટાભાઈ,' 'કાકા,' એવું કાંઈ સંબોધન વાપરવું પડે. કાઠિયાવાડ-માં તો બાળકો પોતાની માને 'વહુ' કહે એવા પણ ઘણા દાખલા નજરે પડતા. વળી વડીલોના દેખતાં માબાપથી બાળકોને ઊંચકાય નહિ, બોલાવાય પણ નહિ. એમ કરે તો આમન્યા લોપી કહેવાય.

આમ માતૃપદ અને પિતૃપદ ઇનકારનું મૂળ કારણ કદાચ એ હશે કે

બહુ નાની ઉંમરમાં એ પદ પ્રાપ્ત થાય અને ઘરમાં ઘરડાંનાં ઘરડાં પણ હોય એટલે તેમની આગળ એનો સ્વીકાર કરતાં શરમ આવતી હશે; પણ પછી તો એ જાતની આમન્યા પળાવવી તે વડીલોનો એક હક થઈ ગયો અને એ જોરજુલમથી પણ પળાવવામાં આવતી. સંયુક્ત કુટુંબમાં રહેવાને લીધે પોતાના બાળક ઉપર હેત ન બતાવી શકવાનો, એને મન માનતા લાડ ન કર્યાનો અફસોસ કરતી સ્ત્રીઓ જોઈ છે.

સ્વ. રમાબાઈ રાનડેએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે એમનાં ભાંડુમાંનાં કોઈ એમના પિતા જોડે બોલતાં નહોતાં, કારણ ઘરમાં દાદીમા જીવતાં હતાં અને એમના દેખતાં પિતા કોઈ બાળકોને બોલાવતાં નહિ; આને લઈ બાપને છોકરાં સાથે બોલવાનો વહેવાર જ નહોતો! રમાબાઈ પોતે દાદીના મરણ પછી જન્મ્યાં, એટલે પિતાનાં લાડ મેળવવા ભાગ્યશાળી થયાં.

જૂના વિચારનાં પારસી કુટુંબોમાં પણ વડીલો દેખતાં છોકરાંને ન બોલાવાય એ રિવાજ પચાસેક વરસ ઉપર હતો. એ જમાનો જોયેલાં એક બહેન કહેતાં હતાં કે એમનાં સાસુ એ રિવાજ બહુ કડક રીતે પળાવે અને એમનો પોતાનો નાનો દીકરો બહુ હઠીલો, કજિયાળો, સૌના દેખતા એના કજિયા પતાવાય નહિ વળી એ દોડી દોડીને મા પાસે જ આવે, તેને સૌના દેખતા તેડાય પણ નહિ; એટલે મૂંઝવણ, મુશ્કેલીનો પાર નહિ

સંયુક્ત કુટુંબની આમન્યા, મર્યાદાના ભારોભાર વખાણ કરવાનો રિવાજ આપણે ત્યાં છે, પણ આટલી હદ સુધીની મર્યાદા, જે માબાપ અને છોકરાંનો બોલવાનો વ્યવહાર પણ બંધ કરે, મા પાસે દોડી જતા બાળકને અટકાવે તે યોગ્ય છે? પોતાનાં સંતાનને લાડ કરવાની માબાપની કુદરતી વૃત્તિ, તેને પણ રોકવી પડે એવી આમન્યા શા કામની?

આ આમન્યાનો લાભ લઈ સાસુઓ વહુનાં બાળકને સતત પોતાની જ પાસે રાખી એ વહુ — બાળકોની જન્મદાતા મા — ની વિરુદ્ધ થતાં શીખવે એવા અનેક દાખલા સંયુક્ત કુટુંબોમાં બનતા. હલકટ કુટુંબોમાં તો છોકરાં દાદી અને બીજી વડીલ સ્ત્રીઓની શિખવણીથી પોતાની માને ગાળો દેતાં પણ શીખતાં અને એવા દાખલા જૂજ નહોતા. આ હકીકત ઉપર ટીકા કરવાની જરૂર નથી.

સંયુક્ત કુટુંબોનું જોર ઘટતું જાય છે તેમ આવા-રિવાજો ઘસાતા જાય છે. હજી જ્યાં મોટાં કુટુંબો છે ત્યાં એક બાબતમાં તો વડીલનું જ ચલણ છે અને તે સંતાનોનાં લગ્નની બાબતમાં. એમાં માબાપ કાંઈ જ બોલી શકતાં નથી — તેમાં પણ માને તો કશું જ કહેવાનો અધિકાર નથી. વડીલોની ઇચ્છા મુજબ જૂના ખ્યાલોને અનુસરીને જ સંબંધો બંધાય છે.

જ્યાં કુટુંબ નવા વિચારનું હોય અને માતાને પોતાનાં બાળક ઉછેરવાની પૂરી છૂટ હોય ત્યાં એની જવાબદારી બહુ જ વધી જાય છે. બાળકો સારાંનરસાં જે નીવડે તે એના ઉછેરનું પરિણામ હોય છે — હોય નહિ તો પણ ગણાય છે તો તેમ જ. ઉપદેશો કરતાં આચારની અસર જ બાળકો ઉપર વધારે થાય છે. મા બોલવાચાલવામાં જે કરી બતાવે તેવું બાળકો જરૂર કરે. આ રીતે જોતાં બાળકની માતા એક સ્વતંત્ર વ્યક્તિ નહિ પણ જવાબદાર નાગરિક છે. એનું જેવું વર્તન હોય તેવું બાળકોનું થાય જ. અનુકરણ એ બાળકમાં બહુ જ સ્વાભાવિક રીતે ખીલી નીકળતી વૃત્તિ છે.

પતિપત્નીનો સંબંધ જ્યાં સારો હોય ત્યાં બાળકોનો ઉછેર યોગ્ય રીતે થવામાં વાંધો નથી. એમના શિક્ષણ કે બીજી કોઈ બાબતમાં મતભેદ હોય તો પણ એનો ઉકેલ સમજૂતીથી આવી શકે છે. પણ જ્યાં દંપતીનો સંબંધ એવો હોય કે કોઈ બાબતમાં મેળ જ ન ખાય ત્યાં બાળકોનું પાલન બહુ મુશ્કેલ બને છે. બાળઉછેર સંબંધી માતાના વિચારો ખરા હોય

તોપણ ફક્ત એને ઉતારી પાડવા પિતા એ સામે વાંધો લે છે. એવું જ સામેથી કજિયાખોર સ્રી હોય તે પણ કરે છે.

બાળકો પાસે જાસૂસીનું કામ કરાવવું એ એનું ભવિષ્ય બગાડવાનો સૌથી સહેલો રસ્તો છે. સંયુક્ત કુટુંબોમાં બાળકોનું આ બહુ અગત્યનું કામ હતુ. મા અથવા દાદીને જેની સાથે મેળ ન હોય એવી સ્રીઓ ઉપર બાળકોને જાસૂસ તરીકે મૂકવામા આવતાં. ખરી હકીકતમાં કાંઈ ભાન જેવું ન હોય તો મીઠુંમરચું ઉમેરીને પણ જાસૂસી કરાવનાર વડીલોને રાજી કરવાં એ યુક્તિ શીખી જતાં બાળકોને જરાય વાર લાગતી નથી અને એમ જ સાચાંજૂઠા કરવાની ટેવ પડે છે, જે આખી જિંદગી કાયમ રહી જાય છે.

વિભક્ત કુટુંબોમાં પણ ઘણી વાર પતિ કે પત્ની બાળકને એકબીજા ઉપર જાસૂસી કરવાનું કામ સોંપે છે. આમાં માત્ર બાળકનું હિત જ બગડતું નથી પણ કુટુંબસુખ પણ નાશ પામે છે.

ઘણા પુરુષો ગુસ્સે થાય ત્યારે બાળકોની હાજરીનો વિચાર કર્યા વગર પત્નીને ધમકાવી કાઢે છે. આવે વખતે પત્નીને અત્યંત હીણપત લાગે છે. જે બાળકો આગળ પોતે એક સન્માનિત વ્યક્તિ તરીકે રહેવા માગતી હોય તેમની જ આગળ પોતાનું અપમાન થાય તે શી રીતે સહન થાય ? સમજણાં બાળકો પણ બહુ ક્ષોભ અનુભવે છે અને ત્યાંથી આઘાપાછાં થઈ જાય છે. મા તરફ બહુ લાગણીવાળાં હોય તે છાને ખૂણે જઈ આંસુ પણ પાડે છે. વારંવાર આવું બને ત્યાં બાળકો નઠોર પણ થઈ જાય. એમાંના છોકરાઓ હોય તે એમ પણ શીખે છે કે મોટા થઈ અમે પણ પત્નીને આમ જ ધમકાવી કાઢીશું.

પુરુષના જ ખરાબ સ્વભાવની અસર બાળકો ઉપર થાય એવું નથી. સ્રીના એવા સ્વભાવની પણ થાય જ – બલ્કે વિશેષ થાય, અને તે ન ધારેલી હદ સુધી પહોંચે છે. એક કુટુંબમાં સ્રી અતિશય જબરી,

જેને કર્કશા કહીએ એવી હતી. આ સ્ત્રી પોતાના પતિને અત્યંત હેરાન કરતી અને ઘરમાં મોટા ઝઘડા મચાવતી. એના પુત્રો મોટા થયા પછી સમજતા તો હશે કે ઘરના ઝઘડામાં દોષ લડકણી માનો છે, નરમ પિતાનો નથી, પણ તે વખતે માતાની વિરુદ્ધ થવાની હિંમત નહિ અને માનો પક્ષ લઈશું તો ઘરમાં સુખેથી રહેવાશે એમ સમજી એ પણ પિતાનો વિરોધ કરતા. પરણ્યા ત્યાર પછી માની હયાતીમાં તો પત્ની ઉપર ભાવ ન જ દેખાડી શકે; પણ એક પુત્ર માના મરણ પછી પોતાની પત્ની ઉપર વિશેષ જુલમ કરતો, એને મારતોઝૂડતો થઈ ગયો. પગલે પગલે એમ કહ્યા કરતો કે 'મારા ઘરમાં મારા બાપનું બિચારાનું કાંઈ ચાલતું નહિ. મારી મા એમના ઉપર સર્વોપરી સત્તા ચલાવતી પણ મારા ઘરમાં એવું ન જોઇએ, મારું જ ધાર્યું થશે.' પત્ની વિરોધ ન કરે તો પણ પોતાની માના દાખલા ઉપરથી એના મન ઉપર એવી જ છાપ પડી ગયેલી કે સ્ત્રીઓ જ ખરાબ, લડકણી હોય છે. આ દંપતીનું જીવન આજે તદ્દન રદબાતલ થઈ ગયું છે. રોજ ગાળો અને મારની ઝાપટો ખાઈ પત્નીનું મગજ અસ્થિર થઈ ગયું છે. પોતાને વાંકે ગાંડી થઈ ગયેલી એ પત્નીને રાખવા પતિ ખુશી નથી. એને એના ભાગ્ય ઉપર છોડી પોતે ચાલી ગયો છે. આ જોડાનો સર્વનાશ કરવાનો દોષ પેલી કર્કશા માતાને માથે જ છે.

બાળકો તરફના વર્તનમાં બે પ્રકારના દોષ સામાન્ય માતાઓમાં જોવામાં આવે છે. એક વધારે પડતાં લાડ અને બીજી વધારે પડતી સખતાઈ. આ બંને પ્રકાર બાળકને માટે બહુ જ હાનિકર્તા છે. લગ્ન પછી ઘણે વર્ષે બાળક થયું હોય, પહેલાં બે ચાર મરી ગયા બાદ એક જીવ્યું હોય, એકનું એક હોય એવી સ્થિતિમાં માબાપને કુદરતી રીતે બાળકનું સર્વ અનિષ્ટો સામે રક્ષણ કરવાની ઇચ્છા હોય જ; તેમ જ પોતાની શક્તિ અનુસાર એને સુખમાં રાખવાનો પણ યત્ન તેઓ કરે. પણ એનો અર્થ એ નથી થતો કે એની ગમે તેવી હઠ પૂરી કરવી. ઘણી માતાઓ હઠ

મનની નથી હોતી. બાળકની જીદ પૂરી ન કરવાનું ધારી થોડો વખત એની માગણી નકાર્યા કરે અને પછી નમતું આપી દે. બાળક ગમે તેટલું નાનું હોય પણ સમજી જાય છે કે વધારે જીદ કરીશું તો ફાવીશું એટલે એ સ્વભાવે જિદ્દી થઈ જાય છે અને પોતાનું ધાર્યું કરાવે છે.

બાળક અમુક ચીજ માગે તે આપવાની માબાપની શક્તિ ન હોય કે બાળકને માટે એ હાનિકારક હોય તો દઢ રહીને ના જ કહી દેવી જોઇએ. જેણે માતા થવાની જવાબદારી લીધી છે તેણે એટલી દઢતા તો કેળવવી જ પડે. નાનપણમાં જેમની દરેક સારીખોટી ઇચ્છાને માબાપે નરમ થઈ નમતું આપેલું હોય તેવાં બાળકો મોટી વયે પણ એમ આશા રાખે છે કે આસપાસનાં સર્વ પણ એમને નમતું આપે. નોકરીધંધામાં પણ આવા માણસો આ ટેવને લઈ પોસાતા નથી એવું જોયું છે. માતાનાં વધારે પડતાં લાડથી છોકરો સ્વચ્છંદી થઈ ગયો અને જીવન બરબાદ કર્યું એના દાખલા તો જોઈએ તેટલા મળે છે. આપણી એક જૂની લોકવાર્તા છે કે એક ચોરને સજા કરવા રાજદરબારમાં હાજર કર્યો ત્યારે એણે કહ્યું, 'મારી માને બોલાવો'. મા આવી એટલે ચોરે ધસીને દરબાર વચ્ચે માનું નાક કરડી ખાધું અને રાજાને કહ્યું 'હું ચોર થયો તેનો દોષ મારી માને માથે છે, કારણ નાનપણમાં એણે મને હદપારનાં લાડ કર્યાં હતાં. જે માગું તે ગમે તેમ કરી હાજર કરતી. શેરીનાં છોકરાંની લડાઈમાં એ મારો વાંક હોય તો પણ બીજાનો વાંક કાઢી લડવા ઊભી થતી. હું બીજાની ચીજો ઉપાડી લાવું તો પણ ઠપકો આપવાને બદલે બીજા આગળ મારો બચાવ કરતી અને ઘરમાં મને મારી હોશિયારી માટે શાબાશી આપતી. એના આવા ઉછેરને લીધે જ હું ચોર થયો છું.' આ કથા ઉપર વિવેચન કરવાની કશી જરૂર નથી.

જેમ વધારે પડતાં લાડ સંતાનોને બગાડે છે તેમ વધારે પડતી કડકાઈ પણ એટલી જ નુકસાનકારક છે. કેટલીક માતાઓ સ્વભાવથી

જ કઠોર હોઈ બાળક તરફ પણ એવું જ વર્તન રાખે છે. કોઈ દાખલામાં એવું બને છે કે પોતાનાં સગાંવહાલાંમાં અથવા આડોશીપાડોશીમાં અતિશય લાડથી બગડેલા બાળકની જિંદગી જોઈ મા ભડકી જાય છે, અને પોતાને ત્યાં એવું ન થાય માટે બાળકો સાથે ખૂબ સખતાઈથી વર્તે છે. કારણ ગમે તે હોય પણ કડક વર્તનનો ભોગ તો બાળકો જ બને છે. કોઈ પણ પ્રકારનો સંબંધ – પછી તે રાજા અને પ્રજાનો, અમલદાર અને હાથ નીચેના માણસનો, સાસુવહુનો, પતિપત્નીનો, માતા અને બાળકનો હોય પણ તેમાં જો એકપક્ષે વધારેપડતી સખતાઈ થાય તો બીજે પક્ષે જૂઠાણું થયા વગર ન રહે. સખતાઈ દાખવનારની કડક આંખે ગુનો ગણાય એવું વર્તન ભુલેચૂકે થઈ જાય તો એમાંથી બચવા માટે જૂઠાણાનો આશ્રય લેવાય જ. દરેક પ્રસંગે એ સખતાઈનો ભોગ બનવાનું કોને ગમે ?

'હું બાળકને ખોટાં લાડ નથી કરતી, સખત નિયમમાં રાખું છું' એવું બતાવવા ખાતર પણ કોઈ સ્ત્રીઓ બીજાનાં દેખતાં પોતાના બાળકોને વઢ્યા કરે છે. આમાં પણ બાળકનું સ્વમાન ઘવાય છે. બહારનાં માણસો બેઠાં હોય ત્યારે મા સમક્ષ આવવું જ નહિ એવી નીતિ આવી માનાં છોકરાં સેવતાં થઈ જાય છે. બીજાનાં દેખતાં જ નહિ પણ હંમેશાં કડક વર્તન રાખનાર માતાથી બાળકો તદ્દન વિમુખ થઈ જાય છે અને એની પાસે રહેવાનું જેમ બને તેમ તજે છે.

આજના જમાનામાં બાળકને મારવાની પ્રથા વિરુદ્ધ ખૂબ પ્રચાર થાય છે. શિક્ષકોને તો ઘણાં રાજ્યોમાં કાયદાથી મારવાની મનાઈ છે. ઘરમાં ન મારવા સામે કોઈ કાયદો નથી પણ શિક્ષણના પ્રચારને લઈને, જીવનની નવી દૃષ્ટિને લઈને માતા બાળકને મારે એ વસ્તુ ઘણી ઘટી ગઈ છે. અકળાયેલી માતા વખતે એક તમાચો બાળકને મારે તે જુદી વાત છે. પણ બાળકના હાથ બાંધી એને અસહાય બનાવી ઢોર માર મારવાના દાખલા ભાગ્યે બનતા હશે; અને એ નવા જમાનાની ગાતાને યશ આપનાર જેવી વાત છે.

બાળકને વશમાં રાખવા માટે મારવાની કે ધમકાવવાની રીત ઉપરાંત ત્રીજી હાનિકારક રીત છે, તે ડરાવવાની. જૂના વખતમાં 'બાવા પાસે પકડાવી દઈશ,' 'મંકોડાની કોઠીમાં પૂરીશ,' 'હાઉ આવ્યો,' એવી એવી ડરામણીથી બાળકને માતાઓ વશમાં રાખતી. હજીએ પોલીસને બોલાવવાની ધમકી કોઈ માતાઓ આપે છે. એક ઠેકાણે મોટા મકાનમાં સ્ત્રીઓ વચ્ચે થતી વાતચીતમાં "પેલી ઓરડીમાં તો પોલીસ આવ્યા" (મતલબ કે પોલીસનું કુટુંબ ભાડુત તરીકે આવ્યું) એવા ઉદ્ગાર સાંભળી એક બાળકે મેંકડે મેંકડા તાણી રડવા માંડ્યું! એની માતા એને હંમેશાં 'એ પોલીસ આવ્યા, પકડી જશે' એવી ડરામણી દેખાડતી હશે એટલે બાળકનો શો વાંક?

લાડથી બાળકો સ્વચ્છંદી બને, સખતાઈથી નઠોર થાય તેમ ડરાવવાથી બીકણુ બને એ માતાએ યાદ રાખવાનું છે.

મધ્યમ વર્ગના કુટુંબોમાં માતાને સવારથી સાંજ સુધી ઘરકામની ધમાલ રહે છે. કામદાર વર્ગમાં તો બહારની મજૂરી અને ઘરનું કામ એમ બે જાતની ધમાલ રહે છે. આવી બધી ધમાલમા માતા બાળઉછેરનો વિચાર ક્યારે કરે અને ક્યારે એ વિચારોને આચારમાં મૂકે? આપણે સૌએ એ વિચારવાની બાબત છે. કામમાં બાળક દખલગીરી કરતું હોય તો જે ઉપાય સૂઝે તે અજમાવે. કોઈ વખત ફોસલાવે, લાલચ આપે, કોઈ વખત ધમકાવે ને કોઈ વખત ધોલ પણ મારે; કારણ એનું કામ બહુ તાકીદનું હોય છે. ઉપરથી જોતાં આ દલીલ સાચી લાગે. પણ પહેલેથી બાળકને એવી ટેવ પાડી હોય કે માના કામમાં દખલગીરી ન કરે, સમજણું થયા પછી સામે બેસાડી એને ગમે તેવું કાંઈ નાનું કામ આપ્યું હોય તો માતાને કોઈ ખોટા ઉપાય અજમાવવાની જરૂર નહિ રહે. મધ્યમ વર્ગની માતાને જ આ લાગુ પડે છે; કામદાર વર્ગમાં તો માને બાળક પાસે રહેવાની ફુરસદ જ ભાગ્યે મળે છે.

બાળક સંપૂર્ણ રીતે આજ્ઞાધીન બને એવી આશા માતા રાખે તે યોગ્ય નથી. જ્યાં સુધી બાળક અણુસમજુ હોય ત્યાં સુધી એ પોતાના હિતને વિચાર ન કરી શકે અને એની માતાએ એ બાબત કાળજી રાખવી પડે છે; પણ સમજણું થાય, પછી અમુક આજ્ઞામાં રહેલી ખામી વિષે દલીલ કરવા માગે તો તે કરવી જોઈએ. નહિ તો બાળકની વિચારશક્તિ કુંઠિત થઈ જાય છે અને મોટી ઉંમર થયા પછી પણ માની મદદ વગર એક પગલું ભરવાની તાકાત રહેતી નથી. એક સ્ત્રીને શ્રીમંતાઈ અને પતિની અમલદારીના અભિમાનને લઈ સર્વ કોઈ પોતાને આજ્ઞાધીન જ રહે એવું જોવાની ટેવ પડેલી. પૈસો અને પદવી બંને પતિ તરફથી મળેલાં તે છતાં પતિને પણ પોતાની આજ્ઞામાં રાખતી. પોતાનાં સંતાનોને પણ એટલાં બધાં આજ્ઞાધીન કરી દીધાં કે એક અપવાદ સિવાય બાકીનાં બધાં દુનિયાદારીના સામાન્ય કામ માટે પણ નકામાં બની ગયાં. આવી સ્ત્રી સાસુ તરીકે દોરદમામ ચલાવે એમાં તો નવાઈ નહિ જ પણ એટલી હદ સુધી એ દમામ ગયો કે બધા પુત્રોએ એની આજ્ઞાને વશ થઈ પત્નીઓને કાઢી મૂકી! આવા માતૃભક્ત પુત્રો જોઈ એનું હૃદય પ્રફુલ્લતા અનુભવતું હશે પણ એમના સંસાર છિન્નભિન્ન થયાથી એને શો લાભ થયો? માતાનું સુખ પુત્રની આજ્ઞાધીનતામાં કે પુત્રના સુખી સંસારમાં? આ સ્ત્રીના પુત્રોમાંના એકનો સંસારી ઝઘડો થોડાંક વરસ ઉપર અદાલત સુધી પહોંચ્યો. ત્યાં એ પત્ની પ્રત્યેના પોતાના દરેક અયોગ્ય વર્તનના બચાવમાં એટલો જ જવાબ દઈ શકતો, "મારી માએ કહ્યું તેથી મેં એ મુજબ કર્યું." આના આ જવાબથી કંટાળી ન્યાયાધીશે પણ પૂછ્યું, "તમે ભણેલાગણેલા, દુનિયા ફરેલા માણસ છો તે છતાં દરેક વાતમાં માના કહ્યા પ્રમાણે જ વર્તો છો? સ્વતંત્ર વિચાર કરવાની તમારી શક્તિ જ નથી?" અને એ આજ્ઞાધીન પુત્ર શો જવાબ દે? એની માતાએ એને આજ્ઞાધીનતા સિવાય બીજું કશું શીખવ્યું જ ન હતું.

કેટલાકના નવા વિચારો મુજબ બાળકને છેક નાની ઉંમરમાંથી

દરેક કામમા એની પોતાની મુનસરી ઉપર છોડી દેવું જોઇએ. આવા વિચારનો પણ અતિરેક થઇ શકે છે—જેમ આજ્ઞાધીનતાના ખ્યાલનો થઇ શકે છે તેમ. આવા વિચારો ધરાવવાનો દાવો કરનાર એક બહેન પોતાનાં બાળકોને લઈ કોઈ સંબંધીને ત્યાં મળવા ગયાં. રમતાં રમતાં એક બાળક દાદર નજીક દોડ્યું, એટલે સ્વાભાવિક રીતે ઘરવાળાં બાઈ બોલી ઊઠયાં, "જોજે, હોં, પડી જવાશે!" નવા વિચારો ધરાવનારાં, બાળકના માતા ખૂબ ગંભીર મ્હોડું કરી બોલ્યાં, "એમ છોકરાને રોકવાં ન જોઇએ; એ તો એકાદ વખત પડે એટલે એની મેળે સમજે કે દાદર આગળ ન જવાય!" દાદર ઉપરથી પડીને બાળક માથું ફોડે કે હાથ-પગને ગંભીર—કદાચ કાયમની ઈજા કરી બેસશે એવી માતાની સ્વાભાવિક ચિંતા પણ આ 'નવા' કહેવાતા વિચારો પાછળ દબાઈ જાય? બહુ જ નવાઇ જેવું એ છે કે આમ 'સ્વતંત્ર' રીતે ઉછરેલા બાળકે જ્યારે યુવાન ઉંમરે પોતાની પસંદગીની, પરકોમની વ્યક્તિ સાથે લગ્ન કર્યું ત્યારે એ જ 'સ્વાતંત્ર્યપ્રિય' માતાને ખૂબ આઘાત થયો—સામાન્ય કોટિની, જુનવાણી માનસ ધરાવતી માને થાય તેવો જ. આનો અર્થ એ જ થાય કે પોતાના સંતાનના અજ્ઞાનનું જોખમ ખેડવા એ માતા તૈયાર હતી પણ એની સ્વતંત્રતાનું જોખમ ખેડવા નહોતી.

જે માતા બાળકને મારીને વશ રાખવામાં માનતી ન હોય તે પણ ઘણી વાર પોતાના અંતરનો ગુસ્સો ઠાલવવાનું બીજું ઠેકાણું ન હોય તો તે એના બાળક ઉપર ઠાલવે છે. ઘરમાં સાસુ-વહુ, દેરાણી-જેઠાણી, નણંદ-ભોજાઈ કે પતિ-પત્ની પણ લડયાં હોય ત્યારે સામાને સંભળાવી દેવાની જેની શક્તિ ન હોય એવી નિર્બળ અથવા ઊતરતી પદવી ધરાવનાર સ્ત્રી ચીડની મારી પોતાના બાળકને વગરવાંકે પણ ધીબી નાખે છે. એને માતા તરીકે બાળક ઉપર પ્રેમ કે વાત્સલ્ય નથી એમ નહિ; પણ એનો ગુસ્સો સહન કરી લે એવી વ્યક્તિ એને તત્કાળ એક જ દેખાય છે અને તે એનું બાળક.

આવા વર્તનનો એમ બચાવ થઇ શકે કે કદાચ આવી રીતે ગુસ્સો કાઢનાર સ્ત્રીને બહુ અન્યાય થયો હોય; એની વાતનો ખુલાસો પણ કોઈ સાંભળવા તૈયાર ન હોય; તેથી અને અપમાનની લાગણી બહુ જ થવાથી એ ભાનભૂલી થઈ જાય છે અને બાળકને મારે છે; પણ આ સાચો બચાવ નથી. પોતાને થયેલા અન્યાયનું વેર નિર્દોષ બાળક ઉપર વાળવું એ માતાને માટે કોઇ રીતે ઘટિત નથી. પોતાને અન્યાય થયો છે તે આટલો બધો સાલે છે તો બાળકને પણ વગરવાંકે માર ખાઈ અન્યાયનો ભોગ બનવામાં કેટલું દુઃખ લાગે તેનો માતા વિચાર ન કરે તો કોણ કરે? ક્રોધ ઉપર કાબુ મેળવતાં શીખવું એ દરેક વ્યક્તિની ફરજ છેઃ 'મારો તો મિજાજ ગયો' એ વાક્યમાં સામાન્ય રીતે અભિમાન લેવાય છે. તેને બદલે 'મેં ગુસ્સાને કાબૂમાં રાખ્યો' એ વિચારમાં ગર્વ લેતાં શીખવું જોઇએ—ખાસ કરીને નમ્રતા અને મૃદુતાની મૂર્તિરૂપ ગણાતી સ્ત્રીએ.

બીજાના ઉપરનો નહિ પણ પોતાના ઉપરનો ગુસ્સો પણ સ્ત્રીઓ બાળક ઉપર ઠાલવે છે. સ્વ. શ્રી ગિજુભાઈ બધેકાએ આનું એક બહુ સરસ દૃષ્ટાંત આપ્યું છે.

* "કમુની બા પાડોશણ સાથે વાતે વળગે ને શાક દાઝે. કમુ પાસે આવીને પૂછેઃ "આજે કેરી મંગાવી છે.?"

બા કહે છેઃ 'રાંડ, આની ખસને! આ શાક બળી ગયું. આખો દિ' કેરી, કેરી, ને કેરી!'

ધબ્બો ખાઈ કમુ રડતી રડતી બહાર જાય."

માતાના આવા વર્તનનો કશો જ બચાવ નથી. આમાં નથી એને અન્યાય થયો હોતો કે નથી બીજા કોઇએ ગુસ્સે થવાનું કારણ આપ્યું હોતું. પોતાની બેદરકારીનું પરિણામ પોતાને ભોગવવું પડશે એ ખ્યાલ એટલો ઉગ્ર બની જાય છે કે મા બાળક ઉપર પોતાની મૂઝવણ ઠાલવે છે.

* સ્વ. શ્રી. ગિજુભાઈ કૃત "આ તે શી માથાફોડ."

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે અભણ માતાને શિક્ષિત માતા કરતાં બાળક ઉપર વધારે પ્રેમ હોય છે. શિક્ષિત માતાને વાંચવા-લખવાના કે બહાર ફરવાના શોખ હોય એટલે એ બાળકને વિસારે પાડે.

આ માન્યતામાં કેટલું તથ્ય છે તે જરા તપાસીએ. અભણ સ્ત્રીને માટે ઘરની ચાર દીવાલની અંદર જ જિંદગીનો બધો રસ સમાઈ જાય છે. બહારના જીવનમાં એને કાંઈ સમજણ પડતી નથી એટલે એમાં એ રસ લેતી નથી; પણ તેથી એનું ઘર શિક્ષિત સ્ત્રી કરતાં વધારે સુઘડ, વ્યવસ્થિત હોય છે એવું કશું નથી હોતું. રસોડામાં કલાકો ગાળે, છતાં એની રસોઈ, ઘડીકવારમાં રસોઈ પતાવી નાખતી શિક્ષિત સ્ત્રી કરતાં સારી હોય છે એમ પણ નથી. તે જ મુજબ અભણ સ્ત્રી બાળકોને આઘાં ન ખસેડે અને શિક્ષિત સ્ત્રી એને મૂકીને બહાર જાય અથવા ઘરમાં હોય ત્યારે પણ વાંચેલખે તેથી એને બાળકો ઉપર પ્રેમ નથી હોતો એવું જરાયે સાબિત થતું નથી.

માણસ અમુક લક્ષ્યે પહોંચવા જમણે રસ્તે જાયછે કે ડાબે તે અગત્યનું નથી. એ લક્ષ્ય ઉપર પહોંચે છે કે નહિ તે જ જોવાનું છે. માતા બનેલી સ્ત્રીની જિંદગીનું લક્ષ્ય બાળકને સારી રીતે ઉછેરવું તે છે. અભણ સ્ત્રી પોતાનાં બાળકને કેડેથી નીચે ન ઉતારે પણ એનાં કપડાં મેલાં હોય, માથામાં જૂ હોય, શરીરે ફોલ્લા હોય, આંખનાક ગંદાં હોય, એ આખો વખત રડયા કરતું હોય, તો એ સતત સહવાસ શા કામનો?

બીજી તરફ શિક્ષિત માતા પોતાના અને બાળકના સ્વાતંત્ર્યમાં માનતી હોઈ આખો વખત એને કેડમાં ન રાખે છતાં એનું બાળક તંદુરસ્ત, સ્વચ્છ, હસમુખું હોય તો એનો જ માર્ગ શ્રેષ્ઠ છે એમાં કશી શક નથી.

બાળઉછેર એ આપણો વિષય નથી; પણ માતા સંબંધી લખતાં એવા વિષય સંબંધી થોડુંઘણું વિવેચન તો આવી જ જાય. નવી રીત

મુજબ જે માતાઓ બાળકને માટે આયા રાખે છે તેના ઉપર ખૂબ જ ટીકાનો વરસાદ વરસે છે. આયા ગખનાર માતા માતૃધર્મથી વિમુખ છે એમ સામાન્ય રીતે કહેવામાં આવે છે. આ બાબતમાં એકદમ સામટો અભિપ્રાય બાંધી દેવાય નહિ. માતા કયા હેતુથી આયા રાખે છે અને બાળકને કેટલા પ્રમાણમાં એને સોંપે છે એ જોવું જોઈએ. સુવાવડમાંથી ઉઠ્યાં કે આયાને બાળક સોંપી દઈ, એને ઉપરના દૂધ પર ચઢાવી દેવું અને પોતે સવારથી સાંજ કોઈ ને કોઈ બહાને બહાર ફર્યા કરવું એવું વર્તન રાખનાર સ્ત્રી જરૂર માતૃપદને લાયક નથી. પોતાના ફુરસદના સમયમા એક રમકડું જોઈએ તે માટે આવી સ્ત્રીઓ માતા બને છે.

ખૂબ શ્રીમંત સ્ત્રીઓ કે જેમને બધું જ કામ કરવાનું આળસ હોય તે પણ આયા કે પુરુષ નોકરને પણ બાળક સોંપી દે છે. પોતે ક્લબોમાં કે નાટક-સિનેમામાં ફરવા આતુર હોય એવું કાંઈ હંમેશાં બનતું નથી. ઘરમાં પડી રહે તોપણ એમનાથી શારીરિક કે માનસિક શ્રમ થતો જ નથી અને બાળકના ઉછેરમાં તો એ બન્ને ખૂબ જ જોઈએ; એટલે નોકરોને સોંપી પોતે મુક્ત થઈ જાય છે.

પણ શિક્ષિત અને નવા વિચારની સ્ત્રીઓમા સંખ્યાબંધ સ્ત્રીઓ એવી હોય છે કે જે આયાને ફક્ત મદદનીશ તરીકે રાખે છે. પોતાની દેખરેખ નીચે જ બાળકનું દરેક કામ કરાવે છે. આયાની મગદૂર નથી હોતી કે બાળકને ખોટી ટેવો પાડે. આવા દાખલામા આયા રાખવાનું કશું અનિષ્ટ પરિણામ આવતું નથી.

આજે શહેરોમાં એક મોટો પ્રશ્ન થઈ પડ્યો છે તે માતૃત્વ અને બહારના કામની અથડામણનો. મધ્યમ વર્ગની અનેક સ્ત્રીઓ પરણ્યા પછી અને બાળકો થયા પછી પણ નોકરી કરે છે. આજે મધ્યમ વર્ગની સ્થિતિ એવી છે કે મોટા શહેરમાં એકલા પુરુષની કમાણી ઉપર ઘર ચલાવવું મુશ્કેલ છે. આને લઈ સ્ત્રીને કમાવાની જરૂર પડે છે; પણ સરવાળે એ કમાણી ફાયદો કરનારી હોય છે કે નહિ તે વિચાર કરવાનો

છે. સ્રી બહાર આખો દિવસ રહે એટલે બાળકો સંભાળવાને માણસ – આયા – તો રાખવાની જરૂર પડે જ. એટલે એનું ખરચ બાદ કરતાં જે રહે તે આવકમાં ખાસ વધારો કરે છે કે નહિ તે તપાસવું જોઈએ. આખો દિવસ માતા વગર બાળક રહે; એટલે એને માતાની સંભાળનો લાભ પણ ન મળે. સાંજે એ થાકેલી ઘરે આવે એટલે સ્વાભાવિક રીતે બાળકની ઉઠવેઠ કરવાનો કે કદાચ એને રમાડવાનો પણ ઉત્સાહ ન રહે આમ માતા અને બાળકને વિખૂટાં પાડનારું કામ ઇષ્ટ છે કે નહિ તે પણ જોવાનું રહે છે.

પોતાના બાળકને ઉછેરી ઉત્તમ નાગરિકો કરવા પ્રયત્ન કરવો એ શિક્ષિત સ્રીની પહેલી ફરજ છે, એ વાતની કોઈ ના કહી શકે જ નહિ એટલે બાળક જન્મ્યું કે તરત આયા કે નર્સને સોંપી નોકરી કરવા નીકળી પડવું તે યોગ્ય નથી જ.

પણ હવે આપણે ત્યાં શિક્ષિકા, નર્સ અને ઑફિસોમાં કારકુની કરનાર સ્રીઓ શહેરોમાં હજારો છે. એમાંની ઘણી પરણેલી અને છોકરાંવાળી હોય છે. ફેશન ખાતર કે સ્રી જાતિના હક સિદ્ધ કરવા એ નોકરી કરવા નીકળી હોતી નથી, પૈસાની જરૂરને લીધે જ કમાવા જાય છે. એમાંની ઘણી આયા રાખી શકે એવી સ્થિતિની પણ નથી હોતી. મા, સાસુ કે બીજી સગી સ્રીને અથવા કોઈ વખત માયાળુ પાડોશણને પણ છોકરા સોંપી એને કામ કરવા જવું પડે છે. આવી સ્રીનાં છોકરાંનો આશ્રય તો એનો એ જ રહે છે. માતાની સંભાળથી તેઓ વંચિત રહે છે. મા નોકરી કરી જે કમાણી કરે છે તેથી એમને સારો ખોરાક મળે છે. જરા મોટા થયે સારું શિક્ષણ પણ મળે છે. પુરુષની ઓછી કમાણીમાંથી ચલાવી લે તો એ સ્રી ઘેર રહી બાળકોને સંભાળી શકે, તેથી બાળકોને માતાનો સહવાસ મળે; પણ સારું પોષણ ન મળે, શિક્ષણ ન મળે. એમાંથી કયું પસંદ કરવું એ તો વ્યક્તિના પોતાના ઉપર જ છોડવું પડે. સમાજ એ માટે કાયદો ઘડી શકે નહિ.

જેમનાં બાળક મોટાં થયાં હોય – એટલે નિશાળે જતા જેવડી ઉંમરના હોય – તે માતા બહાર કામ કરી પતિનો બોજો ઓછો કરે તેમાં તો કશું અયોગ્ય નથી.

કામદાર વર્ગોમાં તો બધી જ સ્ત્રીઓને કામ કરવું જ પડે છે. મિલોમાં કામ કરતા કામદારોની કમાણી છેલ્લાં પંદરેક વરસમાં પુષ્કળ વધી છે. મધ્યમ વર્ગ કરતાં એ બહુ વધારે છે. તે છતાં એમના જીવનનું ધોરણ મધ્યમ વર્ગ જેવું થયું નથી. ઘરની, શરીરની, વસ્ત્રોની સ્વચ્છતા, ખોરાક, શિક્ષણ, શિષ્ટાચાર એ સર્વમાં મધ્યમ વર્ગ હજુ એમનાથી ઘણી ઊંચી સપાટી ઉપર છે; પણ એકંદરે મોંઘવારી એટલી છે કે કામદાર વર્ગની સ્ત્રીને ઘેર બેસી રહેવું નહિ પરવડતું હોય એમ માની શકાય; નહિ તો એ બહારના કામ પાછળ મહેનત અને વખત શા માટે આપે? એને માથે ઘરકામનો અને બહારના કામનો એમ બન્ને બોજા હંમેશાં રહ્યા છે. ઘરના કામનો ભાર એમના કરતાં મધ્યમ વર્ગની ગૃહિણીને માથે બહુ જ વધારે છે કારણ થોડી આવક અને થોડી જગ્યામાં એમણે શ્રીમંતો જેવી સુઘડતા અને સંસ્કાર દાખવવાનાં હોય છે. કામદાર વર્ગની સ્ત્રીનું સ્થાન ગૃહિણી તરીકે ગૌણ છે, કમાનાર તરીકે જ મુખ્ય છે. બહારના કામમા એનો એટલો બધો વખત અને શ્રમ જાય છે કે ગૃહવ્યવસ્થા તેમ જ બાળકો તરફ ધ્યાન આપી શકાતું જ નથી.

ઇંગ્લંડના મહાન આધુનિક તત્ત્વચિંતક બર્ટ્રાન્ડ રસેલ કહે છે કે "પરણેલી સ્ત્રીઓને કામ કરતી અટકાવવામાં એક જ હેતુ હોય છે—સ્ત્રી ઉપરનો આર્થિક અંકુશ ચાલુ રાખવાની પુરુષ વર્ગની ઇચ્છા; પણ સ્ત્રીઓ આ જુલમને કાયમ તાબે જ રહેશે એમ માનવાનું નથી. એમનો પ્રશ્ન ઉપાડી લેનાર પક્ષ મળવો મુશ્કેલ છે સંરક્ષક (કન્ઝર્વેટિવ) પક્ષને ઘર વહાલું છે અને મજૂરપક્ષને તો કામદાર વહાલો છે." એટલે સંરક્ષક પક્ષ ઘર વિખેરાવા ન દે અને મજૂરપક્ષ

પુરુષ કામદારની હરીફ ઊભી થવા ન દે. બર્ટ્રાન્ડ રસેલે આ લખ્યું ત્યારે ઈંગ્લંડમાં સ્ત્રી મતદારોની બહુમતિ હતી એટલે તેઓ હંમેશાં પછાત રહેવાનું કબૂલ નહિ કરે એમ એમની ધારણા હતી.

એ કહે છે કે પરણેલી સ્ત્રી માટે આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાના બે રસ્તા છે. એક તો બહારનું કામ સ્વીકારવું. પણ તેમ કરતાં બાળકોને જાહેર બાળગૃહોમાં મૂકવાં પડે અને એવાં ગૃહોની સંખ્યા પણ ખૂબ વધારવી પડે. આ રસ્તો લેવા જતાં પિતાની માફક માતા પણ બાળકના માનસના ઘડતરમાંથી અદશ્ય થાય છે. બીજો રસ્તો એ છે કે સંતાનોવાળી સ્ત્રીને રાજ્ય તરફથી અમુક વરસ સુધી આર્થિક મદદ મળે, પણ તેમાં શરત એ હોય કે તેમણે પોતાનાં બાળકોની સંભાળમાં ઓતપ્રોત થઈ જવું. પણ બાળકો મોટાં થાય ત્યારે તો સ્ત્રીએ બહાર કામ કરવા જવું જ પડે, નહિ તો પાછી આર્થિક પરતંત્રતા આવી પડે કારણ કે રાજ્ય કાંઈ આખી જિંદગી તેમને પોષી શકે નહિ, એટલે પતિના ઉપર જ આધાર રાખવો પડે. પણ આમ રાજ્ય તરફથી મદદ લઈ ઘરમાં રહેવું અને સંતાનોને ઉછેરવાં એ રીત જ એકંદરે વધારે સારી છે એમ બર્ટ્રાન્ડ રસેલ માને છે, કારણ એમાં ગમે તેવાં સંકટો સહન કરી, ગમે તેવાં અપમાન ખમીને પણ એક પુરુષને આધીન રહેવાની જરૂર પડતી નથી.

વળી રસેલ એમ પણ માને છે કે આજના જમાનામાં બાળકની પ્રાપ્તિ તે માબાપ કરતાં દેશના હિતમાં વધારે છે. દેશના અને રાજ્યના હિત માટે ઉપાડેલી એ જવાબદારી છે. પહેલાંની માફક સ્ત્રીપુરુષના સંબંધનું તે એક આકસ્મિક પરિણામ માત્ર ગણાતું નથી. તો પછી રાજ્ય એને માટે આર્થિક જવાબદારી પણ ઉઠાવે. માબાપને માથે એ બોજો નાખવો ન જોઈએ. બાળકોવાળાં કુટુંબોને રાજ્ય તરફથી મદદ આપવા ઘણી ચળવળો થાય છે પણ રસેલના મત મુજબ મદદ ફક્ત માતાને જ મળવી જોઈએ.

આજે પિતાની જવાબદારી તો રાજ્યે ઘણી રીતે ઉપાડી લીધી છે. શિક્ષણ, દૂધ, કસરતની સગવડ, પુસ્તકાલયો વિ. અનેક પ્રકારનાં, બાળકોનાં શારીરિક અને માનસિક વિકાસનાં સાધનં રાજ્ય અને સુધરાઈ મફત પૂરાં પાડે છે, જેથી પિતાનો બોજો ઘટે છે.

બાળકને માબાપ પાસેથી લઈ ને સંપૂર્ણ રીતે રાજ્યને સોંપી દેવામાં બહુ જોખમ રહેલું બર્ટ્રાન્ડ રસેલ માને છે. માબાપને પોતાનાં છોકરાં બહુ વહાલાં હોય છે. રાજનૈતિક હેતુઓ સિદ્ધ કરવાના સાધનરૂપ એ પોતાનાં છોકરાંને ગણતાં નથી; પણ રાજકર્તાઓ દરેક માણસને એક માનવી ગણતા જ નથી; અમુક પ્રકારની વ્યવસ્થાનું સાધન માને છે. વળી એમને એકરૂપતા ( Uniformity ) ગમે છે. બધા જ માણસો એકસરખા હોય તો રાજ્યનો વહીવટ સરળ બને, આંકડા તૈયાર કરવાનું બહુ સુગમ થઈ જાય. 'સાચી એકરૂપતા' એટલે રાજકર્તાના પોતાના માની લીધેલા ધોરણ મુજબના માણસો; એટલે રાજ્યનાં બાળગૃહોને સોંપી દીધેલાં બાળકો બધાં એક બીબામાં ઢાળ્યાં હોય તેવાં બનવાનાં. કોઈનામાં વિશિષ્ટ શક્તિઓ હોય તોપણ એના વિકાસ માટે અવકાશ ન રહે. ઊલટાં એવાંને મારીમચડીને સામાન્ય ચોકઠામાં જ બેસાડી દેવામાં આવે. સામાન્ય નિયમોને અનુકૂળ થઈ ગયેલા બાળકો મોટે ભાગે જોવામાં આવવાનાં, જે કોઈ નવા વિચારો તરફ લક્ષ્ય દેવા તૈયાર ન હોય. તે ઉપરાંત બીજા એક ભય તરફ રસેલ નિર્દેશ કરે છે, તે પણ ખૂબ વિચારવા જેવો છે. અત્યારે દુનિયામાં વિવિધ દેશો વચ્ચે જે રાજકીય વૈમનસ્ય છે તેમને રાજ્ય તરફથી ચાલતાં જાહેર બાળગૃહો પોષણ આપશે. રાજ્યના મોવડીઓ બાળકોને પોતાની રાજનીતિનાં ગુણગાન ગાતાં અને બીજા દેશોનો તિરસ્કાર કરતાં જરૂર શીખવશે. ભાવિ પ્રજા આમ એક તરફથી મિથ્યાભિમાન અને બીજી તરફથી ધિક્કારનું શિક્ષણ મેળવશે.

'માતા'ના પ્રકરણ સાથે ઉપરના વિચારોને સીધો સંબંધ નથી; પણ દરેક વસ્તુને આધુનિક સ્વરૂપ આપવાની, અમુક નવી વિચારસરણીઓની

પ્રશંસા કરવાની જે અતિરેકભરી ભાવના ખાસ ઘણી જગ્યાએ જોવામાં આવે છે, તેમાં બાળકની સંભાળ રાજ્ય લે એ વસ્તુ વિષે વારંવાર ઉલ્લેખ કરવામાં આવે છે. પણ કુટુંબજીવનને તોડી નાખવું, માતા પાસેથી બાળકને ખૂંચવી લેવું તે એકંદરે વ્યક્તિ કે સમાજના હિતમાં નથી. ઉપર લખ્યા મુજબનો પિતાનો આર્થિક બોજો રાજ્ય ઉપાડે અથવા સ્ત્રીને બાળઉછેર માટે મદદ કરે ત્યાંસુધી બાળકોની સંભાળમાં રાજ્યનો હિસ્સો આવકારદાયક છે; પણ કુટુંબજીવનમાં બાળકને વ્યક્તિગત લાભો જે મળે તે બાળગૃહમાં ન મળે.

બાળક માંદું પડે ત્યારે રાજ્યના બાળગૃહમાં એને માટે દાક્તરી વ્યવસ્થા કરવામાં આવે. પણ માતાના ખોળામાં સૂવાથી બાળકને જે હૂંફ મળે, શાંતિ મળે, અડધું દરદ મટી ગયાની લાગણી થાય તે શ્રેષ્ઠ દાક્તરી સારવાર ન આપી શકે. આનો અર્થ એ નથી કે માતા એમ માની લે કે બાળકની માંદગી પોતાનો હાથ ફરવાથી મટી જશે. અથવા દાક્તરી મદદ કરતાં પોતે રાખેલી બાધા આખડી બળવાન નીકળશે; પણ રાજ્ય તરફથી થતી દાક્તરી મદદ અને માતાનો પ્રેમ એ બન્ને સરખાં જરૂરી છે. રાજ્યનું અર્થતંત્ર એવું હોવું જોઈએ કે દરેક માતા બાળક નાનાં હોય ત્યારે એમની પૂરી સંભાળ લેવા પોતાનો બધો સમય અને બધો જ શ્રમ આપી શકે. ત્યારે જ સુખી ગૃહ અને સુખી બાળકો સર્વત્ર દેખાય.

એક લેખકે કહ્યું હતું કે આપણી સ્ત્રીઓ માતા થવા માટે, એટલે સંતાનપ્રાપ્તિ માટે આકાશપાતાળ એક કરે છે, પણ એક વાર સંતાન થયું એટલે એના ઉછેર માટે કશી કાળજી રાખતી નથી; જ્યારે પશ્ચિમની સ્ત્રીઓ છોકરાં ન થાય એમ ઇચ્છે છે, તે છતાં જો થાય તો તેને અતિશય સંભાળથી ઉછેરે છે.

આ વાક્યોમાં તથ્યાંશ નથી એમ કેમ કહેવાય? દોરાધાગા, બાધા-આખડી, મંત્રતંત્ર, એવા અનેક ઉપાયોથી પ્રાપ્ત થયેલા બાળકને નજર

ન લાગે માટે મા કાજળનાં ટપકાં કરે, માથેથી રોજ રાઈ મીઠાં ઉતારે, ગળામાં માદળિયાં નાખે, કેડે કાળા દોરા બાંધે. પણ એનો ખોરાક, ઊંઘ, સ્વચ્છતા એ કશા ઉપર ભાગ્યે જ ધ્યાન આપે છે. બાળકને તંદુરસ્ત કરવા માટે તો આ પ્રકારનું ધ્યાન આપવાની જ જરૂર છે. વહેમી આચારોથી બાળકનું આયુષ્ય લંબાયું હોય એના કશા પુરાવા નથી.

પશ્ચિમની સ્ત્રીઓને છોકરાં નથી જોઈતાં એ વાત તદ્દન સાચી નથી. માતૃત્વની ઇચ્છા, પૂર્વ અને પશ્ચિમ બધે જ, સ્ત્રીઓમાં હોય છે. પણ હવે નવા વિચારની પશ્ચિમની સ્ત્રી એટલું તો જરૂર માને છે કે પોતાની તંદુરસ્તી અને આર્થિક સ્થિતિને પોસાય તેટલાંજ બાળકો જોઈએ. એથી વધારે બાળકો ન થાય તેવા વૈજ્ઞાનિક ઉપાય યોજે છે. એ છતાં ન જોઈતું બાળક થાય તોપણ એને કાળજીથી ઉછેરે છે એ સાચું છે.

આપણે ત્યાં માતાઓનો મોટો સમૂહ અજ્ઞાન છે, એમને બાળક માટે લાગણી નથી હોતી એમ નહિ; પણ એની સંભાળ માટે જોઈતું શિક્ષણ એમને ગળ્યું નથી હોતું. વળી આપણું જૂનું જે છે તે બધું જ સારું છે એવી માન્યતાને લઈ નવી રીતે બાળકને ઉછેરવાની જરૂરિયાત પણ એને લાગતી નથી. નાની ઉંમરમાં બાળક થવાથી જવાબદારીનું ભાન પણ ઓછું હોય. આવા સંજોગોને લઈ બાળકની પૂરી સંભાળ લેવાતી નથી અને દેશનું બાળમરણનું પ્રમાણ શરમાવા જેવું ઊંચું રહે છે.

શ્રી. હિંમતલાલ ગ. અંજારિયાએ એક સ્થળે માતાઓને ઉદ્દેશીને કહ્યું છે, "મને તો લાગે છે કે આપણામા માતાઓ છોકરાં વિષે કશી પણ કાળજી કરતાં જ નથી. માતા થવાની બહુ ઉત્કંઠાથી આશા રાખે છે, પરંતુ માતા થવા માટે કશી જાતની લાયકાત મેળવવાનો એક પણ વિચાર કદી કરતાં નથી. તેવો વિચાર જરૂરનો છે એવો ખ્યાલ પણ

તમારામાથી ભાગ્યે જ કોઇને થયો હશે. છોકરાં પર બળના છાણાનો ધા કર્યાનું, દાદરને ઉપલે પગથિયેથી ગગડાવી પાડવાનું નથી સાંભળ્યું ? પોતે રડવાકૂટવાની લહેરમાં લાગ્યાં હોય અને છવલેણુ અનર્થ થઈ ગયાનું નથી વાંચ્યુ ? આ તો શરીર સંબંધે બેદરકારી. મન વિષે દરકાર કરવાનો તો ખ્યાલ સરખો પણ નથી આવ્યો. પાંચ વરસ સુધી છોકરું ગમે તે રીતે મોટું થાય – ગરીબનું શેરીમાં, સાધારણનું ચાલીઓના ગાળામાં, તવંગરનું આયા–નોકરોના સહવાસમાં. પાંચ વર્ષ સુધી કશી દરકાર લેવાની હોય જ નહિ એવો ખ્યાલ દરેકને નથી શું ? અને પાંચ વરસનું થાય એટલે પણ નિશાળે બેસાડવામાં જ તમારી સર્વ દરકારની સમાપ્તિ થાય છે. × × માતા તરીકે તમારામાં કેટલી લાયકાત છે તે વિચારો. સારી માતા તમે કેવી રીતે થઈ શકો તેની ચિંતા કરો. × × માતા થાઓ તે પહેલાં યોગ્યતા મેળવવાનો એવો આગ્રહ રાખો.''

શ્રી. અંજારિયાને કાંઈ અસલ વિચારની સ્ત્રીઓ માટે પૂર્વગ્રહ છે એવું નથી. ઊલટું એમના વિચાર તો કોઈક પ્રાચીનતા તરફ ઢળતા છે. તે છતાં એમણે જૂના વિચારની સ્ત્રી માટે આ વચનો લખ્યાં છે. એટલે એ એમના અનુભવના ફળરૂપે જ હશે. એમણે વર્ણવેલી બધી બેદરકારી ઉપરાંત એક બીજી ગંભીર બેદરકારી વિષે પણ અત્રે ઉલ્લેખ કરેલો અસ્થાને નહિ ગણાય. બાળકને ઘરેણાંથી લાદી પછી એને શેરીમાં કે મહોલ્લામાં છૂટું મૂકી દેનારી અજ્ઞાન માતાઓનો દેશમાં તોટો નથી. ઘરેણાંની લાલચે બદમાશો છોકરાંને ઉપાડી જાય છે અને ઘરેણાં તો લૂંટી જ લે છે, પણ અનેક વખત એમનો જીવ પણ લે છે તે જાણીતી વાત છે. આવા સંખ્યાબંધ દાખલા બનતા હોવા છતાં અજ્ઞાન માતાને સમજણ આવતી નથી એ અત્યંત શોકની વાત છે. ઘરેણાં પહેરાવ્યાથી માતાની નજરમાં બાળક સુંદર દેખાય છે અથવા બાપની સારી સ્થિતિનું પ્રદર્શન થાય છે. બાકી બાળકને અંગત લાભ એમાં કશો નથી; છતાં એનો જીવ

ભેજનમાં મૂકનારા સાધનનો વિના સંકોચે ઉપયોગ થાય છે. છોકરીને ઘરેણાં ન પહેરાવનાર જુવાન માતાને કેટલીક વડીલપદે રહેલી સ્ત્રીઓ વઢે છે પણ ખરી કે 'કેમ આને ઉઘાડી (!) ફેરવે છે ?' એમના મનથી તેઓ બાળક તરફ મમતા બતાવે છે પણ એ મમતા ઘણી વાર દ્વેષલેણુ નીકળે છે.

જેમ બહુ નાની ઉંમરમાં માતા થવાથી ફરજનો ખ્યાલ રહેતો નથી તેમ બહુ મોટી ઉંમરે માતા થવાથી પણ બાળકને હાનિ થાય છે. એક સ્ત્રીને ચાળીસ વરસની ઉંમરે પહેલું સંતાન થયું. એણે રાખેલી સતન વાજના મુજબ એ છોકરો જ હતો. પણ દાકતરભાઈ જે એનાં કુટુંબીજન જેવાં હતાં તે સમજ્યા હતા કે સ્ત્રીને આટલી મોટી ઉંમરે સંતાન-પ્રાપ્તિનો હરખ એટલો બધો છે અને પુત્રની આકાંક્ષા એટલી બધી બળવાન છે કે એ બન્ને સફળ થવાથી એનુ મગજ ખમી જશે. એટલે એમણે પહેલા બે-ચાર દિવસ તો એને એમ જ કહ્યું કે છોકરી જન્મી છે. 'હશે, છોકરી તો છોકરી' કહી તેણે મન વાળ્યું. પછી જ્યારે જરા સશક્ત થઈ ત્યારે જ સાચી હકીકત જણાવી શકાઈ. આટલી બધી પુત્ર-કામના છતાં એ સ્ત્રીને ધીમે ધીમે બાળક તરફ અભાવ થતો ગયો. એટલે સુધી કે 'છોકરો રડે છે' એમ કોઈ કહે તો 'મારી આગળ છોકરાની વાત કરશો નહિ' એમ બોલી ઊઠતી. નોકર-ચાકરો-આયાને સોંપી મૂકેલો એ પુત્ર વગેરેનો થઈ મરી ગયો.

આવા વર્તનનું કારણ એ હતું કે સ્ત્રી ચાળીસ વર્ષની ઉંમર સુધી પોતાનામાં જ રચીપચી રહી હતી. શ્રીમંત ઘરની શેઠાણી હતી એટલે 'હા જી હા' કરી ખુશામત કરનારાં ચારે તરફ વસતાં હતાં. સૌ કોઈ એની તહેનાત ઉઠાવતું, એને કોઈ માટે કશું કરવાનું નહોતું. ત્યારે માતૃપદ તો એવી ચીજ છે કે એ અનેક જાતના ત્યાગ અને ભોગ માગે છે. માતાને પોતાના ખોરાક ઉપર સંયમ રાખવો પડે છે, ફરવાફરવાની

દૂધ ઉપર કાપ મૂકવો જરૂરી બને છે, ઉજાગરા પણ કરવાના આવે છે. દરેક કામમાં બાળકની સગવડ પહેલી જોવી પડે છે. આ બધા ભોગ આપના, ત્યાગ કરવા એ સ્ત્રીનું મન ઘડાયલું નહોતું, અને ચાળીસ વર્ષની ઉંમરે નવા પ્રકારનું જીવનઘડતર શરૂ કરવું એ એને માટે શક્ય નહોતું. બાળકની ઇચ્છા તો વાંઝિયામહેણું ટાળવા પૂરતી જ હતી.

મોટી ઉંમરે સંતાન પ્રાપ્ત કરનાર બધી જ માતાઓ આ સ્ત્રી જેવી સ્વાર્થી હોય છે એમ ન માની લેવાય. એ સ્ત્રી સ્વભાવથી જ વધારે પડતી સ્વાર્થી હશે અને શ્રીમંતાઈએ એને ખોટી ટેવો પાડેલી. તે છતાં બહુ મોટી ઉંમરે સંતાન થાય ત્યાં આ પ્રકારનો ભય રહે છે. અમુક પ્રકારની ટેવો બંધાઈ ગઈ હોય તેમાં બાળકના આવ્યાથી દખલગીરી થાય તે સહન થઈ શકતું નથી. પરિણામે બાળકની જોઈએ તેવી સંભાળ લેવાતી નથી.

માતા થવાની લાયકાત કેળવવા માટે બાળઉછેરનાં પુસ્તકો વાંચવા તે બસ નથી. બાળકની તંદુરસ્તી માટે એ પુસ્તકો જરૂરી છે જ પણ એ એકલું જ માનાનું લક્ષ્ય નથી. બાળકને માટે સર્વસ્વ ન્યોછાવર કરવા માતાની તૈયારી હોવી જોઈએ પણ સાથે વેવલાં બની બાળકને મોઢે ચઢાવી મૂકવું એ પણ સમાજવિરોધી કાર્ય છે. માતાએ સમજવાનું છે કે એના હાથમાં ભાવિ નાગરિકના જીવનનું ઘડતર થાય છે. આ એક ગંભીર જવાબદારી છે. તે અદા કરવા માટે પોતે લાયકાત કેળવવાની છે.

આ જવાબદારી અદા કરવા માટે મન નિખાલસ અને પૂર્વગ્રહોથી મુક્ત રાખવું પડશે. અમુક પદ્ધતિ જ સારી, અમુક ખોટી એમ પહેલેથી જ પક્ષપાત બાંધીને બેસી જવાથી ઊલટું નુકસાન થાય છે. આસપાસ સર્વત્ર જોતાં કઈ પદ્ધતિ સફળ નીવડી છે, બાળકને તંદુરસ્ત અને સંસ્કારી કરવામાં સહાયક બની છે એ બાબત સારાસાર વિવેકની શક્તિ વિકસાવવી પડશે. આ કરવા માટે સ્ત્રીની પોતાની બુદ્ધિ પણ શિક્ષિત

અને વિકસિત હોવી જોઈએ. ઉપર શ્રી. અંજારિયાનાં વાક્યો ઉતાર્યાં છે તેમાં એમણે લખ્યું છે કે પાંચ વરસનું બાળક થતાં એને નિશાળે મૂકી દઈ માતા પોતાની ફરજ પૂરી થઈ સમજે છે. આજે અઢી વરસના બાળકને બાલમંદિરમાં મોકલી દઈ એવું જ સમજે છે. માતાના આરામ માટે તેમ જ એને બીજાં ઘરનાં કામો કરવાની ફુરસદ આપવા માટે બાલમંદિરો એક જરૂરી સાધન પૂરું પાડે છે. એ હેતુથી માતા બાળકને ત્યાં મોકલતી હોય તો એમાં એનો દોષ પણ નથી; પણ બાળકના ઘડતરનું બધું જ કામ બાલમંદિરો કરશે અને માતાએ તો ફક્ત ત્યાંથી શીખી લાવેલી કવિતાઓ બાળક ગાય તે સાંભળીને કે મિત્રમંડળને સંભળાવીને રાજી થવા સિવાય કશું કરવાનું નથી એ માન્યતા બહુ ભૂલભરેલી છે. બાળક બાલમંદિરમાં તો ચારેક કલાક જ રહે, બાકીનો બધો વખત માતા પાસે જ રહે છે. એટલે એના સંસ્કારનું સિંચન વધારે ભાગે મા જ કરે છે. બાલમંદિરો કે બીજી શાળાઓમાં પાડેલી શિસ્તની, સભ્યતાની ટેવો ઘરમાં વધારે વિકાસ પામે તેની સંભાળ માએ જ રાખવાની છે. 'એક માતા સો શિક્ષકની ગરજ સારે છે' એવું વારંવાર તાળીઓના ગડડાટ વચ્ચે કહેવામાં આવે છે, પણ કેટલી માતાઓ આનો અર્થ સમજે છે તે બોલનાર કે તાળી પાડનાર વિચારતાં નથી.

સુખી ગૃહજીવન વિષે અનેક પ્રકારે વિચાર કર્યા પછી દુઃખી ગૃહજીવન વિષે થોડું વિચારીએ. કોઈ પણ કારણસર દંપતીનો મેળ ન હોય ત્યાં બાળકોની દશા બહુ કફોડી થાય છે. ઘરમાં નિરંતર કજિયા કંકાસ ચાલતાં હોય ત્યાં બાળકો ઉપર ધ્યાન ઓછું દેવાય છે. ઘર એટલે કંકાસ, એવી છાપ બાળકો ઉપર પડી એટલે એ લોકો ઘરમાંથી દૂર જ રહેવાની તક શોધ્યા કરે છે.

માબાપ જુદાં પડ્યાં હોય ત્યાં આથી પણ વધારે કરુણ દશા થાય છે. નવા છૂટાછેડાના કાયદાને લઈને જ જુદાં થયાં હોય એવું નથી.

પત્નીને ઘરમાંથી વાંકે કે વગરવાંકે કાઢી મૂકી હોય એ આપણે ત્યાં નવાઈની વાત નથી. કાયદો એવો વિચિત્ર છે કે આવી સ્થિતિમાં પણ સંતાનો ઉપર વાલીપણું બાપનું રહે છે. તાજેતરમાં એવો દાખલો બન્યો હતો કે સાસરિયાં અને વરે મળી જુવાન વહુને મારીને કાઢી મૂકી, પણ એને ખાસ વધારે દુઃખી કરવા એના ધાવણા છોકરાને પોતાની પાસે રાખ્યો. વહુની અત્યંત કાકલૂદીભરી આજીજીને પણ ઠોકરે મારી. આડોશીપાડોશી, સગાંવહાલાંમાં એવી વાત ફેલાવી કે વહુ છોકરાને સંભાળતી નથી. લાંબો વખત પંચાત ચાલ્યા પછી ગામના સમજુ લોકોએ વચ્ચે પડી છોકરો માને અપાવ્યો ત્યારે એ પોષણ વગર તદ્દન નબળો થઈ ગયો હતો અને શરીર ઉપર ભયંકર ચાંદાં પડેલાં હતાં. આથી જણાય છે કે આમાં પતિ કે સાસરિયાંને છોકરો જોઈતો નહોતો— ફક્ત એની માને આટલા એક સુખથી પણ વંચિત રાખવી હતી.

કાયદો માતાને કેટલી હદ સુધીનો અન્યાયી છે તે એક બીજા દૃષ્ટાંત ઉપરથી જણાશે પુત્રના જન્મ પછી માંદી રહેતી એક સ્ત્રી ઘણા મહિના પિયર રહી પતિદેવ આથી નારાજ થઈ ગયા અને બીજું લગ્ન કર્યું. બીજી પત્નીની ચઢાવણીથી પહેલીના નાના છોકરાનો કબજો પોતે લઈ લીધો. આમાં પણ પહેલી પત્નીના દુઃખમાં વધારો કરવાનો જ ઇરાદો હતો. છોકરાને નવી મા બહુ દુઃખ દે છે એ સાંભળી એની પોતાની મા બહુ વ્યાકુળ રહેતી અને આખરે દુઃખ ન સહી શકાયાથી એક દિવસ છોકરો નોકર સાથે બહાર ફરવા ગયો હતો ત્યાંથી ઉપાડી ગઈ. છોકરો પોતાની જન્મદાતા મા પાસે રહે અને એને દુઃખ દેનાર નવી મા કે બેદરકાર બાપ પાસે ન જ રહે એ સ્વાભાવિક સ્થિતિ ગણાય. તે છતાં અન્યાયી, એકતરફી કાયદાનો આધાર લઈ પતિએ જૂની પત્ની ઉપર પુત્રનું અપહરણ કર્યાનો આરોપ મૂકી કોર્ટમાં ફરિયાદ કરી. કાયદાએ પણ અન્યાયી 'ન્યાય' જ આપ્યો અને સ્ત્રીને પોતાના પુત્રપ્રેમ માટે સજા કરી !

બાળકના વાલીપણાનું બિલ આપણી લોકસભા સમક્ષ આવવાનું છે. આ બિલમાં આવી અન્યાયી કલમો દૂર કરવામાં આવશે અને માતાને એનો સાચો હક આપવામાં ઢીલ નહીં થાય એમ આશા રાખીશું. બાપને તો કમાણી હોય તેથી બાળકનું પોષણ કરી શકે, મા ગમે તેટલું હેત રાખે પણ એની પાસે બાળક ભૂખે મરે એવી દલીલ કેટલાંક કરે છે; પણ માત્ર પૈસો હોવાથી બાળકનું પોષણ થતું નથી. એને માટે હૃદયની લાગણી પણ જોઈએ છે. "છોકરાં બાપના રાજ્યમાં ન સમાય પણ માના રેંટિયામાં સમાય' એ જૂની કહેવત તદ્દન સાચી છે. માની આર્થિક સ્થિતિ ગમે તેવી નબળી હોય પણ એ અડધી ભૂખી રહીને પણ છોકરાંને પોષે. બાપને ત્યાં વૈભવની છોળો ઉછળતી હોય તોપણ જો કાળજી કરનારી મા ત્યાં ન હોય તો બાળક સામે કોઈ જોતું નથી. ઘણા પૈસાદાર બાપને પણ છોકરાં ભારે પડે છે ને કાઢી પણ મૂકે છે.

માતા હંમેશાં સંતાનના શ્રેયમાં રાજી હોય છે, પોતાના હક તરીકે એને પકડી રાખવા માગતી નથી. આથી ત્યકતા માને જો એમ જ લાગે કે બાળકનું શ્રેય બાપની પાસે રહેવામાં છે તો એ પોતાનો હક જરૂર છોડી દે. પણ કાયદો તો એવો ન્યાયી જ હોવો જોઈએ કે સંતાનો ઉપર પહેલો હક માનો હોવો જોઈએ.

એક બાબતમાં સ્ત્રીઓએ પોતાની જાતિને કલંક લગાડ્યું છે અને તે અપર માતા તરીકેના વ્યવહારમાં. સાસુપણા કરતાં પણ કદાચ વધારે દુષ્ટ પ્રકારની ક્રૂરતા સાવકી માના વર્તનમાં દેખાય છે. પોતાની મનસ્વી આજ્ઞા ન માનનાર સાવકા પુત્રને ગજ્જ કરવા બરફના ચોસલા ઉપર બાંધીને સુવાડી રાખનાર નવી માબૂમ પ્રતિષ્ઠિત ગણાતા શહેરી કુટુંબમાં જોઈ છે.

'કળજુગની સ્ત્રીઓ તો ક્યાં સાવકાં છોકરાં ઉપર હેત રાખે છે!' 'જૂના વખતમાં ભણતર નહોતું પણ સંસ્કાર હતા અને તેને લઈ સ્ત્રીઓ શોકનાં છોકરાં ઉપર પણ વહાલ રાખતી' એવાં એવાં વાક્યો

લેખોમાં વાચ્યા છે. આવું લખનાર, માનનારને પૂછીશું કે રામચંદ્રને શાથી વનવાસ લેવો પડ્યો ? ધ્રુવને છેક શિશુવયમાં કોને લીધે તપશ્ચર્યા કરવા જવું પડ્યું ? એમની અપર માતા તો સત્યયુગની સ્ત્રીઓ હતી, તે છતાં શૌકના પુત્ર તરફ આવો ક્રૂર વર્તાવ કર્યો. ગરુડની માતા વિનતાને તો એની સગી બહેન કદ્રુ જ શૌક હતી. તે છતાં કદ્રુએ કપટ કરી શરતમાં વિનતાને હરાવી એને દાસી કરી હતી અને એને તથા એના પુત્રોને દુઃખ દીધું હતું. પ્રાચીન પુસ્તકોમાંથી આવાં અનેકાનેક દૃષ્ટાંતો જડી આવે છે. લોકકથાઓ, વ્રતકથાઓ અને ઐતિહાસિક વાતો, એમ:બધે જ નવી માના જુલમી વર્તનના દાખલા જોઈએ તેટલા છે.

પરંપરાગત અપર માતાનું આવું વર્તન ચાલ્યું આવે છે માટે એ છૂટ છે કે અનિવાર્ય પણ છે એમ કહી શકાય જ નહિ. એમ કહેવામાં આવે છે કે નવી માના અમાનુષી વર્તન પાછળ જાતીય ઈર્ષા સમાયલી છે. પોતે જે પતિ સાથે સુખ ભોગવે છે તે જ પતિ ઉપર બીજી સ્ત્રી પણ અધિકારિણી હતી અથવા છે એ વિચારથી એનું મન ઈર્ષાથી બળી જાય છે; એટલે જ એ બીજી સ્ત્રીનાં છોકરાંને દુઃખ દઈ એ સ્ત્રી ઉપરનું વેર વાળે છે. આવી ઈર્ષાની લાગણી કુદરતી હોય તોપણ કુદરતી લાગણીઓ ઉપર અંકુશ મૂકવામાં જ માણસની મહત્તા છે.

વળી સ્ત્રીઓ સાવકાં છોકરાંને જ દુઃખ દે છે એમ નથી. પનારે પડેલાં ભાણેજ, ભત્રીજાં, નાની નણંદો, દીયર—એ બધાં તરફ સ્ત્રી અત્યંત ક્રૂર વર્તન રાખતી ઘણી વાર જોવામાં આવે છે. આમાં તો જાતીય બાબતની કુદરતી ઈર્ષાનો પણ સવાલ નથી. ઉત્પત્તિનું કારણ ગમે તે હોય પણ સ્ત્રીના મૃદુ સ્વભાવની દૃષ્ટિએ કે સામાન્ય માનવતાની દૃષ્ટિએ પણ આવા વર્તનનો કશો બચાવ નથી. જે સ્ત્રી આવું ક્રૂર વર્તન પોતાને આશરે પડેલાં સાવકાં કે બીજાં કોઈ બાળકો ઉપર રાખે તે તિરસ્કારને પાત્ર જ છે—પછી ભલે એ પોતાને ધર્મિષ્ઠ, બુદ્ધિશાળી, વ્યવહારકુશળ કે સમાજસેવિકા પણ ગણાવતી હોય.

આપણે જોયું કે પત્ની કરતાં પણ માતાની જવાબદારી અનેકગણી વધારે છે. સ્વ. કવિ ન્હાનાલાલ સ્ત્રીઓને ઉદ્દેશીને એક ઠેકાણે કહે છે: "વિધાતાની યોજનામાં તમારા ઉપર સંતાનસંરક્ષણનો એવો દુર્ધર્ષ ભાર મૂકવામાં આવ્યો છે કે તેમાં તમારી બધી શારીરિક અને માનસિક સંપત્તિ અને તમારા હૃદયની વિશાળતાની મર્યાદા સમાપ્ત થઈ જાય છે એમ તમે કહો તો અમારે સ્વીકારવું પડે. અમારા ઘરના કે બહારના જીવનમાં તમારી અમને સહાયતા નથી એવો અમે તમારા ઉપર આરોપ મૂકીએ ત્યાં તમારા આ કાર્યની વિષમતાની પૂરી તુલના અમે કરી શકતા નથી એમ જ અમારે કહેવું જોઈએ."

સંતાનો નઠારાં નીવડે તો તેનો દોષ સામાન્ય રીતે માતાને દેવાય છે અને તે ઘણે અંશે ખરું પણ હોય છે. માણસમાં જે સંસ્કારો મોટી ઉંમરે ખીલી નીકળે તેનું બીજ છેક નાની વયમાં વવાયું હોય છે. એટલે એ સંસ્કારો માતાના ઉછેરનું પરિણામ ઘણે અંશે હોય છે; જો કે વંશપરંપરા વારસામાં મળેલા ગુણ, અવગુણો તેમ જ આર્થિક અને સામાજિક સંજોગો પણ માણસના ઘડતરમાં ભાગ ભજવે છે ખરા. તે છતાં જ્યારે માતાની જવાબદારી મોટી ગણવામાં આવી છે ત્યારે એને માટેની લાયકાત પણ હોવી જ જોઈશે.

માતા અભણ હોય એટલું જ નહિ પણ શિક્ષણ પ્રત્યે એને અભાવ હોય તો નવી પ્રજા શિક્ષણમાં રસ લેતી ક્યાંથી થાય? શ્રી. કનૈયાલાલ મુનશીની 'કોનો વાંક' એ નવલકથાના પુસ્તકમાં વાર્તાનાયક મુચકુંદ પોતાની પત્નીને પૂછે છે, "કે તું કાંઈ ભણી છે?" ત્યારે એ પત્ની જવાબ દે છે, કે "મારી બા કહે છે કે ભણે એને બાળવાને પણ બાર મણ લાકડાં જોઈએ અને ના ભણે એને બાળવાને પણ બાર મણ લાકડાં જોઈએ. તો પછી નકામી ભણવાની માથાકૂટ શું કામ કરવી?" માતા આવી અક્કલ વગરની દલીલ કરે એટલે બાળકો પણ એમાં માનતાં થઈ જાય

અને દેશને અભણ પ્રજા જ મળવાની. શિક્ષિત માતા શિક્ષણની કિંમત સમજે અને સંતાનોને શિક્ષિત કરવા પ્રયત્ન કરે જ.

ધર્મને નામે ચાલતા વહેમ અને અંધશ્રદ્ધાથી ભરપૂર આચારોને સ્ત્રીઓ જ મોટે ભાગે પોષે છે. જો કે પુરુષવર્ગ પણ કાં તો સ્ત્રીઓને નારાજ ન કરવા માટે અથવા એવા આચારોમાં કદાચ કાંઈ તથ્ય હોય અને ન પાળવાથી દૈવી કોપ ઊતરે એ બીકે એ સર્વનું પાલન જોયા કરે છે. આવા વાતાવરણમાં નવી પ્રજા સ્વતંત્ર માનસ ધરાવતી, પ્રગતિશીલ ક્યાથી થાય ? સ્ત્રીઓ એ બધાં ગૂંચળાંમાંથી નીકળે તો જ આખી પ્રજા એમાંથી બહાર આવે.

---

૧૨

## વિધવા

"હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાખ્યા છે. જ્યારે જ્યારે પુરુષવર્ગને પોતાનાં દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી સામે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરુષને જોઈ હું હસું છું. પુરુષ તો પોતાના દુઃખનું નિવારણ કરે. તેનું દુઃખ તેની મૂર્ખાઈને લીધે હોય છે. ઘણું દુઃખ તો કેવળ આર્થિક લોભને ખાતર ભોગવે છે. પણ વિધવાનું શું ? તેનો બિચારીનો પોતાના દુઃખમાં હાથ જ નથી. તેના દુઃખનું નિવારણ તેની પાસે નથી જ.: રૂઢિધર્મે તે દ્વાર તદ્દન બંધ કર્યું છે. **વિધવાનું દુઃખ જ તેનું સુખ મનાયું છે.**"

મહાત્મા ગાંધી પોતાના વિધવા વિષેના પ્રખ્યાત લેખ 'ત્યાગમૂર્તિ' માં આ પ્રમાણે લખે છે. જેમણે જગત સમસ્તનાં દુઃખ ઝીણવટથી જોયાં હતાં તે વિધવાનાં દુઃખ જોયા વિના કેમ રહે ?

આગળ જતાં તેઓ કહે છે : "વિધવાને જો દુઃખ થાય તો તે કોને સંભળાવે ? જો જગતમાં કોઈને સંભળાવી શકે તો તે માને જરૂર સંભળાવે. પણ સંભળાવીને કરે શું ? માની મદદ શી મળે ? 'ધીરજ રાખ બહેન' એટલું કહી મા પોતાને કામે વળગે. માનું ઘર તેનું ઘર જ ક્યાં છે ? વિધવાને તો સાસરે રહેવું. સાસુનું દુઃખ તો વહુ જ જાણે. વિધવાને તો સેવા જ ધર્મ, દિયેરની, જેઠની, સાસુની, સસરાની, જે આવે તેની તેણે સેવા જ કરવાની. એ સેવા કરતાં થાકતી જ નથી. તે તો વધારે સેવા કરવાનું બળ માગે છે."

અને દેશને અભણ પ્રજા જ મળવાની. શિક્ષિત માતા શિક્ષણની કિંમત સમજે અને સંતાનોને શિક્ષિત કરવા પ્રયત્ન કરે જ.

ધર્મને નામે ચાલતા વહેમ અને અંધશ્રદ્ધાથી ભરપૂર આચારોને સ્ત્રીઓ જ મોટે ભાગે પોષે છે. જો કે પુરુષવર્ગ પણ કાં તો સ્ત્રીઓને નારાજ ન કરવા માટે અથવા એવા આચારોમાં કદાચ કાંઈ તથ્ય હોય અને ન પાળવાથી દૈવી કોપ ઊતરે એ બીકે એ સર્વનું પાલન જોયા કરે છે. આવા વાતાવરણમાં નવી પ્રજા સ્વતંત્ર માનસ ધરાવતી, પ્રગતિશીલ ક્યાંથી થાય ? સ્ત્રીઓ એ બધાં ગૂંચળાંમાંથી નીકળે તો જ આખી પ્રજા એમાંથી બહાર આવે.

---

## ૧૨

# વિધવા

"હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાખ્યા છે. જ્યારે જ્યારે પુરુષવર્ગને પોતાનાં દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી સામે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરુષને જોઈ હું હસું છું. પુરુષ તો પોતાના દુઃખનું નિવારણ કરે. તેનું દુઃખ તેની મૂર્ખાઈને લીધે હોય છે. ઘણું દુઃખ તો કેવળ આર્થિક લોભને ખાતર ભોગવે છે. પણ વિધવાનું શું ? તેનો બિચારીનો પોતાના દુઃખમાં હાથ જ નથી. તેના દુઃખનું નિવારણ તેની પાસે નથી જ.: રૂઢિધર્મે તે દ્વાર તદ્દન બંધ કર્યું છે. વિધવાનું દુઃખ જ તેનું સુખ મનાયું છે."

મહાત્મા ગાંધી પોતાના વિધવા વિષેના પ્રખ્યાત લેખ 'ત્યાગમૂર્તિ'માં આ પ્રમાણે લખે છે. જેમણે જગત્ સમસ્તનાં દુઃખ ઝીણવટથી જોયાં હતાં તે વિધવાનાં દુઃખ જોયા વિના કેમ રહે ?

આગળ જતાં તેઓ કહે છે : "વિધવાને જો દુઃખ થાય તો તે કોને સંભળાવે ? જો જગતમાં કોઈને સંભળાવી શકે તો તે માને જરૂર સંભળાવે. પણ સંભળાવીને કરે શું ? માની મદદ શી મળે ? 'ધીરજ રાખ બહેન' એટલું કહી મા પોતાને કામે વળગે. માનું ઘર તેનું ઘર જ ક્યાં છે ! વિધવાને તો સાસરે રહેવું. સાસુનું દુઃખ તો વહુ જ જાણે. વિધવાને તો સેવા જ ધર્મ. દિયરની, જેઠની, સાસુની, સસરાની, જે આવે તેની તેણે સેવા જ કરવાની. એ સેવા કરતાં થાકતી જ નથી. તે તો વધારે સેવા કરવાનું બળ માગે છે."

પોતાના કાંઈ પણ વાંક વગર જગતમાં જો કોઈ પણ પ્રાણી અસહ્ય યાતના વેઠતું હોય તો તે હિંદુ વિધવા છે. આપણા સમાજનું એ એક મોટું અંગ છે, કારણ એમની સંખ્યા ઘણી જ મોટી છે. તે છતાં એ તિરસ્કૃત અંગ છે. એની અનગણના થાય છે એટલી બીજા કોઈની થતી નથી

પતિનું મૃત્યુ એ સ્ત્રીને માટે અત્યંત શોકનો પ્રસંગ છે. એના મનની વ્યથા એ જ જાણે છે. પણ જે વખતે એને આશ્વાસનની, સહાનુભૂતિની ખરી જરૂર છે તે જ વખતે એના ઉપર જુલમની ઝડીઓ કુટુંબીઓ વરસાવે છે. શ્રી. લક્ષ્મીબહેન ડોસાણી લખે છે તેમ વિધવા થયા પછી સ્ત્રીને 'પૂરેપૂરી પરાસ્ત કરી દેવા માટે પાછળ રહેલાંએ કાંઈ ઓછો કેર નથી વર્તાવ્યો' તેમ જ 'મરનારનો શોક ભૂલીને આખા ઘરનાં લોકો મારા ઉપર જ ઝેર ઓકવા લાગ્યાં,' એવો અનુભવ મોટા ભાગની વિધવાઓને થાય છે. એ બહેન કહે છે, 'મને આશ્વાસનની કે સુખની તૃષ્ણા જ ન હતી. કેમ કે તે હિંદુ વિધવાને મળી શકતું નથી એમ હું સમજતી.'

હિંદુ વિધવાનાં દુઃખો સંબંધી વિવેચન માટે તો એક આખું નિરાળું પુસ્તક જોઈએ. એને દુઃખ એક પ્રકારનું નથી હોતું – અનેક પ્રકારનું હોય છે. એના પતિના મરણનું નિમિત્ત એ પોતે છે એમ સૌ ગણે છે. એનાં પૂર્વ જન્મનાં પાપ કે ખરાબ પગલાનું જ એ પરિણામ ગણાય છે. વરકન્યાના જન્માક્ષર મેળવનાર કે લગ્નનાં શુભ મુહૂર્ત કાઢી આપનાર જોશીઓને આવી કશી ખબર નથી હોતી એ નવાઈ જેવું નથી? વળી લગ્નમાં સર્વ પ્રકારનું મંગલ કરવા માટે ગણપતિની, ગોત્રજની પૂજા, ગ્રહોની શાંતિ એ બધું કરવામાં આવે છે. એ સર્વની ઉપરવટ થઈને સ્ત્રીનાં પૂર્વજન્મની કરણી કે એનાં અપશુકનિયાળ પગલાં કામ કરે છે એમ માનવું પડે!

વિધવાનાં દુઃખની શરૂઆત એના પતિનો જીવ જાય ત્યારથી જ થાય છે – કોઈ વાર તે પહેલાંથી પણ થતી દેખાશે. પતિની છેલ્લી ઘડી હોય ત્યારે એની સાથે પત્નીની મુલાકાત ન થવા દેવી એવો હૃદયહીન વ્યવહાર અનેક વડીલ સ્ત્રીઓ કરે છે. અજ્ઞાન સ્ત્રીઓ જ આમ દંપતીને છેલ્લી અંતરની વાત કરી લેતાં અટકાવે છે એવું નથી. પોતાને વિદ્વાન અને ધર્મિષ્ઠ માનનાર સાસુઓને પણ આવું દુષ્ટ આચરણ કરતી જોઈ છે. પતિ છેલ્લા શ્વાસ લેતો હોય, પત્નીનું મન આકુળવ્યાકુળ થઈ રહ્યું હોય, એનાં આંસુનો ધોધ વહી રહ્યો હોય, તેવે વખતે પણ શબને આપવાના પિંડ બનાવવા માટે એ ત્રાસેલી પત્નીને રસોડામાં બેસાડી હોય એવા દાખલા પણ જોયા છે. હજી પતિના ખોળિયામાં જીવ છે, ત્યાં એના મુડદાને આપવાની ચીજ એની જ પત્ની પાસે તૈયાર કરાવવી એનાથી વધારે ક્રૂરતા કઈ હોય ?

જ્યાં જ્યાં હજી રડવાકૂટવાનો ચાલ છે ( અને હજી મોટે ભાગે ગામડામાં અને શહેરોમાં પણ ઘણે ઠેકાણે ચાલુ છે ) ત્યાં વિધવા થનાર સ્ત્રી ઉપર શું શું વીતે છે તે વર્ણવ્યું જાય એમ નથી. રડવાકૂટવાનું નિર્લજ્જ નાટક ભજવાય છે તેમાં વિધવા થનાર સ્ત્રીને જોરજુલમથી આગેવાન ભાગ લેવડાવવામાં આવે છે. તેના શરીર અને મનને જે ભયંકર ત્રાસ થાય છે તે કોઈ સમજી શકે તેમ નથી.

ઘણી જ્ઞાતિઓમાં એવો રિવાજ છે કે પતિનું મરણ થતાં વિધવાને સારાં સારાં કપડાં દાગીનાના શણગાર સજાવવામાં આવે છે અને પછી તે બધા જ ઉતારી લેવાય છે. સ્ત્રીનું મન પતિના મરણથી અપાર દુઃખ અનુભવતું હોય તે જ વખતે એને આમ શરીર શણગારવાની ફરજ પાડવી એ એના ભાગ્યની ક્રૂર મશ્કરી છે. શ્રી લક્ષ્મીબહેન ડોસાણી કહે છે તે તદ્દન સાચું છેઃ " મરનારની સ્ત્રીને આમ શણગારીને બીજે જ દિવસે બાવી બનાવી સર્વસ્વ લૂંટી લેવું એમાં શું મરનારનું અને

જીવનારનું ભયંકર અપમાન નથી? સંસ્કૃતિના પૂજારીઓ હિંદુ સંસ્કૃતિનાં ગમે તેટલાં વખાણ કરે અને એમની પાછળ ગમે તેવો ઇતિહાસ હોય છતાં મને તો એ રૂઢિ મારું અને મરનારનું ઘોર અપમાન કરનારી લાગી. મારી નિર્દય મશ્કરીનો એમાં મને ભાસ થયો. આવો ક્રૂર સંસ્કાર કરવાને બદલે મને એકદમ ફાંસીને માંચડે ચડાવી દીધી હોત તો હું વધારે સુખી થાત અને સંસારલીલા જલદી પૂરી થઈ જાત."

આથી પણ વધારે ક્રૂર સંસ્કાર – જે સંસ્કાર શબ્દને લજવનારો અધમ આચાર માત્ર છે – તે વિધવાનું કેશવપન. આ રિવાજ માત્ર પુરુષના માલિકપણાની ભાવનાનું સમર્થન કરનારો છે. પતિ મરણ પામે એટલે પત્નીને એવી વિરૂપ બનાવી દેવી કે બીજા કોઈ પુરુષની નજરમાં એ આકર્ષક બની શકે જ નહિ અને મને-કમને પણ વિધવાને પોતાના મરનાર પતિને વફાદાર રહેવું જ પડે.

પહેલાના વખતમાં તો ગમે તેટલી નાની ઉંમરે વિધવા થનાર છોકરીને મુંડન કરાવવું જ પડતું. એક મરાઠી પુસ્તક 'વિધવા વપન-અનાચાર' એના લેખક પોતાના આ પુસ્તકમાં લખે છે કે એક બ્રહ્મભોજન વખતે એમણે જોયું તો એક નવ વરસની છોકરી 'માથે મુંડો અને હાથમાં નહિ ચૂડો' એવી સ્થિતિમાં પોતાની સરખી ઉંમરની છોકરીઓ સાથે રમતગમતમાં મશગૂલ હતી. એને પોતાની દશાનું ભાન નહોતું. એટલે એ ઉઘાડે માથે નિરાંતે ફરતી હતી, પણ સ્વર્ગના દલાલ બ્રાહ્મણના જોવામાં આવતા એને ધમકાવીને ત્યાંથી કાઢી મૂકી. કારણ એ અપશુકનિયાળ વિધવા બીજી પરણેતર કે કુંવારી છોકરીઓ સાથે શુભ પ્રસંગે ભળે તો બધાનું કલ્યાણ ભયમાં આવી પડે! 'લેખકે થોડા વખત પછી જોયું તો બીજી ઘરડી ડોશીઓ સાથે અંધારા ખૂણામાં રડતાં રડતાં એ જમતી હતી.

આ ક્રૂર દૃશ્યથી પ્રેરાઈને આ ભાઈએ પ્રસ્તુત પુસ્તક લખ્યું છે.

તેઓ પણ કહે છે કે કેશવપનનાં રિવાજમાં એક અનાથ સ્ત્રીને વિરૂપ કરવા સિવાય બીજો કોઈ હેતુ નથી. લેખકે ચાળીસપચાસ સ્મૃતિઓ જોઈ પણ એકેમાં વિધવાનું મુંડન કરવા વિષે ઉલ્લેખ જડ્યો નહિ. રામાયણમાંથી ઉતારો કરીને પણ એમણે બતાવ્યું છે કે દશરથ રાજા મરણ પામ્યા ત્યારનું વર્ણન જોતાં એમાં કોઈ સ્થળે એમની રાણીઓએ કેશવપન કરાવ્યા વિષે લખ્યું નથી.

એ પુસ્તક લખાયું ત્યારે દરેક સુધારકને પોતાના મતના સમર્થનમાં શાસ્ત્રોનો આધાર શોધવો પડતો, કારણ તે સિવાય લોકોને ગળે દલીલ ઉતારવી એ અશક્ય જ હતું. આજે તો આપણે સમજીએ છીએ કે દરેક રિવાજની કિંમત બુદ્ધિપૂર્વક વિચાર કરીને જ આંકવી જોઈએ. પ્રાચીન સમયમાં એ હતો કે નહિ અને શાસ્ત્રો એ વિષે શું કહે છે તે જોવા જવાની કશી જરૂર નથી. યુગે યુગે દરેક પ્રકારની નીતિ બદલાતી આવી છે અને સામાજિક રિવાજો એમાંથી બાતલ નથી.

વિધવાના વાળ ઉતરાવવાથી એને જે ભયંકર માનસિક આઘાત લાગે છે તે બીજું કોઈ સમજી શકે તેમ નથી. એના વ્યક્તિત્વનું, એની માનવતાનું એમાં ઘોર અપમાન છે. લાખો વિધવાઓ એ રીવાજને તાબે થતી આવી છે અને હજીએ થાય છે તેથી એની યોગ્યતા જરા પણ સિદ્ધ થતી નથી. માત્ર વિધવા થનાર સ્ત્રીને સમાજે કેવી લાચાર બનાવી દીધી છે, એટલું જ એથી સ્પષ્ટ થાય છે. કાઠિયાવાડની કેટલીક જ્ઞાતિઓમાં એવો રિવાજ છે કે પતિના મરણ પછી દશમાને દિવસે વિધવાના વાળ ઉતારાવી એના માથા ઉપર ઊકળતું પાણી નાખવું ! માનસિક યાતના ઉપર આ રાક્ષસી શારીરિક અત્યાચારનું રહસ્ય ખબર નથી, પણ જે રૂઢિચુસ્તો આ પાશવી રિવાજ પાળતાં હોય, પળાવવાનો આગ્રહ રાખતાં હોય, તેમનાં પથ્થરનાં હૃદયો કેવળ ધિક્કારને પાત્ર છે. એથી વિશેષ શું કહી શકાય ?

પતિની પાછળ વિધવા વાળ ન ઉતરાવે તો મરનારને સ્વર્ગ ન મળે, એ ત્રિશંકુ માફક અધ્ધર લટકે, એવી બીક બતાવી વિધવાને એ ક્રૂર રિવાજને વશ થવા ફરજ પાડવામાં આવે છે. વિધવાની બધી પરિસ્થિતિ આમ પરલોક દ્વારા જ ઘડાતી માનવામાં આવે છે. વિધવાનાં સમસ્ત દુઃખો એની પેલા ભવની કરણીના ફળરૂપ ગણાય છે, એને એ અસહ્ય દુઃખો દેનાર વ્યક્તિઓ કે સમાજનો કશો દોષ નથી, એ પરલોકની ભાવનાનો એના જીવનમાં મોટો હિસ્સો છે. અને પતિને સ્વર્ગ અપાવવા માટે એણે આ લોકમાં નરકનું ભાન કરાવતી સર્વ યાતના વેઠવી, બધા જ ત્યાગ કરવા, દરેક પ્રકારનાં અપમાન સહન કરવાં એ પરલોકની ભાવનાનો બીજો.પ્રકાર એણે સ્વીકારી જ લેવાનો.

વાળ ન ઉતરાવનાર વિધવા આખી જિંદગી સૂતકવાળી ગણાય, અને એનાથી રસોડે, પાણિયારે કે દેવસેવામાં અડકાય નહિ એવો વહેમી આચાર પણ વિધવાને લાચાર બનાવી દે છે.

(આ ક્રૂર રિવાજની અંદર રહેલું બીજું એક અનિષ્ટ ઘણાંખરાંની જાણ બહાર છે, પણ અનુભવીઓએ એ વિષે ખાતરી આપી છે. વાળ ઉતરાવવા માટે થોડી થોડી મુદ્દતે હજામ ઘરમાં આવે; પણ તેને ખુલ્લી રીતે બોલાવતાં વિધવાને સ્વાભાવિક રીતે અતિશય સંકોચ થાય. એટલે જ્યાં સગવડ હોય ત્યાં વિધવા એને પાછલે બારણેથી છાની રીતે બોલાવી અંધારા ઓરડામાં એકલી બેસી વાળ ઉતરાવે. આવી સ્થિતિમાં વિધવા ઉપર હજામ બળાત્કાર કરે અને શરમની મારી એ કશું જ બોલી શકે નહિ એવા દાખલા બનતા. કોઈ દાખલામાં વાસનાથી ઘેરાયલી વિધવા જાતે જ એને ખુશીથી વશ થતી. તે છતાં વાળ ઉતરાવવાનો 'ધાર્મિક' રિવાજ હજીએ આપણે ત્યાં ચાલુ છે !)

પતિના મરણ પાછળ વિધવાને એક વર્ષ ખૂણો પાળવો પડે છે. ઘરના અંધારા ખૂણામાં, એને પતિના મરણનું સ્નાન કરાવ્યા પછી

ખરેખરી ધક્કો મારીને પેસાડી દેવામાં આવે છે. ત્યા જ એ રાતદિવસ રહે છે. ખાવાપીવાનું પણ ત્યાં જ લાવી આપવામા આવે છે. એટલે એ નિમિત્તે પણ ઉઠાતું નથી. કાંઈ જોઈતું હોય તો માગી શકાતું નથી. આધુનિક વિચારમાં ઉછરેલાં તો માની પણ નહિ શકે કે ખૂણે બેઠેલી વિધવાને કુદરતી હાજતે પણ કોઈ વડીલ સ્ત્રી અડધી રાતે લઈ જાય ત્યારે જ જવાય છે. એમાં કોઈ વખત એક બે દિવસ ત્યાં ગયા વગર પણ કાઢી નાખવા પડે છે.[૧] આમાં જરા પણ અતિશયોક્તિ નથી. આવા અત્યાચારોથી પિડાઈ કોઈ વિધવા રોગગ્રસ્ત થઈ મરણ પામે તો એ ઉલટી ભાગ્યશાળી ગણાય છે ![૨]

આવું વર્તન કેટલેક અંશે શહેરોમાં ઘટ્યું હશે, પણ એને નવા સ્વરૂપમા મૂકનારાં અને એ સ્વરૂપને વખાણનારાં પણ નજરે પડે છે.

અમદાવાદથી નીકળતા 'પ્રજાબંધુ' એ સાપ્તાહિક પત્રના તા. ૮મી માર્ચ ૧૯૫૭ના અંકમા 'અખંડ આનંદ' માસિકમાંથી ઉતારેલો 'સંસારત્યાગ' નામનો લેખ પ્રકટ કરવામાં આવ્યો હતો. લેખકના મિત્રના કુટુંબમાં બનેલી સાચી હકીકતનું એમા વર્ણન હતું. લેખકે આ વર્ણનવાળી સ્થિતિને ખૂબ જ પ્રશંસાપાત્ર ગણી છે. ઘરમાં યુવાન પુરુષનું મરણ થવાથી એના મોટાભાઈ અને ભાભીએ ખાવાપીવાના, વસ્ત્રાભૂષણના બધા જ શોખ છોડી દીધા અને બ્રહ્મચર્યનું પણ વ્રત લીધુ. વ્રત બરાબર પાળવા માટે એ મોટો ભાઈ ચોવીસ કલાકમાં ફક્ત એક જ વખત સવારે જમવા માટે ઘેર આવતો. બાકીનો બધો જ વખત ઑફિસમાં ગાળતો. ઘરમાં આખો વખત ગમગીનીનું, શોકનું વાતાવરણ રાખવામાં આવતું. મોટાભાઈનાં બાળકો પણ ચુપચુપ બેસી રહેતા, જરૂર જેટલું નછૂટકે બોલતાં !

---

૧ જુઓ શ્રી મેઘાણીની 'ચિતાના અંગારા' એ પુસ્તકમાની 'લાડકો રંડાપો' એ વાર્તા.

૨ જુઓ એ જ વાર્તા.

વિધવાનું 'વૈધવ્ય દીપાવવા' માટે આવું વર્તન આ લેખમાં આદર્શરૂપ ગણ્યું છે. એનો અર્થ એ જ કે પતિના મરણ પાછળ સર્વસ્વનો ત્યાગ કરી વિધવાએ એક વૈરાગીથી પણ વિશેષ કષ્ટમય જીવન ગાળવું આવશ્યક માનવું જોઇએ. વીસ વર્ષની જુવાન સ્ત્રી પાસે તપોવનમા રહેનાર ઋષિમુનિઓને પણ દુર્લભ એવું સંયમી, રસવિહીન જીવન સંસારની વચ્ચે રહીને પળાવવું એ આ જમાનામાં યોગ્ય છે? જુવાન વિધવાનું દુ:ખ હળવું કરવાના ઉપાય યોજવાને બદલે એને પળેપળ એ દુ:ખનું ભાન રખાવ્યા કરવું એ કુટુંબીઓને છાજે છે?

સ્મશાનવૈરાગ્યને લઈ મોટાભાઈ, ભાભી કે બીજા કુટુંબીઓ કડક વ્રતનિયમો લઈ લે. પણ એમનો એ સંયમ આખી જિંદગી ટકશે જ એમ માનવું મુશ્કેલ છે. ધારો કે કદાચ એમણે એ ટકાવી રાખ્યો, તો પણ વીસ વર્ષની જુવાન છોકરી ઉપર તો એ પરાણે ઠોકી બેસાડવા જેવું જ થયું. પતિના મરણનો શોક તો "દુ:ખનું ઓસડ દહાડા" એ કહેવત અનુસાર સમય જતાં ઓછો થતો જાય. પછી સ્વાભાવિક રીતે એને સારું ખાવાપીવાનું, પહેરવાઓઢવાનું કે ફરવાહરવાનું મન થાય. તો પણ વડીલોનું સદા ગમગીન વર્તન જોઈ એને એ બધી વૃત્તિઓને દાબી દેવી પડે અને એ રીતે દબાવેલી ઇચ્છાઓનાં પરિણામ કદી પણ સારાં આવ્યાં જ નથી, અનિષ્ટ પરિણામો જ બધે દેખાય છે. એ જ વિધવા પિયર કે બીજા સંબંધીઓને ત્યાં જાય ત્યાં સંસારનું સામાન્ય વાતાવરણ હોય. તે જોઈ એને પોતાના ઘરના સૂનમૂન વાતાવરણનો કંટાળો નહિ આવે? કે પછી લેખકભાઈ અને તેમનાં એ 'વૈધવ્ય દીપાવવા'ની ઇચ્છાવાળાં સંબંધીઓ એમ માને છે કે એ જુવાન વિધવાએ જિંદગીભર ઘરની બહાર પગ જ ન મૂકવો?

કુટુંબીઓના આવા વર્તનથી તદ્દન ઊલટી જાતનો દાખલો બનેલો જોયો છે. એક યુવાન પુરુષ માત્ર થોડા કલાકની માંદગી ભોગવી મરણ પામ્યો. એની યુવાન વિધવાને માથે તો જાણે આભ તૂટી પડ્યું; પણ

એની સાવકી માતાને પણ કલ્પી ન શકાય એવો આઘાત લાગ્યો, કારણ એણે શોકયના એ પુત્રને છેક નાનો હતો ત્યારથી સગી માતા માફક જ લાડકોડથી ઉછેર્યો હતો. એનું દુઃખ સગી મા જેવું જ હતું; પણ કાળક્રમે એણે ધીરજ કેળવી. પુત્રવધૂને ઓછું ન આવે માટે એણે એને બધું જ પહેરવાઓઢવાની, ખાવાપીવાની, ફરવાહરવાની છૂટ આપી. પોતે જ્યાં જાય ત્યાં પુત્રવધૂને એ સાથે જ લઈ જાય છે. સાંજે ફરવા જવાથી માંડી લગ્ન, વિવાહ કે સરકારી દરબારી મેળાવડાઓમાં પણ સાસુવહુ સાથે ને સાથે. વેષ ઉપરથી વહુ વિધવા છે એમ કોઈ કલ્પી શકે નહિ. સાસુના પોતાના સગા પુત્રનો લગ્નપ્રસંગ આવ્યો ત્યારે પણ સૌભાગ્યવતી બાળી માફક જ વહુએ પહેરીઓઢી લગ્નમાં ભાગ લીધો. એમ નથી સમજવાનું કે એ વહુ સ્વચ્છંદી થઈ ગઈ છે. જુવાનીમાં પડેલા દુઃખની છાયા, એ દુઃખ પડ્યાને પંદર વરસ થઈ ગયાં તોપણ એના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાય છે. સગાંવહાલાં, ઓળખીતાં, સંબંધીઓ સર્વ સાથે એ સાસુની હાજરી, ગેરહાજરીમાં એક કુલીન કુટુંબની સ્ત્રી માફક જ તે વર્તે છે. સાસુએ આપેલી છૂટથી એનું દુઃખ હળવું તો જરૂર થયું છે. જીવનમાં એને બીજા રસ રહ્યા છે. કુટુંબીઓને ધગધગતી હૈયાસગડી જેવી એ નથી લાગતી.

આ બેમાંથી કયું સારું ? વીસ વર્ષની સ્ત્રીને પરાણે વૈરાગી કરી, એ વૈરાગ કાયમ રાખવા માટે ઘરમાં નિરંતર શોકનું વાતાવરણ રાખવું અને એ વાતાવરણનો ભોગ ઊગતાં બાળકોને પણ બનાવવાં તે કે વિધવા વહુને કુંવારી દીકરી જેવી ગણી એના જીવનમાં આનંદનું સ્થાન રાખવું તે ?

વિધવા સ્ત્રી પરાણે વૈરાગ્ય લેતી નથી, સ્વેચ્છાએ લે છે એમ કહેવામાં કશું તથ્ય નથી. વિધવાઓ મોટે ભાગે સમાજની બીકે જ વૈરાગ્ય લેવા પ્રયત્ન કરે છે.

પતિ મરણ પામે ત્યારે સ્ત્રીને સ્મશાનવૈરાગ્ય તો જરૂર આવે છે. પતિ તદ્દન બેરોજગાર હોય કે જુલમગાર હોય તોપણ એના મરણથી તત્કાળ દુઃખી થતી સ્ત્રીઓ હોય છે. પણ કેટલીક વિધવા સ્ત્રીઓ પોતાને વૈરાગ્ય સેવડાવનાર સમાજ ઉપર રીસ ચડાવી જાતજાતનાં દેહ કષ્ટ કરતી દેખાય છે. વહુના આહાર સંબંધમાં સાસુ કાંઈ સંભળાવે અને વહુ રીસાઈને કહે કે, "લો, ત્યારે મારે ખાવું જ નથી" એવા પ્રકારનો વૈરાગ્ય વિધવાઓમાં ઘણી વાર જણાય છે. આપણા દેશની ફિલસૂફી – આચારમાં નહિ પણ વિચારમાં – વૈરાગ્યપ્રધાન છે. એટલે કોઈ પણ વ્યક્તિ જેમ વધારે દેહકષ્ટ કરે તેમ એ વધારે 'ધાર્મિક' ગણાય છે, સૌનાં વખાણને પાત્ર બને છે. એ વખાણના લોભે પણ કેટલીક વિધવાઓ જાતજાતના ત્યાગ કરે છે· એમાં અંતરનો વૈરાગ્ય હોતો નથી

ખાવાપીવામાં દેહકષ્ટ કરવાથી વાસના ઉપર કાબૂ મેળવાય છે એવી માન્યતાને લઈને પણ ઘણી વિધવાઓ વ્રત ઉપવાસ કરે છે. વિધવાએ વાસનાને નિર્મૂળ કરવી જોઈએ એવી સમાજ ફરજ પાડે છે એટલે એ દિશામાં પ્રયત્ન કરવો એમને ઉચિત લાગે છે.

વિધવાના વૈરાગ્યનાં વખાણ પણ એને પુનર્લગ્ન કરતી અટકાવવા માટે પાથરેલી એક જાળ છે. બાકી જો સાચી રીતે વિધવા પાસે વૈરાગ્ય પળાવવો હોય તો એને લાયક વાતાવરણ સમાજ જરૂર ખડું કરે, પણ હકીકતમાં તો એ વૈરાગ્ય ન જ પાળી શકે એવું જ વાતાવરણ ચારે તરફ હોય છે.

"છે વૈધવ્યે વધુ વિમલતા બહેન! સૌભાગ્યથી કે
—છે ભક્તિમા વધુ વિમલતા બહેન! શૃંગારથી કે."

કુટુંબની જુવાન વિધવાને આવાં વચનોમાં આશ્વાસન આપતી કવિતા-રચનાર કવિ કલાપિ બે રાણીઓથી સંતોષ પામ્યા નહોતા અને લગ્નને

બીજે જ દિવસે પત્નીની દાસી સાથે પ્રેમમાં પડી છેવટે તેને પરણી ત્રીજી રાણી બનાવી "સ્નેહરાણી"નું નામ આપ્યું !

વિધવાના વૈરાગ્યનાં વખાણ કરવાથી સ્વાભાવિક રીતે વિધવાઓ લલચાઈને એ પાળવા તૈયાર થાય છે. ઘણીખરી તો સમાજના ભયથી જ વૈરાગ્યનો દેખાવ કરે છે. સાહની ભગ્તીમાં આવેલી એક સ્ત્રી વિધવા થઈ ત્યારે નવા વિચારનાં સંબંધીઓએ એને વાળ ન ઉતરાવવા સલાહ આપી, પણ એણે તો તરત જવાબ આપ્યો, "નારે બા, લોક કહેશે કે નાનરે જવાની હશે તેમાં વાળ રાખ્યા છે !"

જિંદગી સુધીનું કડક વૈરાગ્યપાલન અને બધા જ સુખવૈભવનો સદંતર ત્યાગ એ કેટલી વિધવાઓને માટે શક્ય બને છે ? તપોવનમાં રહેનાર ઋષિમુનિઓને પણ દુર્લભ કે અલભ્ય હતું એવું કડક સંયમ-પાલન આજના સંસારી વાતાવરણમાં રહી દરેકે દરેક વિધવા પાળી શકે એમ આશા રાખવી એ મૂર્ખાઈ નથી ?

નાની ઉંમરની બાળવિધવા પુત્રી કે વહુ ઘરમાં હોય છતાં એનો પ્રૌઢ ઉંમરનો પિતા કે સસરો પત્નીનું મરણ થતાં બીજી નાની સરખી કન્યાને નવી સ્ત્રી તરીકે લઈ આવે એ કાંઈ વિરલ બનાવ નથી. આધેડ બાપ કે સસરો અને નાનકડી નવી મા કે સાસુ, યુવાન વિધવાના મોઢા આગળ વિલાસી જીવન ગાળે છે. નવી માની કે સાસુની સુવાવડો પણ વિધવા પુત્રી કે વહુ કરે છે. આસપાસ એનાથી મોટી ઉંમરની બધી જ સ્ત્રીઓ લગ્નવિવાહમાં સાજ વસ્ત્રાભૂષણ પહેરી મહાલે છે, નાટક, સિનેમા, રંગરાગ બધામાં ભાગ લે છે, અને એ યુવાન વિધવાએ કડક સંયમ પાળીને રહેવું, સંસાર વચ્ચે સંન્યાસી જીવન ગાળવું એવી આશા કુટુંબ અને સમાજ રાખે છે ! પણ એનું મન બળવો પોકાર્યા વગર કેમ રહે ? છતાં લગ્ન કરી શકે નહિ એટલે દુરાચારને માર્ગે વળે છે.

મહાત્મા ગાંધીજી પોતાના 'ત્યાગમૂર્તિ' એ લેખમાં કહે છે કે : જેઓ વિધુરપણું પસંદ ન કરતા હોય, અથવા પસંદ કરતા છતાં તેનું પાલન કરવા તૈયાર ન હોય તેમને વિધુરપણાની આવશ્યકતાને સ્વીકારીને વૈધવ્ય પ્રથાનો બચાવ કરવાની દલીલ તરીકે તેનો ઉપયોગ કરવાનો અધિકાર નથી. સાઠ વર્ષનો બીજ વર ડોસો પોતાની નવ વર્ષની કહેવાતી સ્ત્રીનું વૈધવ્ય વધાવી પોતાના વસિયતનામામાં એ વૈધવ્યની સ્તુતિ કરે ને બિચારી વિધવા થનારી બાળાની વન્દના કરતાં લખે : 'ન કરે નારાયણ ને મારું મૃત્યુ મારી પરમ પવિત્ર ધર્મપત્નીના કરતાં વહેલું થાય તો હું જાણું છું કે તે વિધવા રહી મને, પોતાના ને મારા કુટુંબને, અને હિંદુ ધર્મને શોભાવશે. આ બાળાને પરણીને હું શીખ્યો છું કે પુરુષે પણ વિધુર રહેવું જોઈએ. હું વિધુર રહ્યા હોત તો ઘણું સારું હતું. હું મારી દુર્બળતા કબુલ કરું છું. પણ પુરુષની દુર્બળતા એ તો વૈધવ્યને વધારે શોભાવનારી છે, તેથી મારી બાળ પત્નીની બાબતમાં હું ઇચ્છું છું કે મારા અવસાન પછી વિધવા રહી સંયમ ધર્મને શોભાવે.' આવી દલીલની અસર તે બાળપત્ની ઉપર કે વસિયતનામું વાંચનારની ઉપર શી થાય ?'

વિધવા કુટુંબને અનેક રીતે ઉપયોગી થઈ પડે છે. સવારથી રાત સુધી વૈતરું કરવા છતાંયે એ માટે કશા બદલાની આશા રાખતી નથી. એનો બચાવ કરનાર, એનો પક્ષ લેનાર કોઈ નથી એટલે એને ગમે તેવાં મહેણાં સંભળાવવામાં કે પ્રત્યક્ષ જુલમો કરવામાં પણ કશો વાંધો નથી આવતો. ટૂંકામાં એ એક ગુલામની ગરજ સારે છે. દેરાણી, જેઠાણી, નણંદો, બહેનો અને કવચિત્ મા કે સાસુની પણ સુવાવડ કરવા માટે વિધવાનો ઉપયોગ સારી પેઠે કરવામાં આવે છે. પણ એ અમેતાન બાળવિધવા હોય તોપણ એણે પોતે તો એક પણ બાળકની માતા થવાની ઉમેદ રાખવાની નથી.

જ્યારે લગ્નાદિ શુભ પ્રસંગ હોય ત્યારે સારાં કપડાં, દાગીના પહેરી

મહાલવાનું કામ સૌભાગ્યવતી સ્ત્રીઓ કરે છે. ઘરમાં રહી એવા પ્રસંગો પાર ઉતારી આપવા માટે અસલ મજૂરી કુટુંબની વિધવાઓ કરે છે, પણ એમણે એટલી સંભાળ રાખવાની હોય છે કે કોઈ મંગલ કાર્યમાં પોતાનો પડછાયો પણ ન પડવા દેવો, નહિ તો અપશુકન થાય !

રોજના વ્યવહારમાં પણ પરોઢમાં સૌથી પહેલાં ઊઠી વિધવા ઘરનાં કામ શરૂ કરે છે. સૌ માટે દાતણપાણીની, નાહવાધોવાની તૈયારી રાખે છે. અહીં પણ એણે પોતાની જાતને છતી થવા દેવાની નહિ – કારણ સવારમાં ઊઠતાંવેંત કોઈની નજરે વિધવા પડી જાય તો એને અપશુકન થાય. આડોશીપાડોશીની નજરથી પણ સવારમાં સંતાતાં રહેવું જોઈએ એટલે એ સૌ પણ બિચારા અપશુકનથી પીડાય નહિ ! પણ એ જ આડોશીપાડોશીને ત્યાં સારેમાઠે પ્રસંગે એ જ વિધવાની મદદની આશા રાખવામાં આવે છે. વિધવાની મજૂરી સૌને ખપે છે, એનું દર્શન કોઈને ખપતું નથી. પાશ્ચાત્ય લેખક એચ. જી. વેલ્સની નવલકથા ' Invisible Man ' ના નાયક માફક કોઈ એવી વિજ્ઞાનની શોધ કરે કે જેથી વિધવા શરીરને અદૃશ્ય બનાવી કામ કર્યાં કરે તો આ અપશુકનનો પ્રશ્ન ટળી જાય ! સૌ કોઈને એ સ્થિતિ ગમી જશે.

સારી સ્થિતિનાં મોટા કુટુંબોમાં એવો રિવાજ હોય છે કે છોકરાં કાંઈક ઉંમરલાયક થાય એટલે પોતાના માબાપ સાથે સૂતા નથી. એક મોટો મધ્યસ્થ ખંડ હોય તેમાં કુટુંબની એક અથવા વધારે વિધવાઓ આ બધાં બાળકોને લઈને સૂએ છે. જેમને સાવકી મા હોય તેવાં છોકરાં પણ આમ જ સૂએ છે. આ બાબત નાજુક છે પણ ટૂંકામાં એટલું કહીશું કે કુટુંબનાં સ્ત્રીપુરુષોનાં એકાંત જીવનમાં બાળકો દખલગીરી ન કરે માટે એમને આ વિધવાઓને સોંપવામા આવે છે. આ સેવા બજાવતી વખતે વિધવાના હૈયામાં પણ પતિ સાથેના સહજીવનની ભૂખ જાગે તેનો વિચાર જ નથી કરવામાં આવતો.

'સરસ્વતીચંદ્ર'માં શ્રી. ગોવર્ધનરામે દરેક પ્રકારનાં પાત્ર આલેખ્યાં છે, તેમાં સંયુક્ત કુટુંબમાં વસતી બાળ વિધવાને પણ વીસર્યા નથી. ગુણસુંદરીના સસરા માનચતુર અને એની વિધવા જેઠાણી સુંદરગૌરી એ બે છેવટ સુધી એની જોડે રહે છે. ગુણસુંદરીએ પોતાની કરેલી સેવાથી તેમ જ ઘડપણમાં આપેલા આશ્રયથી પ્રસન્ન થઈ સસરા કહે છે, "મારે અને સુંદરને તો આ ગુણસુંદરીના ઘરમાં વગર વીમો ઉતરાવે વીમો જ છે." મતલબ કે આપણા સંસારમાં વૃદ્ધોને પાછલી અવસ્થામાં પૈસાના કે બીજા કોઈ અવલંબનની જરૂર નથી, તેઓ કુટુંબમાં જ સમાઈ જાય છે.

પણ જ્યારે બધું કુટુંબ ભેગું હતું ત્યારે સુંદરગૌરીની શી સ્થિતિ હતી તે સંબંધનું પોતાનું જ આલેખન શ્રી ગોવર્ધનરામ કેમ ભૂલી ગયા છે? સુંદરગૌરી ઉપર એનો લંપટ જેઠ માનચતુર કુદૃષ્ટિ રાખતો હતો અને ગુણસુંદરી અને માનચતુરના પ્રયત્નોથી જ એ એના અત્યાચારનો ભોગ થતી બચી ગઈ હતી. જો આ બે વ્યક્તિઓ જેવાં હોશિયાર, સમભાવી અને કર્તવ્યનિષ્ઠ સંબંધીઓ ન હોત તો સંયુક્ત કુટુંબમાં વસતી અનેક વિધવાઓ માફક સુંદરગૌરી જેઠની વાસનાનું સાધન થઈ છેવટે કાં તો આપઘાત કરત કે નફટ થઈ વ્યભિચારિણી બની રહેત. વળી ગુણસુંદરી એને પોતાને ત્યાં તેડી લાવી તે પહેલાં સુંદરનાં ભાઈભાભીએ પણ એને ઘરમાંથી કાઢી મૂકી આખી રાત ઓટલે ભૂખીતરસી બેસાડી મૂકી હતી. અને ગુણસુંદરીને ત્યાં પણ શુભ પ્રસંગ વખતે આવી એને બધાંની વચ્ચે મારી હતી તે ભૂલવાનું નથી. આ સર્વ કાંઈ ગોવર્ધનરામની કલ્પના નથી – સત્યના પાયા ઉપર રચાયલું આલેખન છે.

વિધવા વહુને દિયર, જેઠ કે ખુદ સસરો પણ ફસાવે એવા દાખલાનો આપણે ત્યાં જરાએ તોટો નથી. સંયુક્ત કુટુંબમાં રહેતી વિધવાને બીજી મહેનતમજૂરીની ગુલામી કરતાં પણ આ ડર સૌથી મોટો છે. એની

સ્થિતિ નધણિયાતા ઢોર જેવી હોય છે. ઘરમાં એનો કોઈ પુરુષ માલિક — પતિ — ન હોવાથી બધા જ પુરુષો એના માલિક બનવા ઇચ્છા ધરાવે છે; પણ તે છતાં સ્ત્રીવર્ગમાં તો વિધવા જ પુરુષોને ફસાવવા માટે જાળ બિછાવનારી ગણાય છે.

કેટલેક ઠેકાણે વિપરીત સ્થિતિ હોય છે. જાતીય સંબંધથી ધરાઈ ગયેલી આધેડ સાસુ કે અનેક બાળકોના જન્મથી કંટાળેલી દેરાણી કે જેઠાણી કુટુંબની એકાદ વિધવા વહુ પોતાના પતિ સાથે અનુચિત સંબંધ રાખે એ બાબતમાં વાંધો લેતી નથી; એટલું જ નહિ પણ સામી સગવડ કરી આપે છે ! વળી લંપટ પુત્રો બહાર રખડે તે કરતાં કુટુંબની વિધવા સાથે સંબંધ બાંધી સંતોષ માને એવું પણ કેટલીક વિકૃત માનસવાળી માતાઓ ઇચ્છે છે. આવા દાખલામાં પુરુષ અને સ્ત્રી બન્નેના અત્યાચારની ભોગ બિચારી જુવાન વિધવા બને છે.

આપણાં સંયુક્ત કુટુંબોમાં વિધવાઓ સમાઈ જાય છે અને એમને આશ્રમોમાં જવું પડતું નથી એવી દલીલ ઘણા લોકો કરે છે. પણ એમને ખબર નથી હોતી, અથવા ખબર હોય તો પણ એ તરફ ધ્યાન દેવા માગતા નથી, કે આશ્રમોમાં આવતી વિધવાઓ કુટુંબથી ત્રાસીને જ આવે છે. કાં તો ગુલામ જેવા વૈતરાથી અને મહેણાંટૂણાં, અપમાનથી કે બીજા જુલમોથી બચવા નાસે છે અથવા કુટુંબના પુરુષોની વાસનાનો ભોગ બની પછી બાળકના જન્મ માટે આવે છે. કુટુંબજીવનમાં ખાસ માનપાનથી નહિ પણ બીજી સ્ત્રીઓની સાથે સાથે સાધારણ કામ કરવાનું અને સુખેથી રોટલો ખાવાનું મળતું હોય તો કોઈ પણ વિધવા આશ્રમમાં જવા માગે જ નહિ.

આવી અતિકરુણ દશા વિધવા ભોગવે છે તેનાં કારણ વિષે વિચાર કરવો જોઈએ. સૌથી મુખ્ય કારણ એ કે સ્ત્રી એ પુરુષની માલિકીની ચીજ છે એમ પરાપૂર્વથી ગણાતું આવ્યું છે. માલિક મરણ પામે

એટલે ચીજનું મૂલ્ય ન રહે. સ્ત્રીનું 'સૌભાગ્ય' એટલે શબ્દાર્થ લેતાં સારું નસીબ, તે પતિની દયાનિમાં જ સમાઈ જાય છે. વ્યસની, વ્યભિચારી, જુગારી, ચોર, દગાબાજ ગમે તેવો પણ પતિ જીવતો હોય તો સ્ત્રી 'સૌભાગ્યવતી' ગણાય છે, અને એવો એવો પણ મરણ પામે તો સ્ત્રીનું સર્વસ્વ લૂંટાઈ ગયું ગણાય છે. એ લૂંટાઈ પણ જાય છે જ. સ્ત્રીએ શણગાર સજવાના છે તે પતિને રીઝવવા માટે એવી માન્યતાને લઈ વૈધવ્ય પ્રાપ્ત થતાં વાર જ એના શણગાર જોરજુલમથી ઉતારી લેવામાં જ આવે છે.

પતિના મરણ પછી બીજા પુરુષનો એ વિચાર સરખો ન કરે માટે એને પરાણે વૈરાગ્ય લેવડાવવામાં આવે છે. કોઈ પુરુષની દૃષ્ટિમાં એ આકર્ષક ન બને માટે વિરૂપ કરવામાં આવે છે અને વિરૂપ હોવાથી કોઈને જોવી ગમતી નથી. આમ વિષચક્ર ચાલ્યા કરે છે.

આર્થિક પરાધીનતા એ પણ વિધવાની અવનત દશાનું મોટું કારણ છે. એને પૈસા ન સોંપવામાં એક હેતુ એ પણ હશે કે એના ધનથી લોભાઈ કોઈ બીજો પુરુષ એની સાથે લગ્ન કરવા માગે અને એ પણ પૈસાને જોરે કોઈની પરવા કર્યા વગર બીજો પતિ કરે તો પછી પહેલાની માલિકી જતી રહે. ગમે તે કારણથી એને પૈસો આપવામાં આવતો નથી. એટલે એને બીજાને આશરે રહેવું પડે છે અને આશરો આપનારના ગમે તેવા જુલમો સહન કરવા પડે છે.

વિધવા જુદી રહી પોતાનાં સાસરિયાં પાસેથી ભરણપોષણ માગવાની કાયદેસર અધિકારી છે; પણ વિધવાને વૈરાગી જેવું જીવન ગાળવાનું ફરજિયાત હોવાથી ભરણપોષણની રકમ એટલી થોડી ઠરાવવામાં આવે છે કે એમાંથી એનું પોષણ થવું અશક્ય હોય છે. માસિક બે રૂપિયા જેટલી તુચ્છ રકમ આપતાં પણ વરના સંબંધીઓ શરમાતા નથી. બૅરિસ્ટર સ્વ. શ્રી જીવણલાલ મજરાય દેસાઈએ એક

વખત અમદાવાદમાં સંસારસુધારા પરિષદમાં આ સંબંધમાં બોલતાં જણાવ્યું હતું કે એમની પાસે આવેલા એક કેસમાં એમણે વિધવાના કુટુંબીને પૂછ્યું કે તમારી નાતના ચાલ મુજબ એક વિધવાને કેટલું આપવું જોઈએ ? ત્યારે એણે ઉત્તર દીધો હતો, ' મહિને દોઢ મણ લેખે વરસે અરાઢ મણ બાજરી અને બે સાલા ! ' કોઈ પણ માણુસ એક સહેજ વ્યવહારુ બુદ્ધિ વાપરે તો એ સમજી શકે કે સ્ત્રી એકલી બાજરી ફાકીને રહી શકે નહિ. કોરા રોટલા ખાવા હોય તો એ બળતણ તો જોઈએ જ – આખી જિંદગી એક વ્યક્તિ કોરા રોટલા ચાવીને જીવી શકે એમ માનીએ તોપણ.

એક વખત હલકાપણાની છાપ વાગી એટલે એ માણુસ કે સમૂહની પદવી પછી ચિરકાલ સુધી હલકી જ રહે છે. એની પોતાની વૃત્તિ પણ ગુલામી થઈ જઈ ઊંચા આવવાની આશા કે ઇચ્છા રહેતાં નથી. બાકી વિધવા જોઈ શકે છે કે જે વર્ગોમાં સ્ત્રી મહેનતમજૂરી કરીને કમાય છે તેમનામાં રોટલા ખાતર જુલમો સહન કરવાની ફરજ વિધવાને પડતી નથી. પોતે પણ જો હિંમત કરી કમાવા માટે બહાર કામ કરવા માંડે તો જુલમીઓના હાથ હેઠા પડે જ. સવારથી રાત સુધી ફક્ત પેટિયુ કાઢવા ઘરમાં મજૂરી કરવી એના કરતાં બહાર કામ કરી કમાણી લાવવી અને એ દ્વારા પોતાની પદવી ઊંચી આણવાનું તેમને સૂઝતું નથી એ નવાઈ જેવું છે. આટલે દરજ્જે એ પોતે પણ પોતાની સ્થિતિ માટે જવાબદાર છે જ.

વિધવાને અપશુકનિયાળ ગણવામાં આવે છે એ એની હલકી પદવીનું કારણ નહિ પણ પરિણામ છે. જેને છૂંદવા માંડ્યું તેને પૂરું જ છૂંદવું એવી આપણા લોકોની મનોવૃત્તિ છે. એટલે વિધવાને તિરસ્કૃત ગણી તો પછી અપશુકનિયાળ પણ ગણવી એટલે પૂરી હલકી બની જાય. વળી અપશુકનિયાળ ના ગણીએ તો એ લગ્નવિવાહમાં ભાગ લે અને એમાંથી કાંઈ ફરી પરણવાનો વિચાર આવે કે લાગ પણ મળી જાય.

જુલમો સહન કરી લાચાર બની રહેતી વિધવાનો એક વર્ગ આપણા ઘરોમા વસે છે, તો બીજી તરફ જુલમગાર વિધવાઓનો વર્ગ પણ છે. ઘરમા મોટી નણંદ, જેઠાણી કે બીજે કોઈ વડીલપદે રહેલી વિધવાઓ પોતાના પંજામા સપડાયલી નાની ઉંમરની સ્ત્રીઓ તરફ ખૂબ જ ક્રૂર વર્તન બતાવે છે એવા દશ્યની કાંઈ ખોટ નથી. વિધવા નણંદ સધવા નણંદ કરતાં વધારે ત્રાસ આપે છે એવો સામાન્ય અનુભવ છે. આના મૂળમા જાતીય દ્વેષ છે. પોતાને જાતીય સુખ પતિનો સહવાસ મળી શકતો નથી એ પોતાના હાથ નીચેની નાની સ્ત્રીને સુલભ છે એ વાતનું અંતરમાં અજાણ્યે (sub-consciously) સ્મરણ રહ્યા કરે છે, એને લઈ એ એવું સુખ ભોગવનાર સ્ત્રીઓ ઉપર વેર વાળે છે. પતિના અવસાનથી પોતાને શોખશણગાર તજવા પડ્યા હોય છે જ્યારે જીવતા પતિવાળી સ્ત્રીઓ એ માણી શકે છે; એ પણ ઈર્ષાનું એક કારણ બને છે. આમ વિધવાને જુલમગાર બનાવવામા પણ સમાજ જ જવાબદાર છે. એને ઇચ્છા પ્રમાણે ફરી લગ્ન કરવાની કે મરજી મુજબ સારાં કપડાંદાગીના પહેરવાની છૂટ હોય તો એ બાબતોમાં બીજી સ્ત્રીઓની અદેખાઈ ન કરે, પોતાને પડેલા દુઃખનું વેર વાળવા બીજી સ્ત્રીઓને છૂંદી નાખે નહિ.

વિધવાઓની સ્થિતિ અધમ છે એ આજે લગભગ એક સૈકાથી કહેવાતું આવ્યું છે; પણ એમાં બહુ થોડો સુધારો થયો છે. આદિ સુધારકોએ સમાજના આ અનિષ્ટ તરફ જનતાનું ધ્યાન ખેચ્યું તેમ જ વિધવા તરફ સહાનુભૂતિ અને પુનર્લગ્નની છૂટ એ બે ઉપાય સૂચવ્યા, પણ બેમાથી એકેનો અમલ થયો નથી.

જ્ઞાતિઓની પરિષદોએ વિધવાનો પ્રશ્ન હાથમાં લેવાનો દંભ માત્ર કર્યો છે. "આપણી જ્ઞાતિની વિધવાઓની સ્થિતિ દયાજનક છે અને તે સુધારના માટે પગલાં લેવા જ્ઞાતિને આ પરિષદ ભલામણ કરે છે."

આવો કોરા કાગળના અધિકાર જેવો ઠરાવ ઘણેખરે ઠેકાણે પસાર કરે છે. કોઈને માથે કશી જવાબદારી એ 'પગલાં' લેવા સંબંધી રહેતી નથી અને પરિષદનું બીજું અધિવેશન ભરાતા સુધી કોઈને એ ઠરાવ યાદ પણ નથી આવતો. બીજા અધિવેશનમાં ફરી એની એ મતલબનો ઠરાવ પસાર થાય છે અને વાત ઠેરની ઠેર રહે છે.

વિધવાની સ્થિતિ સુધારવા માટે મુખ્ય ત્રણ ઉપાયો છે: (૧) શિક્ષણ, (૨) આર્થિક સ્વાતંત્ર્ય અને (૩) પુનર્લગ્ન.

(૧) શિક્ષણની બાબતમાં છેલ્લાં થોડાં વરસોમાં જનસમાજનો મત બદલાયો છે એમાં કશો શક નથી. શિક્ષિત વિધવાઓ ઘણી દેખાય છે—ખાસ કરીને શહેરોમાં. અન્ય શિક્ષિત માણસમાં તેમ શિક્ષિત વિધવામાં સ્વમાનની ભાવના જાગ્રત થાય છે. ઓશિયાળો અવતાર કાઢવા એ તૈયાર નથી. કમાઈ ખાવા જેટલું શિક્ષણ એણે મેળવ્યું હોય તો એ કમાતી ન હોય તોપણ આદરને પાત્ર બને છે. આ સન્માન વળી વધારામાં બીજા એક ડરને લઈને અપાય છે. શિક્ષિત સ્ત્રી જૂનાં રૂઢિબંધનોમાં માનતી ન હોય એટલે એને ઘરમાં દુઃખ પડે તો ઘરમાંથી ચાલી જાય અને પુનર્લગ્ન કરી નાતજાતમાં ઘરનું નાક કપાવે. શિક્ષિત હોઈ એને પુનર્લગ્નનું પાત્ર શોધવા માટે સુધારક મિત્રો પણ મળી રહે. એટલે એ તરફ એનું મન વળે જ નહિ એ માટે કેટલાંક કુટુંબો વિધવાને આદરથી રાખે છે. એ રીતે ઘરમાં માનસહિત રહેતી વિધવાને સ્વાભાવિક રીતે એમ જ થાય કે જ્યારે ઘરનાં માણસો આટલી મમતા રાખે છે તો પછી એમનું મન દુભાય એવું—પુનર્લગ્નનું—પગલું શા માટે ભરવું?

નાની ઉંમરમાં લગ્ન થઈ ગયું હોય અને બહુ શિક્ષણ લેવાનો અવસર મળ્યો ન હોય તોપણ વિધવા થયા પછી પણ શિક્ષણ બને તેટલું લઈ લેવું જોઈએ. શિક્ષણથી આખી જીવનદૃષ્ટિ ફરી જાય છે. પોતાના હકનું અને પોતાની જવાબદારીઓનું ભાન થાય છે. ઘરનાં માણસો જે

જુલમો કરે તે સહન કરી લેવાની લાચારી બનાવવી પડતી નથી; પોતાનું સ્વમાન જાળવતાં શિખાય છે. જો કોઈ પ્રકારનું ધંધાદારી શિક્ષણ લઈ શકાય તો એના જેવું જીવનનાવ પાર કરવાનું એકે સાધન નથી. વિધવા થયા પછી શિક્ષણ લઈ પોતાના પગ ઉપર ઊભી થતી અનેક સ્ત્રીઓના દાખલા મોજૂદ છે.

વિધવાઓના શિક્ષણસંબંધી ચર્ચા થાય ત્યારે ઘણાખરા લોકો એમ જ બોલી ઊઠે છે કે એમને તો ખાસ ધાર્મિક શિક્ષણ આપવું જોઈએ. આવી માન્યતાનું કારણ પણ એ જ છે કે વિધવા ધર્મકર્મમાં મચી રહી વૈરાગ્ય સેવે અને બીજા લગ્નનો વિચાર કરવા પામે નહિ. આ હેતુ પાર લાવવા માટે આપણા દેશમાં કેટલાક વિધવા આશ્રમો સ્થપાયા હતા — હજુ પણ એ ચાલુ છે, પણ મૂળ સ્થાપકોના હેતુ પ્રમાણે આજે એમાં ભાગ્યે જ કામ ચાલે છે.

મૂળ સંચાલકોએ 'ધાર્મિક શિક્ષણ' આપવાના હેતુથી આવા આશ્રમો સ્થાપેલા; એટલે એમાં પાઠપૂજા ઉપર ખૂબ ધ્યાન આપવામાં આવતું. કેટલેક ઠેકાણે રોજ કથા પણ કહેવડાવવામાં આવતી અને એમાં બેસવાનું આશ્રમની વિધવાઓ માટે ફરજિયાત હતું. નાહવા-ધોવાના, આભડછેટના નિયમો, જે બાહ્યાચારોને આપણે ત્યાં 'ધર્મ' માનવામાં આવે છે તે ખૂબ સખ્તાઈથી પાળવામાં આવતા. નાતજાતનાં બંધનો જરા પણ શિથિલ ન થાય તે ઉપર ધ્યાન દેવાતું; વ્રત, ઉપવાસો બહુ કડક રીતે કરાવવામાં આવતાં. પણ માનવતાનું, સમભાવનું શિક્ષણ જે સાચા ધર્મને માર્ગે લઈ જાય છે એ આપવાનું કોઈ સમજતું નહિ.

નાહવુંધોવું, પાઠપૂજા, કથાકીર્તન, વ્રત ઉપવાસ એ બધું તો વિધવાઓ ઘેર પણ કરી શકે છે. જુલમગાર સંબંધીઓ પણ એમાં આડે આવતાં નથી. ઊલટું વિધવા એમાં જેમ વધારે ડૂબેલી રહે તેમ

એમને વધારે સંતોષ થાય છે. ખાનાપીનામાં નાતજાતના, આભડ છેટના નિયમો એ પાળે એમ પણ કુટુંબીઓ ઇચ્છે છે. એટલે આશ્રમોના આવા 'ધાર્મિક શિક્ષણ' થી કોઈ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થઈ નહિ: વિધવાને પ્રગતિ કરવાનું એકે સાધન મળ્યું નહિ.

વિધવાની રાતદિવસ ચોકીદારી કરવાની જરૂર જેમ ઘરનાં માણસોને લાગે છે તેમ આવા આશ્રમોનાં સંચાલકોને પણ લાગતી. આવી ચોકીદારી માટે ચાર દીવાલોમાં વિધવાને પૂરી રાખવાનું આવશ્યક મનાતું. ઘરમાં વડીલો જેમ ધાકધમકી, જાસૂસી, સંશયગ્રસ્તતા, એ બધાં સાધનો ચોકીદારી માટે વાપરે છે તે બધાં જ આશ્રમોના સંચાલકો વાપરતાં. સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરનાર વિધવાઓને ફક્ત રોટલી અને મીઠા ઉપર દિવસો સુધી રાખવાનો, પોલીસની 'થર્ડ ડીગ્રી મેથડ' જેવો પ્રયોગ પણ આશ્રમોમાં થતો જાણ્યો છે.

આપણો વિષય 'ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન' એ છે, 'આશ્રમ જીવનમા વિધવાનું સ્થાન' નથી. પણ અત્રે આ પ્રકારના જીવનનું વર્ણન કરવાનું ઉચિત માન્યુ છે, કારણ કે ગૃહજીવનમા વિધવાની જે અધમ સ્થિતિ છે તે સુધારવાના હેતુથી આવા આશ્રમો સ્થપાયા હતા. પણ આપણે જોયું તેમ એ હેતુ બર આવ્યો નથી, કારણ સંચાલકો વડીલશાહીનું જ માનસ ધરાવનાર હતાં. એટલે જેમ વડીલો વિધવાને દબાયલી રાખવામા તત્પર રહે તેમ એ આશ્રમના સ્થાપકો પણ રહેતાં. વિધવા પુનર્લગ્નનો માર્ગ ન સ્વીકારે તે માટે પણ અત્યંત કાળજી રાખવામાં આવતી. જ્યા ચોકીદારીની ભાવના હોય ત્યાં ચાડીચુગલી, પૂર્વગ્રહ, પક્ષપાત અને એને લઈને કુસંપ એ આવશ્યક પરિણામો તો થાય જ. 'વૈધવ્ય ધર્મ' એટલે વિધવાએ તદ્દન સાદાં સફેદ વસ્ત્ર પહેરવાં, મેંથી પાડ્યા વગર માથું હોળવું. કોઇ જાતના રંગરાગમા ભાગ ન લેવો, એ બાબત આશ્રમોમાં બહુ જ ચોકસાઈ રાખવાથી

વિધવાઓ મનમાં બળ્યા કરતી અને તે બળતરા લડાઈ, ટંટારૂપે બહાર નીકળતી. કોઈ કંટાળીને નાસી પણ જતી. હવે એ ધાર્મિક શિક્ષણવાળા આશ્રમો વિધવાનાં આશ્રયસ્થાન તો નામનાં જ રહ્યાં છે. એમને સામાન્ય કન્યાઓ માટે શિક્ષણવર્ગો ચલાવી પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવું પડે છે.

એટલે વિધવાની સ્થિતિ સુધારના માટેનો આ અખતરો કેવળ નિષ્ફળ ગયો છે. આજના જમાનાને ઉપયોગી શિક્ષણ લઈ વિધવાઓ પોતાની સ્થિતિ ઉન્નત કરી શકે તે આપણે જોયું.

(૨) બીજો માર્ગ આર્થિક સ્વાતંત્ર્યનો છે. કોઈ પણ દેશ, પ્રજા, સમૂહ કે વ્યક્તિને સ્વાતંત્ર્ય જોઈતું હોય તો એની આર્થિક પરાધીનતા જવી જ જોઈએ. જ્યાં સુધી એ બાબતમાં સ્વાધીન થવાય નહિ ત્યાં સુધી બીજા કોઈ પ્રકારની સ્વતંત્રતા ફળીભૂત થાય નહિ.

મરનાર પતિનું સ્મરણ રાખી, સંસાર વચ્ચે રહી એનાથી વિમુખ બની, સંપૂર્ણ વૈરાગ્યવૃત્તિ ધારણ કરવી એ આપણે ત્યાં વૈધવ્યધર્મની વ્યાખ્યા છે. એના ઉપદેશ માટે અનેક લેખો લખાય છે અને એ કેવી રીતે પાળવો તે માટે પ્રાચીન સ્મૃતિઓમાં પાનાનાં પાનાં ભર્યાં છે. એ ધર્મનો આગ્રહ રાખનારાં એમ માની લે છે કે એના પાલનને લઈ વિધવા ગૃહજીવનમાં પૂજ્ય, સૌ કોઈના આદરને પાત્ર બનીને રહેશે. પણ વાસ્તવિક રીતે એમ બન્યું નથી. વિધવાધર્મનું પાલન કરવાના અનેક પ્રયત્નો છતાં વિધવા કુટુંબમાં અનાદર ને તિરસ્કારને પાત્ર જ રહી છે. પવિત્ર નહિ પણ અપવિત્ર મૂર્તિ ગણાઈ છે.

કાયદામાં સ્ત્રીને થયેલા અન્યાયને લઈ વિધવા મિલકતથી વંચિત રહી છે. કોઈ દાખલામાં એની પાસે મિલકત હોય તો તે કેમ પડાવી લેવી એની જ પેરવીમાં દિયેર, જેઠ વગેરે રહે છે. સદ્દર વેપારી પેઢી મૂકી જનાર પુરુષની વિધવાને પણ "પેઢી ડૂબવાની તૈયારીમાં છે. સદ્દર

પણાનો દેખાવ તો બહારનો હતો. જો ધણીનું નામ બદનામ ન થવા દેવું હોય તો દાગીના કાઢી આપો. બાકી અમે તો ઊંધી પાઘડી ફેરવીશું, અમારે શું ?" એવું જૂઠાણું કહી એના દાગીના પડાવી લેનાર પિત્રાઈ પણ હોય છે. ખૂણે બેઠેલી વિધવાને એની નિરાધારીનો લાભ લઈ, અટંપટં સમજાવી વીમાના હજારો રૂપિયા ખાઈ જનારા કુટુંબીઓનો પણ તોટો નથી.

આવી વિપત્તિઓ ટાળવા માટે દરેક પુરુષની ફરજ છે કે પત્નીને પૈસાના વહીવટથી માહિતગાર કરવી. નાની સરખી રકમનું પત્નીના નામનું ખાતું બેંકમાં કઢાવી એનો વહીવટ કરતાં શીખવવાથી, ધીમે ધીમે મોટા ખાતાના વહીવટની જોખમદારી સોંપી શકાય. એકાદ નાનો શેર પત્નીને નામે ખરીદી શેરોનાં વ્યાજ વ ની સમજણ પણ અપાય. વીમાના પૈસા ઉપર પત્નીનો એકલીનો અબાધિત હક છે અને એ પૈસા માટે કોઈને એણે સહી આપવી જ નહીં એ ખાસ મનમાં ઠસાવવું જોઈએ. સ્ત્રીઓએ પણ સમજવું જોઈએ કે આવું શિક્ષણ પોતાના હિતમાં છે. 'ના રે બાપ, આપણે એવું જાણીને શું કરવું છે ? ભગવાન્ ચૂડીચાંલ્લા સાથે બોલાવી લે ને આવું સમજવાનો વારો જ ન આવે એટલું આપણે તો માગીએ છીએ,' એમ કહી પોતાની પતિભક્તિ બતાવે છે. આથી અજ્ઞાન સ્ત્રીમંડળમાં વખાણને પાત્ર થવાય છે. પણ જ્યારે દૈવઇચ્છાથી પતિ પહેલો જાય ત્યારે કફોડી દશા થાય છે. વખાણ કરનારાં કોઈ પૈસાની મદદ કરતાં નથી. પૈસાના વહીવટની સમજણ ન હોવાથી પતિએ આપેલી હજારો રૂપિયાની મિલકત સ્ત્રીનો સગો ભાઈ ખાઈ ગયો અને એ બિચારીને તીર્થસ્થાનમાં ભિખારણ થવા વારો આવ્યો એવો પણ એક દાખલો જોયો છે. જો કે આ દાખલા ઉપરથી તો સ્ત્રીના વારસાહકનાં વિરોધીઓ તો ખુશખુશાલ થઈ જશે. સ્ત્રીને મિલકત આપીએ તો એ વેડફી નાખે એ એમની મોટામાં મોટી દલીલ છે તેને આ દાખલો ટેકો આપે છે એમ તેઓ કહેશે. પણ આ દાખલામાં

સ્ત્રીએ મિલકત વેડફી નથી પણ ભાઈને સોંપી હતી. સગા ભાઈનો વિશ્વાસ સ્ત્રી ન કરે તો કોનો કરે? અને સગી બહેનની મિલકત ઓગળી જઈ એને ભિખારણ કરનાર પુરુષે મિલકતનો સદુપયોગ કર્યો કહેવાય! આ તો સૌથી મોટો દુરુપયોગ કહી શકાય. તે છતાં પુરુષને મિલકત ન સોંપવી એમ કોઈ કહેતું નથી. બાપની લાખો રૂપિયાની મિલકત વ્યસન વ્યભિચારમાં કે સટ્ટાજુગારમા વેડફી નાખનાર દીકરા પણ મિલકતના દુરુપયોગનો જ દાખલો પૂરો પાડે છે.

આપણી પ્રજાની આર્થિક સ્થિતિ એવી છે કે મોટી મિલકતનો વહીવટ કરવાનું ભાગ્યે જ કોઈ વિધવાને આવે છે. તે છતાં જેમને ભાગે એ આવતુ હોય તેમણે સંભાળપૂર્વક વ્યવસ્થા કરવાનું શીખવું જ જોઈએ અને સ્ત્રીજાતિને માથેથી કલંક દૂર કરવામાં પોતાનો હિસ્સો આપવો જોઈએ. આમાં માત્ર વિધવા તરીકેના વારસાનો નહિ પણ પુત્રી તરીકેના વારસાનો પણ સમાવેશ થાય છે. સ્ત્રીધનના જે જૂજ દાગીના હોય તે પણ સંભાળીને રાખવા જોઈએ. વિધવા પામે એટલું હોય તે પણ કુટુંબીઓ સાંખી શકતા નથી અને પડાવી લેવા પ્રયત્ન કરે છે. એ દાગીના ગીરો મૂકી કે વેચી મારી વિધવા પાસે મરનાર વરનું બારસું કરાવી એને ભિખારી બનાવનાર સગાંવહાલાં નાતજાતમાં વ્યવહારકુશળ તરીકે પ્રશંસાને પાત્ર બને છે!

(વિધવા પાસે મિલકત હોય કે ન હોય પણ એની પાસે કામ કરી કમાવાની શક્તિ તો હોવી જ જોઈએ.) કુટુંબીઓની સ્થિતિ સારી હોય તેમ જ તેઓ સજ્જન હોઈ વિધવા તરફ સારું વર્તન રાખતાં હોય તો પણ કમાણીની આવડત એ એક મોટો આધાર છે. એવું પણ બને છે કે એ આવડતને લઈને પણ વિધવાનો આદર થાય છે. એના ઉપર જુલમ કરીશું તો એ સ્વતંત્ર કમાણી કરી જુદી થઈ જશે અને આપણે ખોટા કહેવાઈશું એના વિચારને લઈ કુટુંબીઓ જુલમ કરતાં અચકાય છે.

જે વિધવા કમાણી કરી સ્વતંત્ર થઈ હોય તેને તો મોટે ભાગે કશું દુઃખ પડતું નથી. એવો પણ દાખલો જોયો છે કે જ્યાં પોતાના પુત્રના મરણ માટે વહુને જવાબદાર ગણી સાસુએ એનો અત્યંત તિરસ્કાર કરેલો; પણ જ્યારે એ વિધવા વહુ પિયેરીઆંની મદદથી શિક્ષણ લઈ સારી કમાણી કરતી થઈ ત્યારે એની એ જ સાસુ વહુની ખુશામત કરતી થઈ ગઈ!

વિધવા કામ કરી કમાય તો ઘરનાને ભારે પડી કહેવાય અને એમનું નાક કપાય એવી માન્યતા આપણે ત્યાં શ્રમજીવી સિવાયના વર્ગોમાં હજી પણ છે. વિધવા વાસ્તવમાં ભારે પડતી જ હોય અથવા વ્યવસાયને અભાવે આળસમાં, નિંદાકુથલીમાં વખત ગાળતી હોય, તોપણ એને નોકરીધંધો કરવા દેવામાં આવતો નથી. કુટુંબીઓ અંદરથી અકળાય છે કે ખુલ્લી રીતે દુઃખ પણ દે છે, વિધવા એ દુઃખ સહન પણ કરે છે. છતાં પરિસ્થિતિ બદલવા કોઈ તૈયાર થતું નથી. આળસુ થઈ બીજા ઉપર ભાર મૂકવો એ શરમાવા જેવું છે, કમાણી કરી કુટુંબીઓને મદદ કરવી એ જ ખુશી થવા જેવું છે, એ વિધવા, ત્યક્તા બન્નેએ સમજવાનું છે. તેમ જ એમનાં કુટુંબીઓએ પણ એ જ રાહ સ્વીકારી પોતાની મુશ્કેલી ટાળવામાં અને કમાનારીનુ સ્વમાન સાચવવામા મદદ કરવી ઘટે છે.

વિધવા કમાવાની શક્તિ ધરાવતી હોય તોપણ એને એ માટે સગવડ ન હોય તો એ શક્તિ કાંઈ કામની નહિ. બહાર કામ કરવું કે ઘરમાં રહી હસ્તઉદ્યોગ કરવો એ તો દરેક વ્યક્તિગત દાખલાના સંજોગો ઉપર આધાર રાખે છે. પણ અનુકૂળ ધંધો અપાવી વિધવાના આર્થિક સ્વાતંત્ર્યને ઉત્તેજન આપવાની દરેક સમાજમાં વ્યવસ્થા હોવી જોઈએ.

એક પેઢી ઉપર કેટલાક સુધારકોમાં એવો પણ ખ્યાલ હતો કે વિધવા એ દેશનું ધન છે અને એનો સમાજના હિત માટે સદુપયોગ

કરવો જોઈએ. દેશમાં શિક્ષિકા, નર્સ, સમાજસેવિકા વ.ની ખોટ છે માટે તે સર્વ કામ માટે વિધવાઓને તૈયાર કરવી જોઈએ. પણ આજની દૃષ્ટિથી જોઈએ તો કુટુંબીઓના વિધવાની સેવાનો લાભ લેવાના અને આ મુજબ સમાજ માટે પણ એવો જ લાભ લેવાના ખ્યાલમાં બહુ ફેર દેખાતો નથી. કુટુંબીઓ એને ઘરની રસોઈયણ, નોકર, નર્સ, દાયણ, આયા, બધું જ બનાવવા માગે છે, તો સમાજ પણ એને પોતાની ઇચ્છા મુજબની પ્રજાની સેવિકા બનાવવા માગે છે. અલબત્ત એક બાબતમાં ફેર છે. કુટુંબની સેવામાં રોટલા સિવાય બીજું મળતું નથી—હા— મહેણાંટૂણાં અપમાન, અપજશ ઘણાં મળી રહે છે. જ્યારે પ્રજાની સેવિકા થવામાં સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન અને આવક પણ મળે છે. આથી એક જ વાત ઉપર આધુનિક દૃષ્ટિથી ભાર મૂકવાનો છે કે વિધવા થઈ માટે સમાજની સેવિકા બની જ જાય એમ આશા સમાજ ન રાખી શકે. પોતે કેવા પ્રકારનું જીવન ગાળવું તે વિધવાએ પોતે નક્કી કરવાનું છે. એ જીવન કોઈને ભારરૂપ કે સામાન્ય નીતિનિયમોની વિરુદ્ધ ન હોય ત્યાં સુધી સમાજ દખલગીરી ન કરી શકે. નિરુદ્યમી જીવન ગાળવા કરતાં ઉપયોગી જીવન ગાળી સમાજની જરૂરિયાત પૂરી પાડવાની એક વ્યક્તિ કે નાગરિક તરીકે વિધવાની ફરજ માની શકાય. પણ વિધવા થઈ એટલે નવરી પડી અને તે માટે સમાજની સેવા કરે એ ખ્યાલમાં એની સ્થિતિનું અપમાન છે.

(૩) છેલ્લી વાત રહી વિધવાના પુનર્લગ્નની. આજથી બરાબર સો વર્ષ ઉપર ઈ. સ. ૧૮૫૬માં વિધવાવિવાહનો કાયદો પસાર થયો. એ પહેલાં ઊંચી કહેવાતી જ્ઞાતિઓની વિધવાને પુનર્લગ્ન કરવાની કાયદાથી મનાઈ હતી. કોઈ જો કરે તો એ ગેરકાયદેસરનું ગણાતું.

કોઈ પણ કાયદો સમાજસુધારો કરવામાં એટલે લોકમાનસ બદલવામાં નિષ્ફળ નીવડ્યો હોય તો આ વિધવાવિવાહનો કાયદો છે,

બીજી બધી બાબતો કરતાં આ બાબતમાં અત્યંત ધીમી પ્રગતિ થઈ છે. બાળલગ્ન અને કન્યાશિક્ષણમાં શહેરોમાં અને ગામડાંમાં પણ જે ઝડપી ફેરફાર છેલ્લાં વીસેક વર્ષમાં થયો છે તેની સરખામણીમાં વિધવા-વિવાહની બાબતમાં બિલકુલ થયો નથી. જે પાઠશાળાઓમાં ભાગ્યે વીસપચીસ કન્યાઓ ભણતી ત્યાં આજે હજારો ઉપરાંત ભણે છે. પાંચ-સાત વર્ષની છોકરીને પરણાવી દેવાના રિવાજવાળી જ્ઞાતિઓમાં પચીસ વર્ષની કુંવારી કન્યા પણ દેખાશે. પરદેશગમન માટે સ્વ. મહીપતરામને 'વિલાયતી વાંદરું,' એ તિરસ્કારજનક ઉપનામ સાંભળવું પડતું અને એમનાં સંબંધીઓને બાર વર્ષ સુધી માની ન શકાય એવો સામાજિક બહિષ્કાર સહન કરવો પડ્યો હતો એ વાત આજે કોઈ માની પણ ન શકે. પરદેશ જવા માટે સ્ત્રી પુરુષોની એટલી દોડાદોડી હોય છે કે બાર બાર મહિના અગાઉથી રીઝર્વ કરાવે તેને જ સ્ટીમરમાં જગા મળે છે. લગ્નની બાબતમાં નાતનાં કૂંડાળાં મોટે ભાગે રહ્યાં છતાં ખાવા-પીવામાં એ બંધન ઘણાં ખરાં તૂટી ગયાં છે. છૂટાછેડા જેવો ક્રાંતિકારક કાયદો પ્રજાએ સ્વીકાર્યો છે.

આ બધું છતાં વિધવાવિવાહ સામેની સૂગ ગઈ નથી. આનાં કારણો ઘણાં હશે. એક તો વિધવા લગ્ન કરે તો પહેલા પતિની અવગતિ થાય એ ભાવનાનું સામ્રાજ્ય હજી છે. જીવતાં જેની સાથે બિલકુલ બનાવ ન હોય, રોજ લડાઈઝઘડા ચાલતા હોય એવા કુટુંબીની પણ મર્યા પછી સદ્‌ગતિ કરાવવા આપણે ત્યાં ઘણી આતુરતા દેખાય છે. લાંબા મંદવાડમાં જેની બિલકુલ ચાકરી ન થઈ હોય એવાં માણસોને પણ મર્યા પછી સ્વર્ગે પહોંચાડવા ધામધૂમથી બારમાતેરમાં થાય છે કે નાના સરખા પ્રદર્શન જેવી સજાવટ પૂરવામાં આવે છે. એટલે વિધવાએ પતિસુખ જોયું છે કે નહિ તે અગત્યનો સવાલ નથી. એણે પતિની સદ્‌ગતિ કરવામાં ફાળો આપવાનો છે એ જ મુખ્ય વાત છે.

'એક ભવમાં બે ભવ' એ પુનર્લગ્ન સામેની સૌથી મોટી દલીલ છે. સ્ત્રી એ પુરુષ કરતાં ઊંચા પ્રકારનું પ્રાણી છે અને એ આ મુજબ બે ભવ કરી પોતાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડે તે ઉચિત નથી એમ કહેવામાં આવે છે. પણ આ તો સ્ત્રીને પુનર્લગ્ન કરતી અટકાવવા માટેની એક જાળ માત્ર છે. બીજી દરેક બાબતમાં સ્ત્રીને ઊતરતી ગણવી અને પુનર્લગ્ન કરતી વખતે જ એની ઉચ્ચતા ક્યાંથી યાદ આવી જાય છે? પુનર્લગ્ન ન કરનાર વિધવાને માનપાનથી, આદરથી રાખવામાં આવતી હોય તો આપણે સમજી શકીએ કે સમાજ એને પુરુષ કરતાં ઊંચી, વધારે પ્રતિષ્ઠિત માને છે, પણ વ્યવહારમાં તો એથી ઊંધું છે. વિધવા તો સર્વ પ્રકારના તિરસ્કાર અને અપમાનને પાત્ર છે. ઘરમાં એક વગર-પૈસે મળી ગયેલી મજૂરણ જેવું એનું સ્થાન છે.

બીજી એક દલીલ એવી કરવામાં આવે છે કે આપણી વિધવાઓ એટલી બધી ધર્મનિષ્ઠ અને પતિભક્ત હોય છે કે પુનર્લગ્નના વિચાર-માત્રથી ત્રાસ પામે છે; એમને પૂછીએ તોપણ એ ફરી પરણવાની ના જ કહે છે. હજારો વર્ષથી ઊંચી કહેવાતી કોમોમાં એવી દૃઢ માન્યતા સ્થાપિત કરવામાં આવી છે કે વિધવાનું પુનર્લગ્ન એ તો એક મોટો અનાચાર છે, કલ્પી ન શકાય એવું પાપ છે, પુનર્લગ્ન કરનાર વિધવા બન્ને કુળ ડુબાડે છે, સાત પેઢીને નરકમાં મોકલે છે વગેરે. એટલે વિધવા પુનર્લગ્ન કરવા તૈયાર ન થાય તેમાં નવાઈ નથી.

તે ઉપરાંત પુનર્લગ્ન કરનાર જોડાંનો બહિષ્કાર બન્નેનાં કુટુંબીઓ તરફથી થાય છે. એવો બહિષ્કાર સહન કરીને લગ્ન કરવાની હિંમત પણ હોવી જોઈએ ને.

પણ આ ઉપરથી એમ નથી સમજી લેવાનું કે બધી જ વિધવાઓ સંયમી, શુદ્ધ જીવન ગાળે છે. અનેક વિધવાઓ છાના વ્યભિચાર કરે છે. આપણા અનાથાશ્રમો એવા વ્યભિચારનાં ફળરૂપ બાળકોથી

ઊભરાય છે. રસ્તામાંથી અનેક વખત તરત જન્મેલાં બાળકોની લાસ જડે છે. વાઘરણો, સુયાણીઓના અણઘડ ઉપાયો કે કહેવાતા દાક્તરોનાં ઑપરેશનોથી અનેકાનેક ગર્ભપાત થાય છે. કૂટણખાનાં અને વેશ્યાગૃહોને ભરેલાં રાખનાર મોટે ભાગે આપણી યુવાન વિધવાઓ છે.

સમાજ આ બધું જાણતો નથી, કે સમજતો નથી એમ નથી. પણ આ સર્વ અનાચારો, ભ્રષ્ટાચારો અને હત્યાઓ કરતાં પણ પુનર્લગ્નનો માર્ગ ભૂંડો છે એમ સૌ કોઈ દૃઢતાથી માની બેઠાં છે. વિધવાને વૈરાગી બનાવવાના, વિરૂપ કરવાના, 'ધાર્મિક' શિક્ષણ આપી સંયમી બનાવવાના—એ બધા પ્રયત્નો છતાં એના મન ઉપર કાબૂ મેળવી શકાયો નથી. ક્યાંથી મેળવી શકાય? કુદરતે મૂકેલી વાસના પ્રાણીમાત્રમાં છે તેવી જ વિધવામાં છે. મહાત્મા ગાંધીજી જેવા વિરલ સંત પુરુષે તેવીસ વરસના પરિણીત જીવન પછી મહાપ્રયત્ને એના ઉપર જીત મેળવી, તો પછી દરેક સામાન્ય વિધવા સ્ત્રી વાસના જીતી જ શકે એમ માનવું એ મૂર્ખાઈ જ છે. આગળ કહ્યું તેમ આસપાસનું વાતાવરણ કોઈ પણ વિધવાને સંયમી જીવન ગાળવામાં સહાયરૂપ થાય એવું હોતું નથી. એટલે એ સંયમ ભાગ્યે જ પાળી શકે છે એ સાચી હકીકત છે. માત્ર સૌ કોઈ એના તરફ આંખમીંચામણાં કરે છે એટલું જ.

એવી પણ દલીલ કરવામાં આવે છે કે વિધવાને અન્યાય થાય છે એમ લાગતું હોય તો વિધુરનાં લગ્ન બંધ કરાવો. એક જ્ઞાતિની સ્ત્રી-પરિષદે એવો ઠરાવ પણ કરેલો કે "આ પરિષદ્ વિધુર લગ્ન તરફ તિરસ્કારથી જુએ છે." આવા ઠરાવની તરફેણમાં બોલનાર કે એ પસાર કરવા હાથ ઊંચા કરનાર બહેનો પોતાનાં સંબંધીઓમાં કોઈ પચીસત્રીસ વરસનો વિધુર પુરુષ ફરી પરણવા નીકળે તેના લગ્નમાં ભાગ લેવાનો ઇન્કાર કરી શકે ખરાં? મોટી ઉંમરનો વિધુર નાની બાળા સાથે પરણે તેના તરફ તિરસ્કાર બતાવવો અને દરેક વિધુરના લગ્નને વખોડવું એ બે તદ્દન જુદી બાબતો છે.

વિધવાના લગ્નમાં માત્ર ન્યાયઅન્યાયની વાત નથી. પોતે કેવા પ્રકારનું જીવન વ્યતીત કરવું તેનો નિર્ણય વિધવાએ પોતે કરવાનો છે. એ સગીર ઉંમરની હોય તો એનાં માબાપની ઇચ્છા મુજબ વર્તન રાખે, પણ પુખ્ત ઉંમરની થતાં પોતાનો માર્ગ પોતે જ નક્કી કરે. એ માર્ગ સમાજ વિદ્રોહી ન હોય, એટલે કોઈ વ્યક્તિને અન્યાય કરનારો કે નીતિના સામાન્ય નિયમોનો ભંગ કરનારો ન હોય એટલું જ સમાજ માગી શકે.

પ્રથમ તો વિધવાનું લગ્ન એ તદ્દન સ્વાભાવિક ચીજ છે એવો પ્રચાર થવો જોઈએ. રૂઢિ વિરુદ્ધ બંડ કરીને પણ પોતાના અંતરના અવાજને અનુસરવાની હિંમત વિધવામાં આવે તો એ પ્રચારકોનું કામ સરળ થાય. પતિને કે તેના પિતૃઓને નરકમાં મોકલવાની વાત સમૂળગી ઉખાડી નાખવી જોઈએ. પરભવનાં પાપને લઈ વિધવા આ ભવમાં દુઃખ ભોગવે છે એટલે એ એને લાયક છે, એ દુઃખોમાંથી છોડવવાનો ઉપાય કરવાની જરૂર નથી એ પણ બેપરવા, ક્રૂર હૃદયની માન્યતા છે, વિધવાના પ્રશ્નની જવાબદારી ખંખેરી નાખવાનો સહેલો ઉપાય છે.

જ્યારે ઈ. સ. ૧૮૫૬માં વિધવાપુનર્લગ્નને કાયદેસર ઠરાવતું બિલ પસાર થયું ત્યારે જનસમૂહ એમ કહેતો હતો કે 'બધી રાંડીરાંડોને પરણાવી દેવી એવો કાયદો સરકારે કર્યો છે." આમાં નવાઈ પામવા જેવું કશું નથી. સો વરસ ઉપર આપણે ત્યાં પ્રજામાં શિક્ષણ નહિ જેવું હતું અને દરેક કાયદો જીવનના કેટલા ભાગને સ્પર્શ કરે તે સમજી શકે એવો વર્ગ ભાગ્યે મૂઠીભર હતો. એટલે આવું ક્રાંતિકારક બિલ પસારથાય ત્યારે એનો અવળો અર્થ લેવાય. આજે પણ સામાજિક સુધારો કરનારાં બિલોનો અવળો અર્થ ક્યાં નથી થતો ? લગ્નવિચ્છેદ – છૂટાછેડાના બિલ સામે પણ એવો જ પ્રચાર જોરશોરથી કરવામાં આવતો કે જાણે એ બિલ દરેક સ્ત્રીપુરુષને છૂટાછેડા લેવાની ફરજ પાડવાનું હોય !

કવિ ન્હાનાલાલનું એક વાક્ય જાણે વેદવાક્ય હોય એમ ગણી એને અનેક વખત ટાંકવામાં આવે છે — એ વાક્ય તે "સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી, દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમી મુક્તિ નથી."

કવિશ્રીનો આ લખવામાં હેતુ ગમે તે હોય પણ વ્યવહારમાં તો એ વાક્ય બહુ ભુલાવામાં નાખનારું છે. એક સ્ત્રી સ્નેહલગ્નથી પોતાની મેળે પસંદગી કરી પરણી હોય; પણ વિધવા થયા પછી એને દૈહિક, માનસિક, આર્થિક, સામાજિક એવાં ઘણાં કારણોને લીધે પુનર્લગ્ન કરવાની જરૂર પડે. પોતાના મરનાર પતિ પ્રત્યેના પ્રેમનું સ્મરણ માત્ર જ એની પાસે રહ્યું હોય છે અને એ સ્મરણ ગમે તેવું મીઠું હોય તોપણ આ બધી મુશ્કેલીઓમાંથી પાર કરાવવાની તાકાત ધરાવતું નથી. તો એનું પુનર્લગ્ન 'પાપ' કહેવાય?

બીજી તરફથી 'દેહલગ્નની' વિધવા કોને કહેવી? વડીલોએ પોતાની ઇચ્છા મુજબ જેનું લગ્ન કરાવ્યું હોય તે? પણ એવી સ્ત્રીને પણ પતિ સાથેના સહવાસથી એને માટે સાચો પ્રેમ થયો હોય તો પછી એ સ્નેહલગ્નની વિધવા કહેવાય કે નહિ?

તે ઉપરાંત ધારો કે વડીલોએ લગ્ન કરાવ્યુ હોય અને મરનાર પતિ સાથે મેળ પણ બિલકુલ ન જામ્યો હોય એ સ્ત્રીને દેહલગ્નની વિધવા ગણીએ; પણ એ એક લગ્નથી ધરાઈ ગઈ હોય, પ્રૌઢ ઉંમરની હોય, બાળકોની માતા હોય તો એને માટે પુનર્લગ્ન 'મુક્તિ' કેવી રીતે બને?

સ્વ. શ્રી. રમણભાઈએ પોતાના પુસ્તક 'રાઈનો પર્વત'માં એક જ વાક્યમાં પુનર્લગ્નનો સાર સમજાવી દીધો છે — 'પુનર્લગ્ન એ લગ્ન જેવો જ સ્વેચ્છાનો વિષય છે.'

જ્યાં લગ્ન કોઈ વ્યક્તિને અન્યાય કરતું હોય, દાખલા તરીકે એક સ્ત્રીને કાઢી મૂકી બીજી સાથે કરેલું લગ્ન, અથવા વૃદ્ધનું નાની બાળા સાથેનું લગ્ન, ત્યાં સમાજને વચ્ચે પડવાનો હક છે પણ એવું કાંઈ ન હોય ત્યાં પુખ્ત ઉંમરનાં દરેક સ્ત્રી કે પુરુષે પોતે સ્વેચ્છાથી જ નક્કી કરવાનું છે કે લગ્ન કરવું કે નહિ — પછી એ લગ્ન પહેલી વારનું હોય કે બીજી વારનું.

પુનર્લગ્નથી નારીનું મૂલ્ય ઘટશે એમ માનવાનું કારણ નથી. વિધુર પુરુષની માફક સ્મશાનમાં ચાંલ્લા કરાવવા જેવી નફટ, નિર્દય હદે સ્ત્રી કદી પણ જશે નહિ એમાં કશો જ સંશય નથી. હિંદુ સિવાયની બીજી કોમો જે આપણા દેશમાં વસે છે તેમનામાં તેમ જ પશ્ચિમના દેશોમાં બધે જ વિધવાને પુનર્લગ્નની પૂરી છૂટ છે, ત્યાં પણ સ્ત્રીઓ થોડા જ પ્રમાણમાં ફરી પરણે છે; અને પરણે તોપણ પહેલા પતિના મરણને યોગ્ય સમય થઈ જાય પછી જ બીજું લગ્ન કરે છે.

આપણે ત્યાં જે પુનર્લગ્નો થયાં છે તેમાંના મોટા ભાગનાં વિધવાઓએ વડીલોથી છૂપી રીતે કર્યાં છે. એનાં માબાપે કરાવ્યાં હોય એવાં જૂજ દાખલા છે. એક યુવતી લગ્ન પછી તરત વિધવા થઈ ત્યારે મહાત્માજીએ લખ્યું હતું કે એનું ફરી લગ્ન કરાવવાની એનાં સાસરિયાંની ફરજ છે. જ્યાં માબાપ જ વિધવા પુત્રીની દયા જાણતાં નથી ત્યાં પુત્ર ખોનાર સાસરિયાં ક્યાંથી જાણે ? પોતાના પુત્રની હત્યારી એને ગણે તે એના સારામાં રાજી ક્યાંથી હોય ? જો કે એવા બે વિરલ દાખલા જોયા છે ખરા કે જ્યાં સાસરિયાંએ વહુને ફરી પરણાવી હોય અને તે પણ પોતાના નાના દીકરા જોડે; પણ આ તો લાખોમાં એક નીકળે એવો દાખલો કહી શકાય. વિધવા પુત્રીનું દુઃખ નજરે જુએ, સંયમ ન પાળી શકે તો વ્યભિચારને રસ્તે જાય તે સાંખી લે, પણ પુનર્લગ્નની રજા ન આપે એવાં ક્રૂર માબાપ શી રીતે થઈ શકે તે સમજી શકાતું નથી.

Association for Moral & Social Hygiene (નૈતિક અને સામાજિક આરોગ્ય મંડળ) તરફથી શ્રીમતી ધનવંતી રામરાવ અને અન્ય કાર્યકર બહેનોએ વેશ્યાવૃત્તિ સંબંધી આખા દેશમા ફરી તપાસ કરી ત્યારે તેમને જણાયું કે બનારસમાં એવો રિવાજ છે કે ઊંચી કહેવાતી ન્યાતોનાં જે માબાપ વિધવા દીકરી કે વહુનું ગરીબાઈને લીધે પોષણ ન કરી શકે તે એને કાશીવિશ્વેશ્વરના મંદિરમાં મૂકી આવે છે અને કહે છે કે 'પૂજારી લોકો દયા કરીને કાંઈ આપે તો ખાજે નહિ તો તારું સૂઝ્યું કરી લેજે.' આનો અર્થ તો એ જ થયો કે વેશ્યાવૃત્તિ કરીને પેટ ભરજે. પૂજારીઓ પણ બધા કાંઈ ધર્માત્માના અવતાર હોતા નથી. એટલે એ લોકો દયા કરી ખાવાનું ધાન વિધવાને આપે તો પણ એના બદલામાં એના દેહનું વેચાણ માગે જ.

શ્રીમતી ધનવંતી રામરાવે આવી રીતે વેશ્યા બનેલી સ્ત્રીઓનાં માબાપનો સંપર્ક સાધી તેમને પૂછ્યું, "તમારી વિધવા દીકરીનું પોષણ કરવાની શક્તિ નહોતી તો એને ફરી પરણાવી કેમ નહિ? એનો નવો ધણી એનું પૂરું કરત." ત્યારે એ લોકો હાથ જોડી જીભ કાઢીને કહેતા, "આપણે ઊંચી વરણ! આપણાથી એમ નાતરિયા નાત પેઠે છોકરીને ફરી પરણાવાતી હશે?"

આના કરતાં વધારે વિકૃત માનસનો દાખલો મળવો મુશ્કેલ છે. માબાપ હાથે કરીને દીકરીને વેશ્યાવૃત્તિમાં ધકેલે તેમાં 'ઊંચી વરણ'નો બાધ નડ્યો નહિ. ફરી પરણાવવી એ વેશ્યાવૃત્તિથી પણ હલકું કામ આ માબાપને મનથી હતું!

આપણા દેશમા લગભગ ૮૦ ટકા જાતિઓમા પુનર્લગ્નનો રિવાજ છે. એમનામાં પણ ઘણાં બાળકોવાળી કે પ્રૌઢ ઉંમરની વિધવા ફરી પરણતી નથી. આવી જાતિઓમાં સ્ત્રીઓની સ્થિતિ ઊંચી કહેવાતી

જાતે કરવા સ્વતંત્ર છે. જો કે એમનામાં પણ કોઈ વાર કુટુંબનું દેવું ચૂકવવા માટે વિધવાને જોરજુલમથી ફરી પરણાવવામાં આવે છે પણ એકંદરે ફરી લગ્નની છૂટ તેમજ મજૂરી કરી કમાવાની શક્તિને લઈ વિધવા ઓશિયાળો અવતાર કાઢતી નથી.

વિધવાની સ્થિતિ સુધારવાનો એક સરસ ઉપાય એ છે કે તેણે કશું જ વેશપરિવર્તન કરવું નહિ. દેખાવ ઉપરથી કોઈ જાણી જ ન શકે કે આ સ્ત્રીનો પતિ જીવે છે કે નહિ – એ જાણવાની કોઈએ જરૂર પણ નથી. બીજા સૌની માફક વિધવા પણ એક વ્યક્તિ અને એક નાગરિક છે. એનો માલિક કોઈ પુરુષ હયાત છે કે નહિ તે જાણવાની સમાજને શી જરૂર છે? એની કિંમત એના પોતાના વ્યક્તિત્વથી, એના ગુણ અવગુણથી અંકાય, પતિની હયાતિથી નહિ. વેશ ઉતારવો એ પતિની માલિકપણાની ભાવનાનું પુષ્ટિકરણ છે, જે ભાવના આજના જમાનામાં પોષવાની જરૂર નથી. વિધવાનો વેશ બીજી સ્ત્રીઓ જોવે જ હોય તો પછી એને ઓળખી, અપશુકનિયાળ ગણી મોઢું ફેરવી લેવાનું બનશે નહિ, તેમ જ સ્ત્રી જાતિને સામાન્ય એવો પહેરવાઓઢવાનો શોખ પૂરો પડશે તો વિધવા મનમાંથી બળ્યા કરી બીજા ઉપર વેર લેવાનું નહિ વિચાર્યા કરે. પહેર્યાઓઢ્યાથી વિધવા અનીતિમાન બનશે એ બીક નકામી છે. પૂરો વિધવાનો વેશ ધારણ કરનારી સ્ત્રીઓ પણ ઘણીએ અનીતિને માર્ગે જાય છે. લોકનિંદાનો ભય તો દરેક સુધારાની માફક આમાં પણ ટાળવો જ પડશે.

લોકમત હંમેશાં એકસરખો રહેતો નથી તેમ જ એક જ સમયમાં પણ એકસરખો અભિપ્રાય બધા જ લોકો ધરાવતા નથી. એટલે લોકમતને અનુકૂળ થઈને જ રહેવાનો પ્રયત્ન કરવો તે શક્ય નથી. દરેક વખત લોકમતને જ માન આપી પોતાની બુદ્ધિનો બિલકુલ ઉપયોગ ન કરનાર, પેલી જૂની ટટ્ટુ વેચનારની વાતમાંના બાપદીકરા માફક

બધું ખોઈને હાસ્યાસ્પદ સ્થિતિમાં મુકાય છે. એટલે પુનર્લગ્ન કરવામાં, કમાણી કરી સ્વતંત્ર થવામાં કે વેશ રાખવામાં 'લોકો શું કહેશે' એ ભય તજી પોતાની બુદ્ધિને યોગ્ય લાગે તે અનુસાર વર્તન કરવું જોઈએ.

એક અંગ્રેજ લેખક કહે છે કે 'The public! The public! How many fools does it take to make a public? [લોકો, લોકો! (શું કહેશે)! કેટલા મૂર્ખ મળીને 'લોકો' બને?]

---

૬૩

# આદર્શ અને વ્યવહાર

જગતના દરેક વ્યવહારમાં સ્ત્રીજીવનનું મહત્ત્વ છે, સ્ત્રીની ઉપયોગિતા પણ છે. સમસ્ત માનવજીવનના પ્રવાહની નિર્મળતા અને ઉત્કૃષ્ટતાનો આધાર સ્ત્રી અને પુરુષ બન્ને ઉપર રહેલો છે. દેશની અંદરની સુધારણાનું પ્રથમ પગથિયું કુટુંબની સુધારણા છે અને તેનો આધાર સ્ત્રીના ઉપર છે. કુટુંબજીવનમાં સ્ત્રી અને પુરુષ બન્નેનો હિસ્સો સમાન છે, પણ એક રીતે જોતાં જેટલી સ્ત્રીની પ્રત્યક્ષ અસર એ જીવન ઉપર પડે છે તેટલી પુરુષની પડતી નથી. પુરુષની અસર પરોક્ષ રીતે પડે છે એમ કહી શકાય.

અત્યારે આપણો આદર્શ આખા દેશની ઉન્નતિ છે. એ જ આદર્શ નજર સમક્ષ રાખી આપણે સ્ત્રીના પદનો અને મહત્ત્વનો સ્વીકાર કરવાનો છે. એમને આદર્શરૂપ પદે પહોંચાડવામાં જે જે વસ્તુઓ, રિવાજો વિઘ્નકર્તા હોય, જે બંધનો વિકાસની આડે આવતાં હોય તે સર્વ દૂર કરવાનાં છે.

અત્યારે કેટલેક પક્ષે એવો જોરશોરથી પ્રચાર થઈ રહ્યો છે કે આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ તો બહુ સારી છે. નકામા અંગ્રેજી ભણેલા શહેરી લોકો માની બેઠા છે કે સ્ત્રીઓની સ્થિતિ અવનત છે. આવો પ્રચાર કરનારા જ્યારે બીજી રીતે બહુ ઉપયોગી સેવા બજાવી રહ્યા હોય ત્યારે આ સ્ત્રીવર્ગ તરફની કુસેવા વધારે નુકસાનકર્તા છે. કારણ સૌ કોઈ એમ માને કે આવા નિઃસ્વાર્થ સેવક કાંઈ ખોટો પ્રચાર કરે નહિ.

આપણે સ્ત્રીજીવનનાં વિવિધ પાસાં જોયાં તો જણાયું કે દરેક અવસ્થામાં એમના ઉપર અયોગ્ય અંકુશો છે. ઘણે સ્થળે તેમની પાસે ગુલામની માફક કામ લેવામાં આવે છે. સ્ત્રીને લાગણી જેવી ચીજ હોય એમ માનવા પણ સમાજનો મોટો ભાગ તૈયાર નથી. સ્ત્રીઓ પરાધીન, પરવશ, નિર્બળ અને અજ્ઞાન હોય તો પ્રજા પણ તેવી જ થવાની અને રહેવાની.

જગતના કોઈ કાળમાં, કોઈ દેશમાં આદર્શરૂપ સમાજ વ્યવસ્થા રહી નથી. પણ જે સ્થિતિ છે તેમાં સુધારાને અવકાશ જ નથી, એ જ આદર્શરૂપ વ્યવસ્થા છે એમ માની લેવું તે પ્રગતિમાં સૌથી મોટું વિઘ્ન છે. સ્થિતિના અજ્ઞાન કરતાં પણ સ્થિતિનો ખોટો સંતોષ બહુ વધારે હાનિકર્તા છે.

પરંપરાથી પુરુષોએ સ્ત્રીજાતિને પોતાના શારીરિક બળથી વશ રાખી છે. પ્રાચીન સમયથી સ્ત્રી માટે લડાઈટંટા પુરુષસમાજ આદરતો આવ્યો છે. 'જર, જમીન'ને જોરુ, એ ત્રણે કજિયાના છોરુ' એવી કહેવત આપણે ત્યાં પ્રચલિત છે. વિચાર કરીશું તો જણાશે કે આ ત્રણેમાંથી એકે પોતાની મેળે દેશવ્યાપી યુદ્ધો કે નાની લડાઈઓ પણ ઊભી કરતાં નથી. એ ત્રણેને પુરુષો પોતાની માલિકીની ચીજ ગણે છે, એટલે એની માલિકી માટે જ તેઓ યુદ્ધો કરે છે. ફક્ત પોતાનો દોષ ઢાંકવા એ ત્રણેને લડાઈનું ઉત્પત્તિ કારણ ગણાવે છે.

એક વાર ગમે તે કારણસર દેશમાં લડાઈનું વાતાવરણ જામે એટલે સ્ત્રીઓને સંરક્ષણની જરૂર પડે. આનું કારણ પણ પુરુષોની પાશવી વૃત્તિ; પણ તેનો લાભ લઈ સ્ત્રીઓને આધીન રાખવાનું શરૂ થયું. કાળના વહેવા સાથે એ આધીનતા વાજબી અને કાયદેસર ગણાઈ ને એક સ્થાપિત રિવાજ જેવી થઈ પડી. એમાં ફેરફાર કરવાનું સ્ત્રીઓને જ અસ્વાભાવિક લાગે છે તો પુરુષોને તો લાગે જ.

સ્વાતંત્ર્ય મેળવવા માટે આપણા દેશે મહાત્માજીની દોરવણી નીચે ભગીરથ પ્રયત્ન કર્યો અને તેમાં સફળતા પણ મેળવી. પરદેશોમાં, જ્યાં આપણા દેશબંધુઓના હક ઉપર તરાપ પડે છે ત્યાં આપણે જીવ સટોસટની લડત આપીએ છીએ. ગુલામી પ્રથાનો સર્વત્ર તિરસ્કાર કરીએ છીએ. તે છતાં ઘરઆંગણે સ્ત્રીજાતિની ગુલામ, અવનત દશા માટે, કોઈ પ્રકારના સ્વાતંત્ર્ય કે અધિકાર વિનાના જીવન માટે આપણને કશો અફસોસ ન થાય એ કેટલું શોચનીય છે?

આ દશા સુધારવા માટે પ્રથમ તો વહેમો, નકામી રૂઢિઓનો ત્યાગ કરવો પડશે અને નવી પરિસ્થિતિનું માપ કાઢવું જરૂરી બનશે. એ માપની દૃષ્ટિએ જૂના અનુભવો કે શાસ્ત્રોના આધાર બહુ ઉપયોગી નહિ થઈ પડે.

અર્વાચીન સંસ્કૃતિઓ એકાદ બે અપવાદ સિવાય બધી જ પિતૃકુલવાદી છે — એટલે કુટુંબને વડીલપદે પિતા રહેલો છે. સ્ત્રીના સતીત્વની ભાવના આ કુટુંબની રક્ષા માટે દૃઢ કરવામાં આવી છે. સ્વતંત્રતા સ્ત્રીને ન અપાય કારણ એ કદાચ સ્વચ્છંદી થઈ જાય અને કુળમાં પારકું લોહી દાખલ થાય એવી બીક રહે છે.

એટલું સમજવામાં નથી આવતું કે જેમ પુરુષને તેમ સ્ત્રીને સ્વાતંત્ર્ય આપવાથી સ્વાભાવિક શક્તિઓ વિકાસ પામે છે. બુદ્ધિનો ઉપયોગ કરતાં શીખાય છે અને આત્માવલંબન, ધૈર્ય, ઉદારતા એ સર્વ ગુણોને પોષણ મળે છે. પરાધીન દશામાં રહી એ સંકુચિત વૃત્તિવાળી અને ડરપોક બની ગઈ છે; બુદ્ધિનો ઉપયોગ ભૂલી ગઈ છે.

સ્ત્રીને સ્વાતંત્ર્ય આપવાની વાત આવતાં જ ઘણા લોકો પશ્ચિમનો દાખલો આપી ભડકાવી મૂકવા માગે છે. આમાંના ઘણાખરાને પશ્ચિમની સંસ્કૃતિ કે ત્યાંના સમાજ વિષે કશી ખબર હોતી નથી. પશ્ચિમના સાહિત્યનો તેમણે અભ્યાસ કર્યો નથી હોતો, કરવાની શક્તિ

પણ નથી હોતી. અને ત્યાંની સંસ્કૃતિના ઊંડા અભ્યાસીઓ – બર્નાર્ડ શૉ કે બર્ટ્રાન્ડ રસેલ જેવાનું નામ સુદ્ધાં સાંભળ્યુ નથી હોતું. ત્યાંનુ જીવન નજરે તો જોયું જ ક્યાથી હોય ? તે છતાં તેઓ નિગતે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓ ઉપર નિશ્ચિત અભિપ્રાયો આપી પોતાનો જ અભિપ્રાય સાચો છે એવો આગ્રહ રાખે છે !

ખરું જોતાં પૂર્વની સંસ્કૃતિનો પણ તેમનો અભ્યાસ હોતો નથી. 'પૂર્વ' નો અર્થ તેઓ પોતાની આસપાસ વસતો મધ્યમ વર્ગનો સમાજ એટલો જ કરે છે અથવા એ ચાર પ્રાચીન સતીઓનાં નામ દઈ જાણે છે. 'પૂર્વ' શબ્દમાં તો તુર્કસ્તાનથી માંડી જાપાન સુધીના કોડીબંધ દેશો, એમાંની સેંકડો જાતિઓ અને કરોડો માનવીઓનો સમાવેશ થાય છે. આપણા દેશમાં જ હિમાલયમાં અને દક્ષિણમાં બહુ પતિનો – દ્રૌપદી માફક એક સ્ત્રીને એક કરતાં વધારે પતિ એકીસાથે હોય એવો – રિવાજ ધરાવનાર જાતિઓ આજે પણ છે તેની સુદ્ધાં એમને ખબર હોતી નથી. આપણા પોતાના દેશમાં લગભગ ૮૦ ટકા જાતિઓમાં પુનર્લગ્ન અને છૂટાછેડાના રિવાજ પરાપૂર્વથી ચાલુ છે એ વાત તેમના ધ્યાનમાં રહેતી નથી. પ્રાચીન કાળ વિષે પણ તેમની માહિતી છેક જ અધૂરી હોય છે. ઋગ્વેદથી માંડી શંકરાચાર્યના સમય સુધીના હજારો વર્ષના કાળને તેઓ એક જ 'પ્રાચીન' શબ્દમાં સમાવી દે છે. આવા અજ્ઞાનથી દૂષિત જે તર્કો હોય તેનો સામનો કરવાનું મુશ્કેલ છે. કવિ ભર્તૃહરિ કહે છે તેમ પ્રયત્ન કરીએ તો કદાચ રેતીમાંથી તેલ નીકળે, ઝાંઝવાના જળમાંથી તરસ્યાને પાણી પણ મળી જાય, પણ દુરાગ્રહી મૂર્ખને રાજી કરવાનું ગમે તેટલા પ્રયત્ને પણ બનતું નથી.

આથી એમ નથી સમજવાનું કે પૂર્વ અને પશ્ચિમની સરખામણી કોઈથી થઈ જ ન શકે. પૂર્વગ્રહોથી મુક્ત રહી, બુદ્ધિપૂર્વકના અભ્યાસથી એ થઈ શકે અને કરવી પણ ઇષ્ટ છે. હવે દુનિયાના બધા દેશો એકબીજાની બહુજુનિષ્ઠ રાજકીય અને આર્થિક સંબંધોને લીધે આવતા

જાય છે. તે વખતે એ દેશોના સામાજિક જીવન વિષે જાણવું ખાસ જરૂરી છે. એમના અનુભવોનો લાભ લઈ આપણે સારાં તત્ત્વો ગ્રહણ કરીએ અને દૂષિત તત્ત્વોને નિવારીએ.

જગતના બધા મહાન ધર્મો માફક ખ્રિસ્તીધર્મનો જન્મ તો એશિયામાં જ થયો હતો. પણ એનો પ્રચાર ફક્ત પશ્ચિમના દેશોમાં હોઈ એ ધર્મને આપણે પશ્ચિમની સંસ્કૃતિના માનદંડ તરીકે ગણી શકીએ. એક પત્નીવ્રતનો સિદ્ધાંત સૌથી પહેલો ખ્રિસ્તીધર્મે સ્વીકાર્યો અને એમ કરીને પત્નીનું ગૌરવ વધાર્યું. આજે પણ એ ધર્મ અને પારસી, યહૂદી જેવી નાની જાતિઓ સિવાય બધા જ ધર્મ બહુપત્નીવ્રત સ્વીકારે છે. તાજેતરમાં આપણા દેશની લોકસભાએ હિંદુ મેરેજ એન્ડ ડાઇવોર્સ બિલ પસાર કરી એકપત્નીવ્રતને દેશનો કાયદો કર્યો છે. બાકી અત્યાર સુધી આપણે ત્યાં બહુપત્નીનો નિષેધ નહોતો.

બૌદ્ધધર્મ માફક ખ્રિસ્તીધર્મે પણ સ્ત્રીઓને સાધ્વી થવાની રજા આપી એમને ધર્મની બાબતમાં પુરુષના સમાન ગણી હતી; પણ તેની અસર ગૃહજીવન ઉપર થઈ નહોતી. ગૃહજીવનથી ત્રાસેલી અનેક સ્ત્રીઓ સાધ્વી થઈ જતી. પતિનો ત્યાગ કરવાનો એ એક રસ્તો ખ્રિસ્તીધર્મે સ્ત્રીને આપ્યો અને આજે પણ રોમન કેથોલિક પંથમાં એ મુજબની સાધ્વીઓ દેખાય છે.

આગળ જણાવ્યું તેમ સતત ચાલતા યુદ્ધોને લઈ સ્ત્રીઓની દશા પરાધીન થાય છે. એમને નિરંતર પુરુષના રક્ષણની જરૂર મનાય છે. યુરોપમાં મધ્યકાલીન યુગમાં પણ એ જ કારણથી સ્ત્રીસંરક્ષણની અને તેના પરિણામરૂપ સ્ત્રીસન્માન (Chivalry)ની જે દંભી ભાવના જન્મી હતી તેણે સ્ત્રીજાતિને કેવળ અસહાય, નિરાધાર બનાવી દીધી હતી. ચાર ડગલાં ચાલવું હોય તોપણ પુરુષનો હાથ ઝાલવો પડે એમ સ્ત્રીઓ સમજતી અને પોતાની એવી નિર્બળતાને કોમળતાનું લક્ષણ

સમજી એમાં રાચતી. એમને રાજકીય, સામાજિક, આર્થિક હકોમાંથી બાતલ રાખવામાં આવી હતી તેનું એમને ભાન જ નહોતું, તો દુઃખ શેનું હોય? એ વખતના ખ્યાલ મુજબ સારે ઠેકાણે પરણવા માટે આવશ્યક ગણાતું સંગીત, ચિત્રકળા કે ભરતગૂંથણનું શિક્ષણ લેવું કે લેવાનો ડોળ કરવો એ જ કન્યા માટે ખાસ જરૂરી હતું. પરણ્યા પછી માત્ર પતિના અવલંબનથી જીવવું એમાં સ્ત્રીના કર્તવ્યની સમાપ્તિ ગણાતી. એ અવલંબન કાયમ રહે તે માટે ગમે તેવા જુલમ અને અન્યાય પણ સહી લેતી. બેદરકાર કે હાડકાં ખોખરાં કરનાર ધણી પણ જો એકાદ પ્રસંગે સ્ત્રીની રસોઈથી રાજી થઈ બે મીઠાં વચન કહે તો પત્ની પોતાનું જીવ્યું સફળ થયું માનતી, પતિના ઘોર અન્યાય અને જુલમી વર્તનને આનંદપૂર્વક સ્વીકારી લેતી. 'પેશંટ ગ્રિસેલ્ડા'ની વાર્તા, જે આપણી સતીઓની વાર્તા જેવી છે, તે ઇંગ્લંડમાં સ્ત્રીઓ માટે આદર્શરૂપ ગણાતી. એ વાર્તાની નાયિકાનું અનુકરણ કરવું તે સ્ત્રીનો ધર્મ મનાતો.

સર્વત્ર હોય છે તેમ આવી પરાધીનતાનો ભોગ મધ્યમ અને શ્રીમંત વર્ગની સ્ત્રીઓ જ વધારે બનતી, અને મહેનતમજૂરી કરી કમાનારી સ્ત્રીઓ કાંઈક સ્વતંત્ર હતી. જો કે એમનામાં પણ પતિના હાથનો ઢોર માર ખાઈને રહેનારી પણ ઘણી હતી.

અઢારમી સદીની આખરે મેરી વુલ્સ્ટનક્રાફ્ટ નામની પ્રતિભાશાળી સ્ત્રીએ Vindication of the Rights of Women (સ્ત્રીઓના હકનું બચાવનામું) એ નિબંધ લખી રૂઢિચુસ્ત ઇંગ્લંડની પ્રજાના માનસ ઉપર બૉંબ ફેંક્યો. સ્ત્રીને સ્વતંત્ર વ્યક્તિત્વ હોય, એના હકો અને સમાજ પ્રત્યેની જવાબદારીઓ પણ હોઈ શકે, એ બધું વિચારવાનો પ્રસંગ ઇંગ્લંડની પ્રજાએ પહેલી જ વાર આવ્યો. મેરી વુલ્સ્ટનક્રાફ્ટના વિચારો સામે ખૂબ ઉહાપોહ થયો. વિરોધના તીક્ષ્ણ બાણ એના ઉપર વરસ્યાં; પણ એણે સમજુ વર્ગને વિચાર કરતો જરૂર કરી મૂક્યો. સ્ત્રીસન્માનની દંભી ભાવનાનો પડદો ખસેડી એની પાછળ રહેલા સડા તરફ સૌનું ધ્યાન ખેંચાયું.

અમેરિકાની સ્ત્રીઓને આપમળથી સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું હતું. સોળમા સૈકામાં ઇંગ્લંડ અને યુરોપના અન્ય દેશોમાં ધાર્મિક ઝનૂન પ્રવર્તી રહ્યું હતું અને દરેક રાજકર્તા પોતાના જ પંથના અનુસરણ માટે સામા પંથવાળા ઉપર કેર વર્તાવતો. આને લઈ ઘણા ધર્મચુસ્ત માણસો સ્વદેશ છોડી અમેરિકા નાસી ગયા. એમણે જ ત્યાં વસાહતો શરૂ કરી. અમેરિકાના મૂળ વતનીઓ સાથે યુદ્ધ કરવામાં પુરુષો રોકાયલા રહેતા એટલે સ્ત્રીઓને એકલે હાથે નવી ભૂમિમાં ખેતીવાડી, બાંધકામ, માંદગી એ બધું સંભાળી લેવું પડતું. ઘણીવાર લૂંટફાટનો સામનો કરવા બંદૂકો પણ હાથમાં લેવી પડતી. ભૂખમરો યે વેઠવો પડતો. આમ અનેક પ્રકારનાં સંકટોનો સામનો કરવાથી તેમનામાં સ્વાશ્રયની બુદ્ધિ જાગ્રત થઈ. સ્ત્રીઓ પુરુષોનો અનેક પ્રકારનો બોજો ઉપાડી લેવા ઉપરાંત ઝૂંપડીઓમાં પણ આનંદ અને રસિકતા રેલાવી જંગલમાં મંગલ કરતી હતી. વતનનું વૈભવશાળી જીવન છોડી જાતજાતની આપત્તિઓમાં પુરુષોને સહાયતા આપતી રહેલી સ્ત્રીઓની સ્વતંત્રતાની આડે કોણ આવે? એ રીતે વવાયલા સ્વાતંત્ર્યનાં બીજ અમેરિકામાં ખૂબ ફાલીફૂલીને વૃક્ષરૂપ થયાં.

ઇંગ્લંડમાં ધીમે ધીમે સ્ત્રીની પદવી સુધરતી ગઈ. ઈ સ. ૧૭૫૨ના અરસામાં લૉર્ડ હાર્ડવીકના કાયદાથી લગ્નના જૂના કાયદાઓ રદ કરી નવા નિયમો રચાયા અને લગ્નના સ્વરૂપમાં મહત્ત્વના ફેરફાર થયા. લગ્ન માત્ર ધાર્મિક વિધિથી થતાં તેને બદલે રજિસ્ટર પણ કરવાનો કાયદો થયો અને લગ્નને ધાર્મિક બંધનને બદલે સામાજિક કરાર ગણવાનું ઠરાવવામાં આવ્યું. ધર્મને નામે જે અત્યાચારો પ્રવર્તી રહ્યા હતા તે દૂર થયા.

સ્ત્રીને વારસાહક ઇંગ્લંડમાં છેક ઈ. સ. ૧૮૮૨માં મળ્યો. વીસમી સદીની શરૂઆતમાં મિસિસ પૅંકહર્સ્ટની સરદારી નીચે સ્ત્રીઓના મતાધિકારની ચળવળ ખૂબ જોશમાં ચાલી. એમણે અને અનેક સ્ત્રીઓએ

એ હક માટે કારાવાસ પણ વેઠ્યા. આ રાજકીય ચળવળની અસર ગૃહજીવન ઉપર પણ થઈ જ. સ્ત્રીઓ પોતાને શોભાની પૂતળી કે કામ કરનારી દાસી ગણતી તેમાં ફેર પડવા માંડ્યો.

સ્ત્રીની શક્તિની ખરી પિછાન યુરોપની પ્રજાને ૧૯૧૪-૧૮ના પહેલા વિશ્વયુદ્ધ વખતે થઈ. ખાસ કરીને ઈંગ્લંડમાં તો સ્ત્રીઓએ પુરુષોના રોજિંદા વ્યવહારનો ભાર એટલો બધો ઉપાડી લીધો કે સૌ કોઈ આશ્ચર્યચકિત થઈ ગયાં. લડાઈ પહેલાં એક છાપામાં નોકરીના હકો માગતી સ્ત્રીઓ ઉપર એક કટાક્ષચિત્ર પ્રસિદ્ધ થયું હતું. એમાં ટિકિટ કલેક્ટર તરીકે કામ કરતી સ્ત્રી, સામે ઊભેલી માણસોની લાંબી કતારને કહે છે કે 'જરા ઊભા રહેજો, મારો અંબોડો છૂટી ગયો છે તે બાંધી લઉં'. પણ જ્યારે સ્ત્રીઓ ખરેખર ટિકિટ કલેક્ટરનું તો શું પણ એંજિન ડ્રાઈવરનું, ગાર્ડનું, બસ કંડક્ટરનું, ઍમ્બ્યુલન્સ ડ્રાઈવરનું, ઑફિસોનું અને બીજું અનેક પ્રકારનું કામ યુદ્ધ દરમિયાન કરવા લાગી ત્યારે સૌને એમનામાં રહેલી શક્તિનું ભાન થયું. આ પછી સ્ત્રીઓને મતાધિકાર અને બીજા અનેક હકો મળ્યા છે. આજે સામાજિક, આર્થિક, રાજકીય — બધાં જ ક્ષેત્રોમાં સ્ત્રીઓ ઉન્નત દશાએ પહોંચી છે.

આપણે ત્યાં પણ મહાત્મા ગાંધીજીએ એક વસ્તુ સૌના મન ઉપર બરાબર ઠસાવવા પ્રયત્ન કર્યો હતો. તે એ કે 'સ્ત્રીઓના સાથ વગર બધી રાજકીય ચળવળ નકામી જવાની છે, અને એમની સ્થિતિ સુધાર્યા વગર સ્વરાજ્ય પણ કામનું નથી.' એમની હાકલને માન આપી હજારો સ્ત્રીઓ પિકેટિંગના કામમાં જોડાઈ હતી અને જેલમાં પણ ગઈ હતી. એકંદરે સ્ત્રીઓ બહારના જીવનમાં ભાગ લેતી મહાત્માજીની ચળવળોને લીધે ઘણી થઈ — ખાસ કરીને ૧૯૩૦ની લડત પછી. અફસોસની વાત એટલી જ બની છે કે મહા બળવાન બ્રિટિશ સલ્તનત સામે માથું ઊંચકનાર સ્ત્રીઓમાં રૂઢિ-રાક્ષસીનો વિરોધ કરવાની શક્તિ નથી. રાજકીય કારભાર જેલમાં જવાથી સર્વત્ર પ્રતિષ્ઠા વધતી હતી જ્યારે

રૂઢિઓની સામે થવાથી ઘણી વાર પ્રતિષ્ઠા ઘટે છે. જનસમૂહ હજુ મોટે ભાગે અજ્ઞાન છે અને અર્થહીન રૂઢિઓને ધર્મ સમજી એના પાલન માટે આગ્રહ રાખે છે. એ 'ધર્મ' ન પાળનારને અનેક પ્રકારના લોકાપવાદ સહન કરવા પડે છે. આને જ લઈ રૂઢિપૂજકોની સંખ્યા ઘટતી નથી, અને સ્વતંત્ર વિચારોના પ્રચારમાં અવરોધો આવે છે.

મહાત્માજીની ચળવળોમાં સભા, સરઘસો વ.માં જોડાવાથી તેમ જ છાવણીઓમાં રહેવાથી સ્ત્રી-પુરુષોનો સંપર્ક ઘણો વધ્યો અને એ તરફ શંકાની નજરે જોવાનું ઓછું થયું; પણ તે છતાં દેશના અનેક ભાગમાં હજી સુધી સ્ત્રીઓ પડદામાં છે. યુરોપમાં પડદાની પ્રથા કદી નહોતી પણ સ્ત્રી-પુરુષને અલગ રાખવાનું ઘટિત મનાતું હતું. પડદાની કે આવી અલગપણાની પ્રથા જ્યાં હોય ત્યાં સ્ત્રી-પુરુષોને અંતરનો સંયમ શીખવવા કશો પ્રયત્ન થતો નથી. સંપર્કનો દોષ ઊભો જ ન થવા પામે માટે બન્નેને તદ્દન જુદાં જ રાખવાં એવી માન્યતા આ રિવાજમાં છે. પશ્ચિમમાં જેમ જેમ આવા બહારના વાડા ભાંગતા ગયા તેમ તેમ એ ભાગનારને જણાતું ગયું કે કલુષિત ન થવા માટે આંતરિક સંયમની જ જરૂર છે, વાડાબંધીની નહિ.

પશ્ચિમના દેશોમાં સંયુક્ત કુટુંબની પ્રથા ઘણા સૈકાઓ થયા નાબૂદ થઈ હોવાથી આપણે ત્યાં વહુઓને જે દુઃખ પડે છે તે ત્યાં પડતું નથી. બાઈબલના એક શેરોપમાં ઇશ્વિરે કહ્યું છે કે "જે મારા કરતાં પોતાનાં માબાપ ઉપર વધારે ભાવ રાખે છે તેને ખરી રીતે મારા ઉપર ભાવ જ નથી." આનો અર્થ એ કે માણસે માબાપની વિરુદ્ધ થઈને પણ અંતરના અવાજને માન આપવું. પ્રાચીન ધર્મમાં પિતા એ પ્રભુ હતો પણ ખ્રિસ્તી ધર્મે પ્રભુને પિતા ગણ્યો. એટલે સત્યનો માર્ગ માબાપની કે બીજાની ઇચ્છા કરતાં વધારે જરૂરી છે એમ એ ધર્મની આજ્ઞા છે. આ આદર્શને લઈને પણ પુરુષ માબાપની ઇચ્છાને આધીન થઈ પત્નીને હેરાન કરતો નથી.

આજની પશ્ચિમની સ્ત્રીને આપણે કેવળ સ્વચ્છંદી અને દરરોજ છૂટાછેડાનાં કારણો શોધતી કલ્પીએ છીએ. ત્યાં સ્ત્રીઓ હવે ગુલામી સ્વીકારવા રાજી નથી એ સાચું છે, પણ તેથી એ બધાં જ સામાજિક બંધનોમાંથી છૂટી ગઈ છે એમ માનવું ભૂલભરેલું છે. ત્યાં પણ સ્ત્રીઓ મોટે ભાગે ઘરરક્ષક ગૃહિણીઓ અને વત્સલ માતાઓ હોય છે. છૂટાછેડાનું પ્રમાણુ એમાં પચીસ જેટલું માનીએ તોપણ પંચોતેર લગ્નો તો સુખી જ હોય છે. છાપાંઓ તો અસાધારણ બનાવોની ખબર જ પ્રસિદ્ધ કરે. રસ્તા ઉપર આજે આટલા હજાર ગાડીઓ સહી-સલામત દોડી એમ કોઈ પત્ર ન છાપે પણ એક અકસ્માત થયો તો તે બધાં જ પત્રો મોટા અક્ષરે છાપી મારે. તે જ મુજબ લાખો સરળ રીતે ચાલતા ગૃહસંસાર વિષે આપણને કાંઈ જાણવા ન મળે પણ તૂટેલો એક સંસાર હોય તો એ છાપે ચઢી પ્રસિદ્ધિ પામે.

પશ્ચિમના દેશોમાં જે કારણોસર સ્ત્રીઓ પતિથી છૂટાછેડા માગે છે તે – વ્યભિચાર, વ્યસનાસક્તિ, ક્રૂરતા, ત્યાગ એ બધાં પણ આપણા ગૃહજીવનમાં બને છે કે નહિ? સૌ કોઈ કબૂલ કરશે કે બને છે જ. તો પછી આપણું ગૃહજીવન તો એમના જેવું જ સડેલું છે. માત્ર આપણી સ્ત્રીઓ એ લાચારીથી સહન કરે છે અને પશ્ચિમની સ્ત્રી છૂટી થવા ઇચ્છે છે. છૂટાં થવા માટેની કોર્ટની એ અરજી જ સમાજની ઊંચી-નીચી કક્ષાનું માપ છે અને એની પાછળ રહેલાં કારણોનો કાંઈ જ ભાગ નથી?

છૂટાછેડાનાં કારણો ઉત્પન્ન ન થાય માટે સૌથી પહેલું તો દંપતીએ સમજવાનું છે કે લગ્ન એ બે જણના આનંદ કે વિલાસનું સાધન માત્ર નથી. લગ્નજીવનમાં જ બાળકો જન્મ લે છે એટલે સમાજનું એ અતિ અગત્યનું અંગ છે. પતિપત્નીની અન્યોન્ય લાગણીમાં લગ્નની સમાપ્તિ નથી. એથી ઘણે દૂર સુધી એની અસર પહોંચે છે.

લગ્નની શરૂઆત પ્રેમથી થાય અને થવી જોઈએ. પણ દંપતીએ એ સમજવાનું છે કે પરિણીત જીવન સુખી કરવું હોય અને એનો સામાજિક હેતુ બર આણવો હોય તો પરસ્પરના આકર્ષણથી ઉત્પન્ન થયેલા પ્રેમથી એ બની શકશે નહિ. એવા પ્રેમમાં સ્ત્રીપુરુષ અન્યોન્યને ખરા સ્વરૂપમાં નહિ પણ મોહના પડળમાંથી જુએ છે. કોઈ યુગલનો મોહ લાંબો વખત ટકે અને કોઈનો ટુંકો. એ મોહનો સમય બહુ મીઠો છે અને જીવનમાં એની કિંમત પણ છે; પણ બાળકોનો પ્રવેશ થાય ત્યારે વસ્તુસ્થિતિ બદલાય છે. એમના જન્મથી જ લગ્નને સામાજિક અગત્ય મળે છે અને દંપતી પણ સમજે છે કે અન્યોન્ય માટેની લાગણી કરતાં બાળક પ્રત્યેની લાગણી વધારે જરૂરી છે. પત્ની કરતાં માતાનું સ્થાન વિશેષ અગત્યનું બને છે.

આદિ સમાજ, જે ખેતીપ્રધાન વ્યવસ્થાવાળો હતો, તેમાં સ્ત્રી તેમ જ બાળકો એ પુરુષ માટે આર્થિક ઉત્પાદનનું સાધન હતાં. ખેતરમાં સ્ત્રીઓ અને ઢોર ચરાવવામાં બાળકો બહુ જરૂરી સેવા આપતાં. આને લઈ સત્તાધારી અને લક્ષ્મીવાન પુરુષો ઘણી સ્ત્રીઓના માલિક થવાની ઇચ્છા રાખતા. આવી સમાજવ્યવસ્થા દુનિયામાં સર્વત્ર પ્રચલિત હતી. એમાં સ્ત્રીનું મુખ્ય સ્થાન શ્રમજીવી તરીકે હતું. સ્ત્રી વાસનાતૃપ્તિનું સાધન ને વખતે ગૌણ રીતે ગણાતી.

આવી પાળેલા જાનવર જેવી સ્ત્રીની સ્થિતિ પુરુષને માટે બહુ રુચિકર હતી પણ સ્ત્રીને પોતાને ભાગે તો એમાં ફક્ત શ્રમ અને સંકટો જ આવતાં.

એવા સમાજમાં કોઈ પણ પુરુષ ગમે તે સ્ત્રી સાથે લગ્ન કરે તેમાં કશો ફેર પડતો નહોતો, કારણ સ્ત્રીને શ્રમ કરવા સિવાય બીજી ફરજો બજાવવાની નહોતી. એક રીતે જોતાં એવા લગ્નમાં સરળતા હોય છે પણ જે લોકોમાં જાતજાતની ટેવો, આવડત, શોખ, એ સર્વ વ્યક્તિગત

રીતે વિકાસ પામ્યાં હોય તેમને પોતાના જીવનસાથીમાં સરખાપણાની ઇચ્છા રહે છે. સમાનતા ન હોય તો એમાંથી અસંતોષ પણ થાય છે. જે કોઈ ધર્મવાળા લગ્નને માત્ર સંતાન ઉત્પન્ન કરવાનું સાધન સમજતા હોય તેમને મનથી એક પત્ની કે બીજીમા ફેર નથી એટલે પતિ-પત્નીમાં ગંભીર અસમાનતા હોય તો પણ તે માટે લગ્નનો વિચ્છેદ કરવાનું એમને યોગ્ય લાગતું જ નથી; પણ એવું લગ્ન ચાલુ રાખવામાં કેટલું દુઃખ સહન કરવાનું છે તે તેઓ સમજી શકતા નથી.

દરેક પ્રજામાં સ્ત્રી જેમ જેમ સ્વતંત્ર થતી જાય તેમ તેમ પરિણીત જીવનની સરળતા ઓછી થતી જાય છે. જૂના વિચાર પ્રમાણે એક કન્યા પરણે એટલે એણે પોતાનાં માબાપના ઘરની ટેવો, રીતરિવાજ, બધું જ છોડી દઈ સાસરાના જીવનમાં સમાઈ જવાનું હતું. પુરુષે પત્નીને અનુકુળ થવાની જરૂર મનાતી નહોતી. પતિના પરસ્ત્રી સાથેના સંબંધને પણ પત્નીએ પુરુષજાતિની અનિવાર્ય નબળાઈ ગણી ચલાવી લેવો પડતો. નવા વિચારની સ્ત્રી આવી જાતનો એકપક્ષી કાયદો સ્વીકારવા તૈયાર નથી જ. આમાંથી ઘર્ષણ ઊભું થાય છે.

ગૃહસ્થજીવનમાં છૂટાછેડા વિષે વિચાર આજ સુધી આપણે કરવાનો નહોતો, કારણ જે શિક્ષિત વર્ગ છે તેમાં એ વસ્તુ હતી જ નહિ. જે ૭૫ કે ૮૦ ટકા જ્ઞાતિઓમાં એ અસ્તિત્વ ધરાવે છે તેમની એ વિષે વિચાર કરવાની શક્તિ નથી કે એમને તેની જરૂર પણ લાગી નથી. એ સ્વાભાવિક રીતે એમણે સ્વીકારી લીધેલી સ્થિતિ છે.

આજે છૂટાછેડા એ કાયદાથી સ્થાપિત થયેલી સ્થિતિ છે. એટલે એ વિષે વિચાર કર્યા વગર ચાલે નહિ. આ એક એવી વસ્તુ છે કે જેમાં આદર્શ અને વ્યવહારની અથડામણ ખૂબ જ જોવામાં આવે છે. છૂટાછેડાના વિરોધીઓ લગ્નના ઊંચા આદર્શની, દાંપત્યપ્રેમની,

સતીત્વની ભાવનાની મોટી મોટી વાતો કરે છે. પણ આદર્શો ગમે તેટલા ઊંચા હોય તે છતાં વ્યવહારમાં એ સિદ્ધ થયા છે કે નહિ તે જોયા વગર ચાલે જ નહિ. જ્યાં દંપતીમાં પૂરો મેળ હોય, અન્યોન્ય માટે પ્રેમ અને માન હોય ત્યાં છૂટાછેડાનો સંભવ જ ન હોય. કદાચ કોઈ કારણસર થોડુંઘણું ઘર્ષણ થાય તોપણ પતિ-પત્ની સમાધાન કરી લે. કારણ લગ્ન જેવું બંધન જેમાં સામાજિક, આર્થિક, કૌટુંબિક એવા અનેક પ્રશ્નો સમાયલા છે તે એકદમ તોડી નાખવાનું સહેલું નથી જ. વળી જ્યાં બાળકો હોય ત્યાં તો એ તોડવાનું અત્યંત મુશ્કેલ બને છે.

છૂટાછેડાને માટે જે કારણો આપણા દેશના કાયદાએ યોગ્ય ગણ્યાં છે તે તપાસી જોવાની તસ્દી વિરોધીઓ લેતાં જ નથી. લાંબા વખતથી કરેલો ત્યાગ, અસાધ્ય દીવાનાપણું, પુરુષે રખાત રાખી હોય કે પત્ની પોતે રખાત બની હોય, ખરાબ ચેપી રોગ, પુરુષત્વહીનતા, એવાં કારણો હોય તોપણ પતિપત્નીએ એકબીજાને વળગી જ રહેવું એવો આગ્રહ રાખ્યાથી કયું ફળ પ્રાપ્ત થાય છે?

વ્યસનાસક્તિ, ક્રૂરતા, વેશ્યાગમન કે વ્યભિચાર એ સર્વને પણ આપણે ત્યાં છૂટાછેડા માટે યોગ્ય કારણ ગણ્યાં નથી. તો પછી સ્વભાવની અસમાનતાને તો ક્યાંથી જ ગણી હોય? વર્તમાનપત્રોમાં આવતા અમેરિકાના છૂટાછેડાના દાખલા, જેમાં નજીવા કારણ માટે દંપતી છૂટાં થયાં હોય એવા ઉતારા ટાંકવાનો કશો અર્થ નથી, કારણ આપણા કાયદામાં એવી જોગવાઈ જ નથી.

દુઃખી પતિપત્નીને છૂટાં થવાની રજા સમાજ ન આપે તો એ અવળે રસ્તે પોતાના દુઃખનો ઊભરો કાઢે છે એવું ઘણે ઠેકાણે જોવામાં આવે છે. પુરુષ વ્યસનનો કે પરસ્ત્રીનો આશ્રય લે છે; સ્ત્રી લડકણી, કજિયાખોર, અદેખી, એવી બની આસપાસનાનું જીવન ધૂળ કરે છે.

છૂટાછેડા લેવાથી સ્ત્રી નિરાધાર થઈ જશે એ દલીલનો કશો અર્થ

નથી. જેનામાં છૂટાં થયા પછી સ્વાશ્રયે રહેવાની હિંમત હશે તે જ છૂટી થવાનો પ્રયત્ન કરશે. બીજી તો ગુલામી વૃત્તિ સ્વીકારી લાચારીએ બધાં દુઃખ આજે સહન કરે છે તેમ હવે પછી પણ કર્યાં કરશે; અને છૂટાછેડાનો કાયદો કાંઈ ફરજિયાત નથી. ગમે તેવા વિપરીત સંજોગોમાં પણ પતિપત્ની સાથે રહેવા માગતાં હશે તો કાયદો કે સમાજ એમને છૂટાં થવાની ફરજ નહિ જ પાડે.

સ્વભાવની અસમાનતા જ્યાં હોય ત્યાં ઘણી વાર દંપતીનું સહજીવન સૌથી વધારે મુશ્કેલ બને છે, પણ આને માટે અમેરિકાનાં અમુક રાજ્યોના કાયદા બાદ કરતાં દુનિયાના કોઈ ગન્યના કાયદા છૂટાં થવાની રજા આપતા નથી, કારણ અસમાનતા કોર્ટમાં સાબિત કરવી અતિશય મુશ્કેલ છે. વળી અસમાનતાને છૂટાં પડવાનું વ્યાજબી કારણ ગણવાનું પરિણીત જીવન ઉપર ભય સમાન પણ છે. નજીવા કલહ કે સાધારણ મતભેદ કે રોજના વ્યવહારની ટેવોમાં ભેદને પણ સ્વભાવની અસમાનતા ગણી લેવામાં આવે છે.

પડતી હોય તોપણ પત્ની ધીરજથી સાંભળે તો મેળ જામવામાં એની અસર ઘણી થાય છે, પણ આવી નાની બાબતોની દરકાર કરવામાં આવતી નથી. એ નાની બાબતો ધીમે ધીમે વધીને મોટી થાય છે.

મધ્યકાલીન યુગમાં પશ્ચિમમાં સ્ત્રીસન્માનની જે દંભી ભાવના વ્યાપેલી હતી તેનાં અનેક અનિષ્ટ પરિણામ થયાં. આપણે ત્યાં એવી ભાવના વ્યવહારમાં નડોતી ને હમણાં પણ નથી; પણ આપણે કે લેખોમાં સ્ત્રીને 'દેવી,' 'શક્તિ,' 'જગજ્જનની' વગેરે ઉપનામો આપવામાં આવે છે અને તેને આધારે એમ સાબિત કરવા યત્ન થાય છે કે આપણે ત્યાં સ્ત્રીનું બહુમાન કરવામાં આવે છે, તે પણ દંભ જ છે. જન્મતાં જ 'પથરા'નું ઉપનામ મેળવી પથરા જેવી જ ગણાતી સ્ત્રીનું બહુમાન કરવામાં આવે છે એમ શી રીતે કહી શકાય?

આવા ખોટા આદર્શોનો લોભ રાખવાથી એનો ડોળ કરવાનું શરૂ થાય છે. સ્ત્રીને દેવી ગણવાની જરૂર જ નથી. એને એક સામાન્ય માનવી જ ગણીએ એટલું જ એ માગે છે અને એટલું જ જરૂરી છે. જેમ પતિ 'પ્રભુ' બની શકતો નથી તેમ પત્ની 'દેવી' બની શકતી નથી.

બાળકોના દેખતાં વારંવાર પત્નીની ભૂલો કાઢવાથી એમની મા પ્રત્યેની લાગણી ઓછી થાય છે અને તેઓ પણ માની ભૂલો કાઢતાં, અપમાન કરતાં શીખે છે. કોઈ ઠેકાણે એથી ઊલટું પરિણામ પણ દેખાય છે. પોતાની માને વારંવાર ટોકનાર, વઢનાર પિતા તરફ છોકરાંને અણગમો થઈ જાય છે.

પત્ની બુદ્ધિ કે વિદ્યામાં પતિ કરતાં ઊતરતી હોય તે છતાં એનામાં વ્યવહારકુશળતા અને અનુકૂળ થવાની આવડત હોય તો એ પતિના જીવનમાં રસ લઈ શકે છે અને દંપતીનું સહજીવન સફળ થઈ શકે છે. સ્ત્રીનો તિરસ્કારવાને બદલે એના પ્રયાસોમાં, પ્રવૃત્તિઓમાં રસપૂર્વક

ભાગ લેવાથી પતિની પોતાની અભિલાષાઓ અને કર્તવ્યો પણ પૂર્ણ થઈ શકે છે. ઉત્સાહરહિત, નિરાશાજનક વાતાવરણને બદલે પ્રફુલ્લતા અનુભવી શકાય છે. આજે ઘણે સ્થળે જોવામાં આવે છે તેવા અમાનુષી વર્તનથી તો પ્રજાનો અડધો ભાગ ખરા મનુષ્યત્વને જ પ્રાપ્ત કરી શકતો નથી તો 'દેવી' કે 'જગજ્જનની' થવાની વાત જ ક્યાં રહી?

પત્ની ઘરનું કામ કરે એમાં માનહાનિ નથી એમ વારંવાર કહેવામાં આવે છે, અને સિદ્ધાંત તરીકે એ સાચું છે. પણ સ્ત્રી એ માટે કાયા ઘસી નાખે, પતિનાં સાધનોનું સંરક્ષણ અને સંવર્ધન કરવાની રાત-દિવસ ચિંતા રાખે તોપણ એની કદર ન થાય ત્યારે સ્ત્રીને એમાં ગુલામગીરી જ દેખાય. એક બહુ પ્રખ્યાત લેખક હતા. એમના લેખોમાં સ્ત્રીનો આદર્શ બહુ ઊંચો કલ્પવામાં આવતો. પોતાના દંપતી જીવનને એ લેખોમાં છાપરે ચઢાવતા. પણ ઘરમાં એમનું પત્ની તરફનું વલણ તદ્દન જુદું હતું. એમની આસપાસ હંમેશા મોટો ડાયરો જામેલો રહે. એમાં મિત્રો પણ હોય, ખુશામતિયા હોય અને મફતનું ખાવાના લાલચુ પણ હોય. એ ડાયરા વચ્ચે એ પત્નીને બોલાવે, સામી ઊભી રાખીને કહે, "જો, આજે આ ફલાણા ફલાણા જમવાના છે. તેમને માટે અમુક ચીજો રાંધવાની છે. આ બીજા અત્યારે ચા પીશે. ચા સાથે આ ભાઈને ચેવડો ને પેલાને મુઠિયાં જોઈશે. પેલા ચાને બદલે કૉફી પીશે. આમને માટે મોસંબીનો રસ. એટલું કલાક પછી તૈયાર જોઈએ. જાઓ, એટલું જ કામ હતું." લશ્કરી ઉપરીનો હુકમ સાંભળી સિપાઈ પાછો વળી જાય તેમ પત્ની પણ પાછી વળી જતી, અને હુકમ બજાવવાની ધમાલમાં પડતી.

આ જરાયે અતિશયોક્તિ ભરેલી કથની નથી, ઘણાની નજરે જોયેલી વાત છે. આ લેખક ભાઈ આદર્શ અને વ્યવહાર વચ્ચે જે મોટું અંતર રાખતા તે નજરે જોવા છતાં સૌ કોઈ એમના આદર્શોની

'વાહવાહ' ગાતા. એમનો વ્યવહાર એકાદ બે વિરલ અપવાદ સિવાય કોઈ ને ખૂંચ્યો હોય એવું જાણ્યુ નથી. આવી પરિસ્થિતિમાં સ્ત્રી પોતાને કરવા પડતા કામ માટે મનમાં નિરંતર બળ્યા કરે, પોતાની સ્થિતિ ગુલામ જેવી ગણે તેમાં શી નવાઈ? લેખોમાં એને ગમે તેટલી બિરદાવે તેથી એને શો લાભ?

બાળકોના હિતની દૃષ્ટિએ પણ પતિપત્નીના સહકારની જરૂર છે. જનાના જેવી સ્થિતિમાં માત્ર પોતાના સંકુચિત વર્તુલમાં રહેતી સ્ત્રી કરતાં પતિ સાથે ઉત્સાહભર્યું સહજીવન ગાળનારી સ્ત્રી જ બાળકોને સાચી ઊર્મિથી ભરેલું શિક્ષણ આપી શકે. પણ પતિ સાથે ખૂબ અણબનાવ હોય તો બાળકોના દેખતાં બનાવનો દેખાવ કરવો મુશ્કેલ પડે છે. અણબનાવનું ખુલ્લું પ્રદર્શન વારંવાર બાળકો દેખતાં થાય અથવા બનાવનો દંભ થાય એ કરતાં બન્ને છૂટાં રહે તો બાળકોનું હિત સચવાય. અલબત્ત આવું અંતિમ પગલું જ્યાં સમાધાનની અશક્યતા હોય ત્યાં જ ભરવું પડે. લગ્ન એ બાળકોના સંવર્ધન માટે સ્ત્રીપુરુષે સંયુક્ત રીતે લીધેલી જવાબદારી છે એટલે એ જવાબદારી અદા કરવા માટે બન્નેએ તનતોડ પ્રયત્ન કરવાનો છે.

બાળકો તરફ જો માબાપને અંતરનો પ્રેમ હોય તો એમણે પોતાના જીવનને એવી રીતે વ્યવસ્થિત કરવું જોઈએ કે બાળકોનો સંપૂર્ણ શારીરિક અને માનસિક વિકાસ થવા અવકાશ રહે. આ થવા માટે બાળકોની સંખ્યા અને એમની ઉંમર વચ્ચેનું અંતર માબાપની તંદુરસ્તી અને આર્થિક સ્થિતિને અનુસાર જ હોવું જોઈએ. તે ઉપરાંત તેમનું માનસિક સ્વાસ્થ્ય પણ દરેક બાળક ઉપર પૂરતું ધ્યાન આપી શકાય તેવું જોઈએ. શ્રીમંત સ્ત્રીને ઘણાં બાળક હોય તો વાંધો નહિ એ દલીલ તદ્દન ખોટી છે, કારણ એને પણ બાળકોની ચિંતા તો હોય જ અને અનેક બાળકો હોય ત્યાં એ ચિંતાથી ઘેરાયેલી જ રહે જે સ્થિતિ પત્નીપદ અને માતૃપદ બન્ને માટે હિતકર્તા નથી જ.

'ઘણાં બાળકોથી વીંટળાયલી સ્ત્રી સુંદર લાગે છે,' એવી શબ્દજાળ રચનારા પુરુષ લેખકોને જાણવા માટે એક સાચું દૃષ્ટાંત રજૂ કરીએ. એક સંસ્થાનાં કાર્યકર બહેન પોતાની ઓળખાણની એક સ્ત્રીને ત્યાં ગયાં ત્યારે ઘણાં બાળકોથી વીંટળાયલી એ સ્ત્રી બેઠી હતી. કાર્યકર બહેને પૂછ્યું "તમે અમારી સંસ્થાનાં સભ્ય તો છો ત્યારે કોઈ વાર ત્યાં આવતાં કેમ નથી?" પેલી સ્ત્રી ખૂબ અકળાઈ ને બોલી ઊઠી: 'આ બધી સંસ્થા જ છે ને? જુઓ આ તાવવાળી ખોળામાં સૂતી છે; આ નાનો કન્જિયા પર ચઢ્યો છે તેને ઘોડિયામાં હીંચકા નાખું છું. પેલાં બે ખૂણામાં મારામારી કરી ચીસો પાડે છે. હમણા આ પડી ગઈ તેને વાગ્યું ને પાટો બાંધ્યો પણ હજુ રડવાનું ચાલે છે. મોટાં બે નિશાળેથી આવશે તેવાં ખાવાનું માગશે; પણ બનાવવાનો વખત જ કોને મળ્યો છે? મૂઆં આ છોકરાં." કાર્યકર બહેને કહ્યું: "એવું શું બોલો છો બહેન! છોકરાં કોને ત્યાં છે?" 'ઘણાં બાળકોથી વીંટળાયેલી સુંદર દેખાતી સ્ત્રી' ખૂબ ચીડાઈને બોલી "મારે ત્યાં તો ઘણાં છે. તમારે જોઈતાં હોય તો એમાંથી બે ચાર લઈ જાઓ તો હું છૂટું."

આવા માતૃત્વનો શો અર્થ છે? એ તો અકસ્માત્ આવી પડેલી ઉપાધિ જ ગણાય; અને શારીરિક, માનસિક, આર્થિક વિટંબણા ભોગવતી એ માતા એને ઉપાધિ ગણે તેમાં એનો દોષ નથી.

જુવાનીનો પ્રેમનો ઊભરો શમી ગયો હોય તોપણ બાળકોના ઉછેરમાં દંપતીનો સહકાર એ સાધ્ય વસ્તુ છે. ફરજનાં માર્યા એ લોકો સહકાર સાધે એમ પણ માનવાનું નથી, કારણ સંતાન પ્રત્યેનું વાત્સલ્ય એ સ્ત્રીપુરુષના જીવનમાં પ્રધાન વસ્તુ છે. એને ખાતર એ લોકો બધું કરવા તૈયાર થાય છે અને તૈયાર રહેવું જ જોઈએ. પોતાની વિવિધ લાગણીઓ ઉપર સંયમ મેળવી ઈર્ષ્યા, ક્રોધ, જોહુકમી એ સર્વનો ત્યાગ કરવો જોઈએ. સ્ત્રી માતા થાય એટલે પત્નીધર્મની અવગણના ન કરે

તો પણ એ માતૃધર્મ કરતાં ગૌણપદે આવે છે. એનું શિક્ષણ અને અનુભવ સંતાનો ઉછેરવામાં મુખ્યત્વે વપરાવાં જોઈએ.

આમ હોવા છતાં પત્નીએ નિરંતર, જિંદગીના અંત સુધી પતિની મિત્ર તો બનીને રહેવું જ જોઈએ. એ મૈત્રી ગાઢી કરવા માટે પતિ અને પત્નીએ પોતાનામાંથી જે ઊંચી કક્ષાનું હોય તે કક્ષાએ પહોંચવા સતત યત્ન કરવો જોઈએ. ભણતરમાં પતિ ચડિયાતો હોય તો સ્વભાવની ઉદારતામાં પત્ની એનાથી ચડિયાતી હોય. આવા દાખલામાં પત્ની પતિની ઉચ્ચ બુદ્ધિની કક્ષાએ અને પુરુષ પત્નીની હૃદયની ઉચ્ચતાની કક્ષાએ પહોંચવા યત્ન કરે તો એમાં નાનમ જરી નથી. એમ કરવાથી જ મૈત્રી ટકે અને સદ્યાગ સાધી શકાય.

બન્ને વચ્ચે સંપૂર્ણ સમાનતાની ભાવના હોવી જોઈએ. વ્યક્તિગત સ્વાતંત્ર્યમાં એકબીજાને આડે આવવાથી વૈમનસ્ય વધે છે એ બન્નેએ યાદ રાખવું ઘટે છે. જીવનનાં મૂલ્યો પણ સરખાં હોવાં જોઈએ. પુરુષ માત્ર બુદ્ધિને જ શ્રેષ્ઠ ગણતો હોય અને સ્ત્રી પૈસાની જ પૂજનારી હોય તો મેળ થવો મુશ્કેલ છે.

બર્ટ્રાન્ડ રસેલ કહે છે કે લગ્નો નિષ્ફળ નીવડવાનું મોટું કારણ એ છે કે પતિ-પત્ની અન્યોન્યની ચોકીદારીનું કામ કરે છે. આપણા દેશમાં વિશેષ કરીને પતિ જ પત્નીની ચોકીદારી કરે છે. આવા સંશયગ્રસ્ત વાતાવરણમાં સદ્ચાર કે મૈત્રીનો સંભવ રહેતો નથી. એમાં નારીત્વના મૂલ્યની કદર થતી નથી.

પ્રખ્યાત બંગાળી લેખક શ્રી. શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયનાં બહેન શ્રી. અનિલાદેવી પોતાના તેજસ્વી લેખ 'નારીનું મૂલ્ય' * એમાં લખે છે :—

* શ્રી. શરદ્‌બાબુના પુસ્તક 'અનુરાધા'ની પ્રસ્તાવના તરીકે આ લેખ આપવામાં આવ્યો છે અને સ્ત્રીના પ્રશ્નો વિષે વિચાર કે કાર્ય કરનાર દરેક વ્યક્તિએ અચૂક વાંચવા જેવો છે.

"નારીત્વનું મૂલ્ય શું ? એનો અર્થ એ છે કે કેટલા પ્રમાણમાં તે સેવાપરાયણ, સ્નેહશીલ, સતી, સાધ્વી અને દુઃખકષ્ટમાં સહનશીલ છે ? અર્થાત્ કેટલા પ્રમાણમાં પુરુષને સુખસગવડ મળે છે ? અને કેટલા પ્રમાણમાં રૂપવતી છે ? એટલે કે પુરુષની લાલસા અને પ્રવૃત્તિને કેટલા પ્રમાણમાં વશ અને તૃપ્ત રાખી શકે છે ! મૂલ્ય આંકવા માટે આ સિવાય બીજો એકે રસ્તો નથી એ હું જગતનો ઇતિહાસ ખોલી સાબિત કરી આપી શકું છું. × × આ દેશનો પુરુષ સ્ત્રીને હાથપગ બાંધી ફટકારે છે; તે બિચારી ચું કે ચાં કરી શકતી નથી. તેથી પુરુષ બડાશ બડાઈ મારી બોલી શકે છે કે આ દેશની સ્ત્રીના જેવી સહિષ્ણુ બીજી જગતમાં ક્યાં છે ? × × પુરુષ નજર આગળ જ અન્યાય કરે, અધર્મ કરે તમ છતાં સતીત્વ જાળવી રાખવા માટે તેની સ્ત્રી એક અક્ષર પણ બોલી શકે નહિ. એટલે સુધી કે પતિનો ગંદો બીભત્સ વ્યાધિ સુદ્ધાં જાણીજોઈને એણે પોતાના શરીરમાં સત્કારી લેવો પડે. આથી વધારે સ્ત્રીના અગૌરવની વાત બીજી શી હોઈ શકે ?"

શ્રી અનિલાદેવીનાં આ અતિશય કડવાં પણ કેવળ સત્ય વચનો વ્યવહારમાં સ્ત્રીની સ્થિતિનું આપણને સચોટ ભાન કરાવે છે. બધી સ્ત્રીઓ માર ખાતી ન હોય કે પતિદત્ત રોગનો ભોગ ન બનતી હોય, તો પણ જે સમાજમાં થોડી પણ સ્ત્રીઓને આવા અત્યાચાર વિનાવાંકે અને વિનાવિરોધે સહન કરવા પડતા હોય તે સમાજ ખૂબ જ સડેલો ગણાય — પછી એના આદર્શો ગમે તેટલા ઊંચા હોય.

બંગાળની એક લોકકથા, જેમાં લંપટ અતિથિની ઇચ્છાને માન આપી એનો સત્કાર કરવા પુરુષ પોતાની પત્નીને પણ એને ધરે છે તેનું નાટક બંગાળની રંગભૂમિ ઉપર ભજવાતું અને લોકોમાં ખૂબ પ્રશંસા પામતું. તેના તરફ શ્રી. અનિલાદેવીએ ખૂબ જ તિરસ્કાર બતાવ્યો છે અને તે સદંતર યોગ્ય છે. "વખતે પ્રતિજ્ઞાનો ભંગ થાય, વખતે મૃત્યુ

પછી યમદૂતો ભાલો ઘોચે તેની એને બીક છે. × × શાસ્ત્રમાં કહ્યું છે કે સર્વસ્વનો ભોગ આપીને પણ અતિથિનો સત્કાર કરવો. જોઈએ ! × × અજાણ્યા પાપી અતિથિની સેવાની સરખામણીમાં સ્ત્રીનું મૂલ્ય આ !" કોઈક સ્ત્રીઓની આવી અવદશા હોય તોપણ એટલું તો ખરું જ છે કે સ્ત્રીની કિંમત એ પતિને કેટલે દરજ્જે રીઝવી શકે છે, કેટલે દરજ્જે એની સુખસગવડ સાચવે છે તે ઉપરથી જ થાય છે. સ્ત્રીને અજ્ઞાન રાખવામાં આવી અને હજી પણ અભણ સ્ત્રીને સાચા આર્યત્વનું પ્રતીક ગણવામાં આવે છે એ સર્વના મૂળમાં એ જ કારણ છે કે એ ભણીને સ્વતંત્ર વિચાર કરતી થાય તો પતિની તાબેદારી સ્વીકારે નહિ.

જો દંપતીના સહચારનો આદર્શ સિદ્ધ કરવો હોય તો બન્નેની બુદ્ધિ અને શિક્ષણનું ધોરણ સમાન જોઈએ. અભણ સ્ત્રી ગમે તેટલી પતિવ્રતા હોય તોપણ એ પતિની દાસી જ બની શકે. શ્રીમંત હોય તો પતિના વૈભવનું પ્રદર્શન કરવા શરીર ઉપર વસ્ત્રાભૂષણ ઠાંસીને એ ફરશે. દુકાનદારો પોતાના માલનું પ્રદર્શન કરવા કાચની બારીઓમાં શણગારેલી પૂતળીઓ મૂકે છે તેનામાં અને આવી સ્ત્રીઓમાં કશો ફેર નથી.

શ્રી. અનિલાદેવી પુરુષે કરેલી સ્ત્રીની હીન દશાનું વર્ણન કરે છે તો ગુજરાતના વીસમી સદીની શરૂઆતના જાણીતા લેખક શ્રી. રણજીતરામ વાવાભાઈ સ્ત્રીએ પુરુષના માર્ગમાં નાખેલા અવરોધોનું વર્ણન કરે છે. અભણ સ્ત્રીને ઉદ્દેશીને તેઓ લખે છે કે તમે પતિની " અર્ધાંગના કે તેનું બીજું હૃદય નથી. તેના ઘરમાં તમે કરતાકારવતા થશો, તેના ખજાનાની ચાવી તમારી પાસે રહેશે, તેના વૈભવની મોજ તમે ચાખશો, પણ તેના જીવનના ગૂઢ મંદિરમાં તમારો પ્રવેશ નહિ થાય. વર્ષો સુધી સાથે દુઃખ-સુખ ભોગવ્યાં છતાં ત્યાં તમે પરાયાં થવાનાં. તમારી બેપરવાઈ, જીદ, પ્રમાદ, સંકલ્પશક્તિની નબળાઈથી કેટલા ઊંચે ઊડતા પુરુષોની પાંખો

તમે કાપી નાખી છે? કેટલાના હૃદયમાં શુભ વાંછનાઓને જન્મતાં જ તમે દૂધ પીતી કરી દીધી છે? કેટલાનાં જીવનમાં હોળી સળગાવી છે? કેટલાને નિરાશાને લીધે અધમ જિંદગી ગાળતા કર્યા છે!"

જેમ શ્રી. અનિલાદેવીએ ઉચ્ચારેલાં કડવાં વચનો સાચાં છે તેમ શ્રી રણજીતરામના કડવા શબ્દો પણ તેટલા જ સાચા છે.

નવાઈ જેવું એ છે કે પતિની દાસી થઈ રહેવામાં ગમે તેટલાં કષ્ટ સહન કરનાર સ્ત્રી એની સહચરી થવા માટે કશો પ્રયત્ન કરવા, કોઈ પ્રકારનો ભોગ આપવા તૈયાર હોતી નથી. પતિને નારાજ કરીને જાત-જાતનાં કઠણ વ્રત, ઉપવાસ કરે છે, અને એમ કરી આવતા ભવમાં આ જ પતિ મળે એવું માગે છે; પણ આ ભવમાં એને રાજી કરવા પોતાની રૂઢિબદ્ધ માન્યતાઓ છોડવા તૈયાર હોતી નથી.

સ્ત્રીજાતિનું આજે જે સ્થાન છે તે આદર્શરૂપ છે એમ જ જો આપણે માનીને બેઠાં હોઈએ તો પછી કશો વિચાર કરવાનો રહેતો નથી; પણ આવી જાતની માન્યતા માત્ર આત્મવંચના છે, જે નિષ્ક્રિયતાને ઉત્તેજન આપવા માટે સબળ કારણરૂપ, બધી જવાબદારી ખંખેરી નાખવા માટે આધારરૂપ બને છે.

ઉપર ટાંકેલા બન્ને લેખકોના અભિપ્રાયમાં તથ્યાંશ છે. સ્ત્રીની હીન પદવી માટે પુરુષો તો જવાબદાર છે જ; પણ સ્ત્રી અજ્ઞાન, રૂઢિચુસ્તતા, ગુલામી વૃત્તિ, ઉદાસીનતા એ સર્વનો ત્યાગ નહિ કરે, વિચાર, વાણી અને વર્તનમાં વીરત્વ નહિ બતાવે ત્યાં સુધી નથી એનો ઉદ્ધાર કે નથી દેશનો ઉદ્ધાર.

સ્ત્રીને અજ્ઞાન અને અવનત રાખવામાં પુરુષે પોતાનો સ્વાર્થ જોયો, પણ સ્ત્રીનામાં પણ ગુલામી વૃત્તિમાંથી આવતી સલામતીની ભાવના જીવનમાં એટલી ઓતપ્રોત થઈ ગઈ છે કે એ પોતાના અધિકારોની

સિદ્ધિ માટે, પોતાનું સન્માન વધારવા માટે પ્રયાસ જ કરતી નથી. પતિ અને સાસુની આજ્ઞાને આધીન થઈ પેટની દીકરીને દૂધ પીતી કરી દેનાર સ્ત્રીઓ આ જમાનામાં પણ હોય ત્યાં ક્રાંતિકારક ફેરફારોની આશા ક્યાંથી રાખી શકાય ? ક્રાંતિ કરવા માટે મરણિયાં થવું પડે છે, ડરપોક માણસ ક્રાંતિ કરી શકતો નથી. મરણિયાં થઈ સિદ્ધાંતો ખાતર માથું મૂકવા કરતાં ગુલામીનો બોજો સહન કરી જિંદગીનું રગશિયું ગાડું ખેંચ્યા કરવાનું સ્ત્રીઓ વધારે પસંદ કરે છે, કારણ એમાં રોટલો અને ઓટલો મળી રહે છે. પછી ભલે સ્વમાન જાય, બધી ઉચ્ચ અભિલાષાઓ ધૂળ થઈ જાય, ભવિષ્યની સ્ત્રીજાતિને પણ દાસત્વની જાળમાં જ ફસાયલાં રહેવું પડે. આવી ડરપોક, સ્વમાનહીન સ્ત્રીઓની પ્રજા પણ એવી જ હોય એમાં શી નવાઈ?

માનવસંબંધો એવા હોય છે કે સ્ત્રી અને પુરુષ બન્નેને એકબીજા પાસેથી ઘણું શીખવાનું હોય છે. એમાં આળસ, ઉદાસીનતા કે અભિમાન એ એકે વચ્ચે આવવાં ન જોઈએ. સંતતિના ઉછેર જેવી અતિ ગંભીર બાબત માટે સહકારની પૂરી આવશ્યકતા રહે છે. વર્ષોના સહવાસથી અને તે દરમિયાન માણેલી મૈત્રીથી બન્નેનો સંબંધ બહુ ઊંડો અને આહ્લાદક બનવો જોઈએ. સંતાનવાળાં દંપતીના સંબંધમાં જ આમ વિશેષે કરીને બને છે.

પતિનો સહકાર મળે તે બહુ જરૂરી હોવા છતાં એ એકલા સાધનથી ઉન્નતિ થતી નથી. પોતાની જાતને, કુટુંબને અને દેશને માટે કઈ કઈ ફરજો બજાવવાની છે તે સમજી તે માટે ઉપાયો યોજવા એ આજે દરેક સ્ત્રીએ વિચારવાનું છે. ગૃહો ઉજ્જવલ બને ત્યારે જ દેશ ઉજ્જવલ બને. દુઃખ, કલેશ મટાડવાના રસ્તા સ્ત્રીએ જ શોધવા પડશે, કારણ એ જ એનો ભોગ બને છે. આવી ગંભીર ફરજો બજાવવાની મૂકી નિંદા, કુથલી, વરા, વરઘોડા, સાડી, ઉઠમણાંમાં સ્ત્રીઓનો અમૂલ્ય કાળ વેડફાઈ જાય છે.

જીવન સેવાનિષ્ઠ હોય છતાં એમાં આનંદને સ્થાન છે જ. આખી દુનિયાનો ભાર પોતાના ઉપર હોય એવું સદાકાળ ચિંતાગ્રસ્ત મોઢું રાખીને ફરવું અને કોઈને પણ મોજમજા કરવાં દેવાં નહિ એવી વૃત્તિ રાખવી તે કુદરતે અને સમાજે આપેલી બક્ષિસોની અવગણના કરવા જેવું છે. જે સાધનો અને શક્તિઓ મળ્યાં હોય તેનો દુરુપયોગ ન કરાય પણ તેનો ઉપયોગ કર્યા વગર ફેંકી પણ ન દેવાય. એ સર્વનો સદુપયોગ એ જ જીવન માણવાની ચાવી છે.

સ્ત્રીનું માન ઘટવાનાં કારણોમાં એક પરોક્ષ કારણ એનું નબળું શરીર છે. શરીરનું સ્વાસ્થ્ય ન હોય ત્યાં મનનું સ્વાસ્થ્ય કે હૃદયની દૃઢતા આવી શકતાં નથી. એક જમાનો – આજથી પચીસત્રીસ વર્ષ ઉપર – એવો હતો કે ઉપલા વર્ગોની સ્ત્રીઓ માંદલી, રોગી રહેવામાં વડાઈ માનતી હતી. પોતાનાં સુખસગવડને માટે એમને પુરુષનો આધાર લેવો પડતો. એટલે એમની સ્થિતિ પરાધીન રહે તેમાં નવાઈ નહોતી. હવે આવી માન્યતા ગઈ છે; પણ જોઈએ તેવું શરીરસ્વાસ્થ્ય પ્રાપ્ત થયું નથી. આ ન થાય ત્યાં સુધી સ્વાતંત્ર્ય મળવું મુશ્કેલ છે.

ગૃહજીવનમાં સ્ત્રીની પદવી ઉંચી આણવા માટે કાયદા સુધારવાની જરૂર પડેલી છે. લોકમાનસ ન બદલાય ત્યાં સુધી કાયદા નકામા છે એવી દલીલ કરવામાં આવે છે; પણ બીજી તરફથી જોઈશું તો જણાશે કે કાયદાએ લોકમાનસ બદલ્યાં છે. સતી થવાનો ચાલ બંધ કરવામાં આવ્યો ત્યારે એની વિરુદ્ધ ઝુંબેશ ઉઠાવનારા દેશના પરમ હિતેચ્છુ ગણાયા અને એ પસાર કરાવનાર રાજા રામમોહનરાયને ધર્મદ્વેષી રાક્ષસ ગણી ગાળો દેવાઈ હતી, છતાં આજે એ કાયદાની વાસ્તવિકતા સૌ કોઈ સ્વીકારે છે.

વિધવાનાં વીતકનું મૂળ કારણ એની આર્થિક પરવશતા છે. એને પતિની મિલકત ઉપર અબાધિત અધિકાર મળતો હોય તો બધાં કુટુંબીઓ

એની ખુશામત કરે. આજે નિરાધાર વિધવાનો પક્ષ લેવાની કોઈ પરવા કરતું નથી. એનાં પૈસાદાર કુટુંબીઓના પક્ષમાં જ સૌ ભરાય છે.

વિધવાના જેવી જ – એથી પણ કરુણ દશા ત્યક્તાની છે. ઇચ્છા હોય, હિંમત હોય તો વિધવા ફરી લગ્ન કરી દુઃખોનો અંત આણી શકે છે. ત્યક્તા માટે એ શક્ય નથી. હવે નવા થયેલા કાયદાનો લાભ લઈ એ છૂટાછેડા લઈ શકે છે. ત્યક્તા પણ આજે તો વિધવા જેવો જ ઓશિયાળો અવતાર ગાળે છે. 'વિધવા' એ પ્રકરણમાં વિસ્તારથી વર્ણવેલા માર્ગો શિક્ષણ, આર્થિક સ્વાતંત્ર્ય અને (છૂટાછેડા લઈ) પુનર્લગ્ન એ સર્વ ત્યક્તા પણ લઈ શકે છે. સ્ત્રીને છૂટાછેડાના, વારસાના અને કાયદેસરના જુદા રહેવાસના (Judicial Separation) એવા અનેક હક કાયદો આપે પણ સ્ત્રીમાં એ સમજવાની અને હક ભોગવવાની શક્તિ હોવી જોઈએ. નહિ તો 'ધર્મ'નો હાઉ બતાવી એને એ હકોનો જરૂર પડે ઉપભોગ કરતી અટકાવવામાં આવે. જ્યાં સુધી પુરુષોનું માનસ બદલાયું નથી ત્યાં સુધી સ્ત્રીના બધા જ હકોમાં પથરા નાખવાના પ્રયત્ન થયા વગર નહિ રહે.

પહેલાં કહ્યું તેમ સ્ત્રીના પોતાના પ્રયાસ વગર એનું સ્થાન ઊંચું આવવાનું નથી. એ માટે હમેશાં મરણિયાનો પંથ લેવો પડશે એવું પણ નથી. જેના સંજોગો બહુ કપરા હોય તેને એવો માર્ગ લેવો પડશે, પણ જેમનાં જીવન સરળ હોય તેમણે પણ પોતાની બેદરકારીથી પોતાનું સ્થાન નીચું ન જાય તે સંભાળવાનું રહેશે. પોતાના જીવનમાં જે કાંઈ ઉન્નત, આકર્ષક તત્ત્વો હોય તેનો વિકાસ કરવા સતત ઉદ્યમશીલ રહેવું જોઈએ.

ગૃહજીવનને સુખી બનાવવા માટે સ્ત્રીએ જેવી પોતાની ફરજો બજાવવાની છે તેવી પતિએ પણ બજાવવાની છે; પણ આપણે ત્યાં સ્ત્રીના ધર્મ સંબંધી પુસ્તકોનાં પુસ્તકો લખાય છે, પણ પુરુષના ધર્મ-

સંબંધી કોઈ કશું કહેતું કે લખતું નથી. આથી એવી માન્યતા પ્રવર્તે છે કે ગૃહજીવનમાં જે કાંઈ વિસંગતિઓ હોય તે સર્વનો દોષ સ્ત્રીને માથે છે; પુરુષ તો કમાઈને પૈસા લાવે છે એથી એની ફરજ પૂરી થાય છે. આના જેવી ભૂલભરેલી માન્યતા બીજી નથી. પતિ અને પિતાની ફરજો પત્ની અને માતાની ફરજો જેવી જ ગંભીર છે અને તે કમાણીમા સમાપ્ત થતી નથી. પ્રેમના સબંધો પુરુષની ફરજોમાં ગૂંથાયલા છે જેની અવગણના કરી શકાય નહિ.

લગ્નની વેદિ સમક્ષ હસતાં ઊભેલાં દંપતી પોતાના ભાવિ કર્તવ્યનો વિચાર કર્યા વગર ત્યાં ઊભા હોય તો એ જ લગ્નની વેદિ એમના જીવનની સમસ્ત આશા-ઉમેદોની હોળી જેવી બની જાય. પ્રેમ ગમે તેવો મીઠો હોય પણ તે બધી મુશ્કેલીઓ પાર ઉતારી આપતો નથી. ક્રોધ, નિરાશા, દુઃખ, સંતાપ એ સર્વની સામે ઝૂઝવા માટે ધૈર્ય, સમયસૂચકતા અને સંયમની જરૂર પડે છે.

જો યોગ્ય શિક્ષણ અને સંરક્ષણ મળે તો સ્ત્રીમા રહેલી શ્રદ્ધા અને ભાવનાને વેગ મળે. એનામાં ત્યાગવૃત્તિ અપૂર્વ છે, પણ આજે એ વૃત્તિનું શોષણ જ થાય છે. સ્ત્રી ત્યાગ કરે જાય છે, ભોગ આપે જાય છે, છતાં એને એનો બદલો મળતો નથી. બદલાની આશાથી કરેલા ત્યાગ કે આપેલા ભોગનું મૂલ્ય નથી એમ કહેવામાં સાર નથી. સ્ત્રી એવી આશા ન રાખે; પણ પુરુષ કે સમાજ એનો બદલો ન આપે તો એમને પક્ષે એ શોષણ જ બને છે. ઘણી વાર સ્ત્રી પાસે પરાણે ત્યાગ કરાવવામા આવે છે જે એક પ્રકારનો જુલમ જ છે.

પૂ. મહાત્માજીએ એક સ્થળે લખ્યું છે તેમ "સ્ત્રીજાતિ પ્રત્યે પોષાયલો તુચ્છ ભાવ એ હિંદુ સમાજમા પેઠેલો સડો છે, ધર્મનું અંગ નથી. ધાર્મિક પુરુષો પણ એવા તિરસ્કારના ભાવથી મુક્ત નથી, એ સડો કેટલો ઊંડો ગયેલો છે તે બતાવે છે."

જ્યાં સુધી દરેક રૂઢિ, દરેક આચાર, માત્ર પ્રાચીન છે એટલા જ એક કારણથી ઇષ્ટ અને પૂજ્ય ગણાય ત્યાં સુધી સ્ત્રીજાતિનો ઉદ્ધાર નથી. ઉપર મહાત્માજીએ કહ્યું છે તેમ એના તરફનો તુચ્છ ભાવ પણ 'ધર્મ' ગણાય છે. આપણાં ભજનોમાં 'ચેત, ચેત, ચેત નર ચેત, નારી નરકની ખાણ' એવાં વાક્યો નજરે પડે છે. વાસનાનો અતિરેક વર્જ્ય છે, માટે સ્ત્રીનો સંગ જ વર્જ્ય છે એમ માનવામાં આવે છે. એ સંગનો ત્યાગ કરવા માટે સ્ત્રીને હલકી આલેખવી એટલે પુરુષની જાત એનાથી સુરક્ષિત રહે. આમ કુવિચારની પરંપરા ચાલી જાય છે અને સ્ત્રીનું સ્થાન સર્વત્ર નીચું જ રહે છે.

સામાજિક કુરૂઢિઓ સ્ત્રીઓને જ બંધનકર્તા છે. કુમારિકા રહેવા ઉપર પ્રતિબંધ, વિધવાના લગ્ન ઉપર પ્રતિબંધ, ઘરની બહારની દુનિયામાં રસ લેવામાં પ્રતિબંધ, અન્યાયનો સામનો કરવાનો પ્રતિબંધ, એવા અનેકાનેક પ્રતિબંધોથી એનું જીવન રૂંધાઈ રહ્યું છે. એમાંથી બહાર નીકળવાની ફરજ એને પોતાને માથે સૌથી વધારે છે. જેમ દેશને માટે કે પ્રજાને માટે તેમ વ્યક્તિને માટે પણ એ જ સાચું છે કે સ્વાતંત્ર્ય ભીખ માગવાથી કે સામાના મનમાં દયા ઉપજાવવાથી મળતું નથી. પોતાની લાયકાત પુરવાર કરી જવાબદારીઓ ઉઠાવવાથી અને અન્યાય સામે માથું ઊંચકવાથી મળે છે.

શહેરોની ઉપલા વર્ગની મૂઠીભર સ્ત્રીઓ શિક્ષિત અને સ્વતંત્ર હોય તેથી એમ માની લેવાનું નથી કે પરતંત્રતાના વખત ગયા. લગ્ન સંબંધી રૂઢિઓ, રીતરિવાજો હજુ જૂની ઘરેડમાંથી નીકળ્યા નથી, અને વરવિક્રયના રિવાજે માઝા મૂકી છે. આ સર્વમાં સહન તો સ્ત્રીને જ કરવું પડે છે. એકલા સૌરાષ્ટ્રમાં સરેરાશ રોજનો એક આપઘાતનો દાખલો સ્ત્રીઓમાં બને છે. આ તો પ્રસિદ્ધ થતા આંકડા, ન પ્રસિદ્ધ થયેલા કેટલા એ હશે. કહેવાતા આપઘાતના દાખલા ખૂન પણ હોય છે. મુંબઈ જેવા શહેરમાં પણ વહુને સળગાવી મૂકવાના કે ઝેર આપવાના દાખલા બને છે, અને ખૂની વરને બીજી કન્યા પણ તુરત જ મળે છે!

સ્ત્રીને માટે લગ્ન અને પરિણીત જીવન એ એક જ રસ્તો જીવનમાં છે એ આપણી માન્યતા આવાં ઘણાં દુઃખો માટે જવાબદાર છે. કન્યા પરણાવવી જ જોઈએ, અમુક ઉમરે પરણાવવી જોઈએ, અને રૂઢિમાન્ય જ્ઞાતિના નાનામાં નાના વર્તુલની અંદર જ પરણાવવી જોઈએ એ ત્રિવિધ બંધનને લઈ કન્યાનાં માબાપ દોડાદોડ કરી જે વર આવે તે ઝડપી લે છે, વર પક્ષની બેહૂદી શરતો સ્વીકારી પૈસેટકે ખુવાર થઈ જાય છે અને તે છતાં પરણનારીને ભાગે તો દુઃખ જ આવે છે.

કાયદાથી મળેલા હકો કે બંધારણમાં મળેલી સમાનતા આપણી સ્ત્રીઓ માટે કોરા કાગળના અધિકાર જેવાં છે. એ હકોનું સ્ત્રીઓને ભાન ન હોય અને હોય ત્યાં એ મેળવવાના રસ્તામાં પુરુષો અંતરાયો નાખે – કોઈ ખુલ્લા અંતરાય નાખે તો કોઈ એને 'દેવી', 'અન્નપૂર્ણા', 'ગૃહલક્ષ્મી' કહી ભ્રમમાં નાખી આગળ વધતી અટકાવે. પુરુષવર્ગ આવું કરે તે સમજી શકાય, કારણ સત્તા છોડવી કોઈને ગમતી નથી; પણ અર્ધદગ્ધ સ્ત્રીઓ પણ પોતાની બહેનોના હક ડુબાવવામાં સાથ આપી સ્વજાતિશત્રુનું કામ કરે છે, એનાથી વધારે શોચનીય બીજું નથી.

પ્રાચીન રિવાજોનાં ખંડિયેરોમાં વસવાનો આગ્રહ રાખી આપણે સ્ત્રીજાતિની આસપાસ અનેક બંધનો નાખ્યાં છે; પણ એ બંધનોને આપણે ખોટાં વિશેષણો આપી માયાની જાળ ઊભી કરી છે. શ્રી. અનિલાદેવીના શબ્દોમાં કહીશું: "વિધિનિષેધની તમામ સાંકળો નારીદેહ ઉપર પહેરાવી દઈ આપણે પોતાની કીર્તિ પોતે જ ગાતાં ફરીએ છીએ. એથી સારું થયું છે કે ખોટું? સારુંખોટું સમજવું મુશ્કેલ નથી, કબૂલ કરવું જ મુશ્કેલ છે".

---

# શ્રીસયાજી સાહિત્યમાળા

| ક્રમાંક | માળા અંક | | રૂ.આ.પા. |
|---|---|---|---|
| ૧ | ૩૧૫ | ભારતીય સંસ્કૃતિ—એક વિહંગાવલોકન શ્રી. ગો. વ. દેસાઈ | ૧૫-૦-૦ |
| ૨ | ૩૧૭ | આહારવિજ્ઞાન—ડૉ. જ. ધ. પાઠક અને પ્રો. અ. મ. રાવળ | ૫-૨-૦ |
| ૩ | ૩૧૮ | દલપતરામ-એક અધ્યયન-પ્રો. હ. હ. બૂચ | ૬-૪-૦ |
| ૪ | ૩૧૯ | શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી—શ્રી. કે. કા. શાસ્ત્રી | ૬-૬-૦ |
| ૫ | ૩૨૦ | વૈદિક સંગીત અને અન્ય લેખો— શ્રી. વિ. શિ. દેસાઈ | ૫-૬-૦ |
| ૬ | ૩૨૧ | દક્ષિણ કૈલાસદર્શન—સ્વામી પ્રણવતીર્થજી | ૬-૧૨-૦ |
| ૭ | ૩૨૨ | ગુજરાત-એક દર્શન—શ્રી. શિવપ્રસાદ બી. રાજગોર | ૧૨-૦-૦ |
| ૮ | ૩૨૩ | વડોદરારાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓ— શ્રી ભ. બા. મહેતા અને શ્રી. ર. શ્રી. દેસાઈ | ૩-૪-૦ |

## શ્રી સયાજી બાલજ્ઞાનમાળા

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૯૫ | વરદાન—રવિશંકર ન. પાઠક. | ૧-૧-૬ |
| ૨ | ૧૯૬ | શકુન્તલા—રવિશંકર ન. પાઠક. | ૧-૮-૦ |

## શ્રી સયાજી ગ્રામવિકાસમાળા

| | | | |
|---|---|---|---|
| ૧ | ૬ | પાક કેમ વેચશો ?—હરિવદન મ. પરીખ | ૦-૧૦-૩ |
| ૨ | ૮ | શાસ્ત્રીય ખાતરોનો ઉપયોગ—સોમાભાઈ કિ. પટેલ | ૦-૬-૬ |

| માળા અંક | | | રૂ.આ.પા. |
|---|---|---|---|
| ૩ | ૯ | પશુચિકિત્સા—ડૉ. લક્ષ્મીપ્રસાદ વિ. ઋષિ | ૦–૯–૦ |
| ૪ | ૧૦ | ગામડાં અને સહકાર—કેશવલાલ અં. ઠક્કર | ૦–૭–૦ |
| ૫ | ૧૧ | ખેડૂત અને સહકાર—મણિલાલ હિં. શાહ | ૦–૯–૦ |
| ૬ | ૧૨ | ગામડાં અને આરોગ્ય—ભાનુ જ. શુક્લ | ૦-૧૪-૦ |
| ૭ | ૧૩ | ગ્રામસેવકો—પ્રાણલાલ પ. બક્ષી | ૦–૬–૩ |
| ૮ | ૧૪ | મધમાખી અને તેનો ઉછેર—સોમાભાઈ કિ. પટેલ | ૦-૧૩-૬ |
| ૯ | ૧૫ | કાપડનાં રમકડાં—દુષ્યંત વિ. મજમુદાર | ૦-૧૩-૦ |
| ૧૦ | ૧૬ | ગામડાંમાં પુસ્તકાલયો—ર. ન. વહોરા | ૦-૧૨-૦ |
| ૧૧ | ૧૭ | કુંજવિહારી—માર્તંડ શિ. પંડ્યા | ૧–૨–૦ |
| ૧૨ | ૧૮ | ગામડું જાગ્યું ત્યારે ?—ર. ન. વહોરા | ૧-૧૩-૩ |
| ૧૩ | ૧૯ | ઢોરસુધારણા અને દુગ્ધદોહન—ડૉ. લક્ષ્મીપ્રસાદ વિ. ઋષિ | ૨–૨–૦ |
| ૧૪ | ૨૦ | ગામડાં અને પંચાયતો—હ. મ. ત્રિવેદી | ૧–૩–૦ |
| ૧૫ | ૨૧ | શાકભાજીની વાડી—માર્તંડ શિ. પંડ્યા | ૨-૧૦-૦ |
| ૧૬ | ૨૨ | કૃષ્ણપરીની કાયાપલટ—કે. મો. વ્યાસ | ૨–૬–૦ |
| ૧૭ | ૨૩ | ખેતીનાં સામાન્ય ઓજારો—ન. ચં. શાહ | ૩–૨–૦ |
| ૧૮ | ૨૪ | મુંબઈ રાજ્યનાં કેટલાંક કૃષિકેન્દ્રો—માર્તંડ શિ. પંડ્યા | ૨–૯–૦ |

## મહારાજા સયાજીરાવ ત્રીજા સુવર્ણ મહોત્સવ સ્મારક

### વ્યાખ્યાનમાળા

| | | |
|---|---|---|
| ૧ | રાગ અને રસ—વ્યાખ્યાતા પંડિત ઓમકારનાથ ઠાકુર | ૧-૧૨-૦ |
| ૨ | ગુજરાતી પિંગલ—નવી દૃષ્ટિએ—વ્યાખ્યાતા રામનારાયણ વિ. પાઠક | ૧–૬–૦ |

## ભારતીય સંગીત-નૃત્ય-નાટ્ય મહાવિદ્યાલય ગ્રંથશ્રેણી

| માળા અંક | | રૂ.આ.પા. |
|---|---|---|
| ૧ | એકાંકી–સ્વરૂપ અને સાહિત્ય—શ્રી. નં. પાઠક | ૨–૮–૦ |
| ૨ | નાટ્યશિક્ષણનાં મૂળ તત્ત્વો—શ્રી જશવંત ઠાકર | ૩–૮–૦ |
| ૩ | ગુજરાતી બિનધંધાદારી રંગભૂમિનો ઇતિહાસ—શ્રી. ધનસુખલાલ મહેતા | ૨–૮–૦ |
| ૪ | Bharata Natya and other Dances of Tamil Nad—by E. Krishna Iyer | 1–75 np. |

## પ્રાચીન ગુર્જર ગ્રન્થમાળા

| | | |
|---|---|---|
| ૧ | નેમિચંદ ભંડારી-વિરચિત ષષ્ટિશતક પ્રકરણ—ત્રણ બાલાવબોધ સહિત સંપાદક : ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા | ૫–૦–૦ |
| ૨ | મહીરાજકૃત–નલદવદંતી રાસ—સંપાદક : ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા | |
| ૩ | પ્રાચીન ફાગુ-સંગ્રહ—સંપાદકો : ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા અને શ્રી. સોમાભાઈ પારેખ | ૮–૦–૦ |
| ૪ | વર્ણક સમુચ્ચય ભાગ ૧. મૂળ પાઠ—સંપાદક : ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા | ૭–૮–૦ |
| ૫ | ભાલણકૃત નળાખ્યાન—સંપાદક : ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા | ૮–૦–૦ |

ઉપર દર્શાવેલા પ્રકાશનો તેમજ આ માળાઓના અન્ય પ્રકાશનો નીચેના સરનામેથી મળી શકશે :—

સંચાલક,
**પ્રાચ્યવિદ્યામન્દિર,**
પો. બૉક્સ નં. ૭૫,
**વડોદરા.**